નમો જિણાણ

શ્રી આત્મકમલ-લબ્ધિસૂરીશ્વરજી જૈન ગ્રંથમાળા

પુષ્પ ૩૧

# અંતરના અજવાળાં

( સચિત્ર નૂતન કથા ગીતા )

લેખક :

— ગચ્છાધિપતિ —

વ્યાખ્યાનવાચસ્પતિ પૂ૦ પા આચાર્યદેવ શ્રીમદ્ વિજય
લબ્ધિસૂરીશ્વરજી મહારાજના પટ્ટપ્રભાવક દક્ષિણ
દેશોદ્ધારક પૂ૦ પા આચાર્યદેવ શ્રીમદ્ વિજય
લક્ષ્મણસૂરીશ્વરજી મહારાજ ના
વિદ્વાન પટ્ટાલંકાર કવિકુલતિલક
શતાવધાની આચાર્યશ્રી
વિજય કીર્તિચંદ્રસૂરિજી મ૦



કિંમત

૬—૦૦

પ્રકાશક :

શ્રી આત્મ-કમલ લબ્ધિસૂરીશ્વરજી જૈન જ્ઞાનમંદિર
ઠે. ૬, જ્ઞાનમંદિર રોડ, દાદર, B. B. મુંબઇ-નં. ૨૮

વિ સં. ૨૦૩૨ વી સં. ૨૫૦૧ ઇ સ ૧૯૭૬

અંતરનાં અજવાળાં

| | | |
|---|---|---|
| આવૃત્તિ પહેલી | વિ. સં. ૨૦૦૮ | નકલ ૧૫૦૦ |
| આવૃત્તિ બીજી | વિ. સં. ૨૦૦૯ | નકલ ૨૦૦૦ |
| આવૃત્તિ ત્રીજી | વિ. સં. ૨૦૧૦ | નકલ ૧૦૦૦ |
| આવૃત્તિ ચોથી | વિ. સં. ૨૦૧૧ | નકલ ૧૦૦૦ |
| આવૃત્તિ પાંચમી | વિ. સં. ૨૦૧૩ | નકલ ૨૦૦૦ |
| આવૃત્તિ છઠ્ઠી | વિ. સં. ૨૦૧૫ | નકલ ૧૫૦૦ |
| આવૃત્તિ સાતમી | વિ. સં. ૨૦૧૯ | નકલ ૨૨૫૦ |
| આવૃત્તિ આઠમી | વિ. સં. ૨૦૨૦ | નકલ ૨૦૦૦ |
| આવૃત્તિ નવમી | વિ. સં. ૨૦૨૫ | નકલ ૨૦૦૦ |
| આવૃત્તિ દસમી | વિ. સં. ૨૦૨૬ | નકલ ૧૫૦૦ |
| આવૃત્તિ અગ્યારમી | વિ. સં. ૨૦૩૨ | નકલ ૧૨૫૦ |
| | | કુલ ૧૮૦૦૦ |

નકલ—૧૨૫૦

આવૃત્તિ અગ્યારમી

-: મુદ્રક :-

ભાનુચંદ્ર નાનચંદ મહેતા
શ્રી બહાદુરસિંહજી પ્રિ પ્રેસ
પાલીતાણા.

:: સમર્પણ ::





ખંભાત નિવાસી

સ્વ. ધર્મપ્રેમી શા મુળચંદ રજેચંદ

સ્વ. ધર્માનુરાગી ખીમકોરબાઈ

આ બન્ને ફોટા પૂ૦ આ૦ શ્રી વિજયકીર્તિચંદ્રસૂરિજી મ.ના સંસારી માતા-પિતાના છે.
તેમના ઉપર એમનો ઘણો મોટો ઉપકાર છે

## ખંભાત નિવાસી સ્વ ધર્મપ્રેમી—

## શ્રી મુળચંદ વજેચંદનો ટૂંક પરિચય

ગરવી ગુજરાતના મુગટ સમાન સ્થંભનપુર-ખંભાત શહેર અત્યંત જુનું અને જાણીતું છે પ્રગટ પ્રભાવી શ્રી સ્થંભન પાર્શ્વનાથ સ્વામીની ચમત્કારિક મૂર્તિ જ્યાં વિદ્યમાન છે અનેક જિન મંદિરો, પૌષધશાળાઓ અને જ્ઞાનમંદિરોથી શોભતી અને મહાન જૈનાચાર્યોના પુનીત પાદપદ્મથી પાવન મનેલી આ નગરીમાં શેઠ વજેચંદ ખીમચંદ મહાન ધર્માત્મા અને ભદ્રિક આત્મા ચોળાવાડામાં વસતા હતા તેમને બે પુત્રો હતા એકનું નામ મુળચંદભાઈ અને બીજાનું નામ મણિલાલ.

શ્રી મણિભાઈ ચોળાવાડામાં રહે છે અને શ્રી મુળચંદભાઈ સંઘવીની પોળમાં ચિંતામણી પાર્શ્વનાથ સ્વામીના જિન મંદિરની બાજુમાં જ રહેતા હતા. તેઓ તાજેતરમાં જ વિ સં ૨૦૨૫ના ફાગણ વદ ૨ ના સવારે સાડા દસ વાગે ૮૦ વર્ષની વૃદ્ધ વયે સમાધિ પૂર્વક કાળધર્મ પામ્યા છે. અંતિમ સમયે મુનિરાજ શ્રી જયવિજયજી (ખંભાતના)એ અંતિમ સમયની સુંદર આરાધના કરાવી હતી.

સ્વ શ્રી મુળચંદભાઈ ભદ્રિક અને સરળ હતા, અનેક ધાર્મિક નિયમો અને વ્રતો તેમણે અંગીકાર કર્યા હતા પ્રમાણિકતાનો મોટો ગુણ હતો. સુંદર આચાર-વિચાર અને સુંદર

રહેણી-કહેણી ધરાવતા હતા. ધર્મ ભાવનાથી એમનું જીવન રંગાયલું હતું. તેઓ શતાવધાની આચાર્ય શ્રી વિજય કીર્તિચંદ્રસુરિજી મહારાજના સંસારી પિતા થતા હતા. વિ. સં. ૨૦૦૦ની સાલમાં સ્વ. પરમ ગુરુદેવ વિજય લબ્ધિસૂરીશ્વરજી મહારાજના વરદ હસ્તે શ્રી સુખચંદભાઈએ સજોડે ચતુર્થ વ્રત અંગીકાર કર્યું હતું. તેમના પુત્ર કાંતિલાલે ૧૭ વર્ષની વયે બાણસ્મા મુકામે ગુપ્ત રીતે દીક્ષા અંગીકાર કરી હતી અને મુનિ શ્રી કીર્તિવિજયજી તરીકે જાહેર થયા હતા.

આ વાતની માત-પિતાને તે વખતે જાણ થતાં તેમને ખૂબ જ આઘાત લાગ્યો હતો અને ઠીક ધમાલ કરી હતી. તેથી સ્વ૦ પરમ ગુરુદેવ સમક્ષ તેમણે પોતાનાથી મોહ અને અજ્ઞાનતાની જાણે-અજાણે જે કંઈ અવિનય આશાતના થઈ હોય તેનો મિચ્છામિદુક્કડં દઈ પ્રાયશ્ચિત લીધું હતું. પોતાના પુત્રને વિદ્વાન અને શાસન પ્રભાવક જોઈ એમનું હૈયું નાચી ઊઠતું હતું, અને ખૂબ જ અનુમોદના કરતા હતા.

પં. શ્રી કીર્તિવિજયજી ગણિવરના સિરોહી-(રાજ૦)માં સૂરિપદ અર્પણ પ્રસંગે અસ્વસ્થ તબીયત હોવા છતાં વિશાળ કુટુંબ સાથે હાજર રહી ભૂરિ-ભૂરિ અનુમોદના કરી હતી. વિ. સં. ૨૦૦૦માં પૂ૦ પરમ ગુરુદેવ વિજય લબ્ધિસૂરીશ્વરજી મહારાજ, પૂ૦ ગુરુદેવ વિજય લક્ષ્મણસૂરીશ્વરજી મહારાજ, પૂ૦ ઉપા. શ્રી જયંતવિજયજી ગણિ. આદિ ઠા. ૨૧ નું આગ્રહભરી વિનંતી કરી તેમણે પોતાના ગૃહાંગણે ચાતુર્માસ પરિવર્તન કરાવ્યું હતું. ભવ્ય મંડપ, વ્યાખ્યાન, પૂજા, પ્રભાવના આદિ કાર્યો કરી ઠીક લાભ ઉઠાવ્યો હતો.

પુન ૫ વર્ષ પૂર્વે પૂ૦ ગુરુદેવાદિ ખભાતના જૈન સઘની વિનતી સ્વીકારી ભવ્ય સ્વાગત સહ ખભાત પધાર્યા ત્યારે હજારોની સખ્યામાં જનતાએ અનેરા ઉમળકાથી લાભ ઉઠાવ્યો હતો તે વખતે પણ શ્રી મુળચદભાઈએ પૂ૦ ગુરુદેવને વિનતી કરી ભવ્ય સ્વાગત સહ સઘવીની પોળમા પોતાના ગૃહાગણે ભવ્ય મડપ બાધી પૂ૦ ગુરુદેવોના સવાર-બપોર વ્યાખ્યાનો યોજી જનતાને લાભ અપાવ્યો હતો ચાલુ દિવસોમા પણ હજારોની સખ્યામાં શ્રોતાજનોએ લાભ ઉઠાવ્યો હતો અને પ્રભાવનાદિ કાર્યો કર્યા હતા શ્રી મણિલાલભાઈને ત્યા પણ પૂ૦ ગુરુદેવો પધાર્યા હતા અને તેમણે પ્રભાવના કરી હતી.

સ્વ૦ શ્રી મુળચદભાઈના મોટા પુત્ર શકરાભાઈ તથા મોટી પુત્રી કમળાબ્હેન વર્ષો પૂર્વે સ્વર્ગવાસ પામ્યા છે, હાલ-એમના એક રસીકલાલ અને એક સુભદ્રા એમ બે પુત્ર-પુત્રી છે તેઓએ પિતાજીની સુદર સેવા બજાવી હતી રસિકલાલના ધર્મપત્ની રમીલા, હસમુખ તેમજ સુભદ્રાની પુત્રી ઉષા વગેરે પરિવારે સારી સેવા કરી હતી. શ્રી મુળચદભાઈ સુદર જીવન જીવી જીવનને સાર્થક કરી ગયા તેમના સ્વર્ગવાસ પછી ત્રણ દિવસ ધામધૂમથી પૂજાઓ ભણાવવામા આવી હતી. થોડા વખત પહેલાં ખીમકોરબ્હેન પણ ધર્મની સુદર આરાધના કરી કાળધર્મ પામ્યા છે એઓ જ્યા હોય ત્યા એમના આત્માને શાતિ મળો એજ એક અભિલાષા.

—પ્રકાશક.

## ❀ મંગલ વચન ❀

( પાંચમી આવૃત્તિમાંથી)

લેખક—વિદ્વદ્વર્ય શાંતમૂર્તિ સમર્થલેખક—પૂ૦ પંન્યાસજી

શ્રી કનકવિજયજી ગણિવર.

(હાલ આચાર્યશ્રી કનકચંદ્રસૂરિજી મ૦)

વિશ્વકલ્યાણકર જૈનદર્શનની મૌલિકતા, તેનાં આચાર વિચારોની શ્રેષ્ઠતા, તથા તેનાં તત્વજ્ઞાનની સૂક્ષ્મતા પર નિર્ભર છે, તે રીતે વિશ્વના સચરાચર પદાર્થોની સ્વાભાવિક સ્થિતિ અને તેનું સ્વરૂપ તેને યથાર્થરૂપે સુસંવાદી શૈલીએ પ્રરૂપિત કરવામાં જૈન દર્શનનું તત્ત્વજ્ઞાન અદ્વિતીય છે. એ તત્ત્વજ્ઞાનને ત્રણ કાલનું વિશ્વદર્શન કહી શકાય, એમાં બે મત નથી, વર્તમાન વિજ્ઞાન જે કાંઇ આપણી સમક્ષ પ્રયોગરૂપે મૂકે છે, તે કરતાં સ્વાભાવિકપણે રહેલી વિશ્વના પદાર્થોની વ્યવસ્થાને ત્રણે કાલને સ્પર્શતી સ્પષ્ટરૂપે જૈન દર્શને જે રીતે દર્શાવી છે, તે સર્વ કોઇ સહૃદય નિષ્પક્ષ વિચારકને તેનાં પ્રરૂપક શ્રી જિનેશ્વર ભગવંત પ્રત્યે અસીમ સદ્‌ભાવ પ્રગટાવવા સમર્થ છે.

જૈન દર્શન તો જે છે તેને તે રીતે દર્શાવવામાં મૌલિક છે. નવું કાંઇ બનાવીને બતાવવાનું જૈન દર્શનમાં ક્યાંયે નથી. ફક્ત તેમાં રહેલા જ્ઞેય, ગ્રાહ્ય તથા ત્યાજ્ય અંશોનું પૃથક્કરણ જૈનદર્શનની પોતાની સ્વતંત્ર શૈલી છે. જે આત્માના પરમાત્મ અંશને પ્રગટાવવામાં આવશ્યક તથા ઉપકારક છે.

જૈન શાસનનો કે જૈન ધર્મનો ઉદ્દેશ, સર્વવ્યાપી પ્રાણ એ જ છે કે, 'આત્માએ પરમાત્મસ્વરૂપ પ્રાપ્ત કરવું. આત્મા પોતે પરમાત્મા છે.' પણ તેનું સ્વરૂપ અવ્યક્ત અગોચર બન્યું

છે, ઢંકાઈને રહ્યુ છે તેને પ્રગટ કરવા માટે સર્વ કોઈ ભવ્ય જીવોએ પુરુષાર્થ આચરવો. તે માટે જૈન દર્શનમા દ્રવ્યાનુયોગ, ગણિતાનુયોગ, ચરણકરણાનુયોગ તથા ધર્મકથાનુયોગ એ ચાર તત્ત્વજ્ઞાનની મુખ્ય શાખાઓ દર્શાવી છે જીવ, અજીવ, ઇત્યાદિ દ્રવ્યોનુ સૂક્ષ્મ-સૂક્ષ્માતીત સ્વરૂપ, વિશ્વમાત્રના સચેતન-અચેતન પદાર્થોની ત્રિકાલાવચ્છિન્ન પ્રક્રિયા, પરસ્પરનો સબધ એક બીજાનો ઉપકાર અપકાર, ઇત્યાદિનુ અતિ સૂક્ષ્મ જ્ઞાન આ વિભાગમા આત્માનાં પરમાત્મસ્વરૂપની પ્રાપ્તિના માર્ગમા મુમુક્ષુ જીવોને સહાયક બનવા ઉપયોગી બને છે.

દ્રવ્યાનુયોગમા પદાર્થોનુ જે જે સૂક્ષ્માતિસૂક્ષ્મ સ્વરૂપ આલેખાયુ છે, તેના સ્વરૂપને યથાર્થ સમજવા મુમુક્ષુને ગણિતાનુયોગમા તે તે પદાર્થોના ક્ષેત્ર, સ્થિતિ, ત્રિકાલના ભેદથી તેના પરિવર્તનો તે બધુ ચોક્કસ ગણિત આ વિભાગમા જાણી શકાય છે આ રીતે બન્નેને જાણ્યા બાદ આત્મા પોતાના પરમાત્મસ્વરૂપને પ્રાપ્ત કરવા જે શુદ્ધ, વિશુદ્ધ અને અતિશુદ્ધ પ્રક્રિયાને જીવનમા જે રીતે આચરવા સજ્જ બને છે, તે સૂક્ષ્માતિસૂક્ષ્મ અહિંસા, સયમ અને તપની સાધનાનુ સ્વરૂપ, ચરણકરણાનુયોગના સાહિત્ય વિભાગમા જૈન દર્શને લોકોત્તર શૈલીથી અપ્રતીમ રીતે દર્શાવ્યુ છે.

જ્યારે આ ત્રણેયના નિષ્કર્ષરૂપે જે જે મુમુક્ષુ જીવો, પોતાની સાધનાને વિકસાવી આત્માના વિશુદ્ધ સ્વરૂપને પ્રાપ્ત કરવા જે રીતે ક્રમિક ઉત્થાન કરતા રહ્યાં તેઓના જીવનની મગલમય સાધનાનુ સુરેખ આલેખન ચોથા ધર્મ કથાનુયોગના 'સાહિત્યમા સકલિત થયેલ છે, આમા બન્ને પ્રકારો હોય.

આત્મ ઉત્થાનના સાધકોનાં જીવનની શ્રેષ્ઠ સાધના, સાથે જેઓ આત્મતત્ત્વને ભૂલી, જડતત્ત્વ પ્રત્યેના આકર્ષણથી અજ્ઞાન, મોહ તથા કામક્રોધાદિની પરવશતાથી અધઃ પતનની ઉંડી ખીણમાં ગબડી પડે છે. તેઓનાં જીવનની નિકૃષ્ટતા પ્રત્યે, તથા દુર્ભાગી આત્માઓને પ્રાપ્ત થતી, વેદના, દુઃખ, તથા દુર્ગતિની અનંત વ્યથા પ્રત્યે સર્વ કોઇ કલ્યાણકામી આત્માઓનાં અંતરમાં ઉદ્વિગ્નતા, નિર્વેદ પ્રગટાવવાપૂર્વક જાગતા રહેજો નો સંદેશો આપવાનો ઉદ્દેશ ધર્મકથાના સાહિત્યમાં હોય છે.

એટલા જ માટે જૈનદર્શનના ધર્મકથાનુયોગનું સાહિત્ય ખૂબજ ઉપકારક છે. જીવનસાધનાની, આત્મઉત્થાનની વિશુદ્ધ પ્રક્રિયાને મૂર્તરૂપે સમજવા માટે, સક્રિય સ્વરૂપે (પ્રેકટીકલ) વ્યવહારુ રીતે સમજવા માટે, આ સાહિત્યનો જે અનન્ય અને અલૌકિક ઉપકાર છે, તે વચનાતીત છે; આત્મા, પરમાત્મા, પુણ્ય, પાપ, આશ્રવ, સંવર, નિર્જરા આદિ પ્રત્યેક પદાર્થોનાં યથાર્થ આલેખન તથા દ્રવ્યાનુયોગાદિ સર્વ સાહિત્યની ફલશ્રુતિ આ કથાનુયોગના ધર્મકથાનાં સાહિત્યમાં સમાવેશને પામે છે.

તદુપરાંત; આત્મસાધનાના સર્વશ્રેષ્ઠ મંગલમાર્ગની પ્રાપ્તિ માટેના અનુપમ સદ્ગુણો ક્ષમા, સત્ય, સંયમ, સંસ્કાર, શૌર્ય, તપ, ત્યાગ, જ્ઞાન તથા વૈરાગ્ય ઇત્યાદિનો સુભગ સંયોગ જૈન કથાનુયોગના ગ્રંથોમાં તાણા-વાણાની જેમ વણાઇને રહેલો હોય છે: કોઇ પણ કાળમાં સંસારના વિશાલ વર્ગને આધ્યાત્મપ્રધાન પ્રવૃત્તિઓમાં જોડાવા માટે કે ધર્મ સન્મુખ વાળવા માટે, ધર્મકથાઓના પ્રચારનો અને પ્રભાવનો ફાળો મહત્ત્વનો છે.

કથયિતવ્ય વસ્તુ સાંભળનાર સમગ્ર સમૂહને, તત્ત્વને જાણવા

ધર્મરહિત સર્વ મુમુક્ષુવર્ગને તે વસ્તુ હૃદય સોંસરવી ઉતારવા માટે ધર્મકથા સાહિત્ય જેટલુ સર્વદેશીય રીતે સફલ બને છે, તેટલુ ભાગ્યે જ અન્ય સાહિત્ય આબાલગોપાલ યાવત્ વિદ્વદ્વર્ગ સુધી એક સરખી રીતે સફલ બને છે ન્યાયશાસ્ત્રના ગહન વિષયને સમજવા તૈયાર થતા બુદ્ધિશાલી વર્ગને પણ અનુમાન દ્વારા વસ્તુની સિદ્ધિ કરતા તે સાધ્ય હેતુનો સમન્વય સમજાવવા માટે ઉદાહરણને પણ, પક્ષ, સાધ્ય હેતુની સાથે સમાવિષ્ટ કરવો પડયો છે.

સાભળનારના આત્માને સ સારના તુચ્છ ભોગસુખોમાથી નિવૃત્ત બનાવી વિષય તથા કષાયની પરિણતિ મ દ કરાવવા દ્વારા આત્માના ઊર્ધ્વગમનમા સહાયક બનનાર કથાસાહિત્ય, તે ધર્મકથાનુયોગ કહેવાય છે જૈન ધર્મે પોતાના કથાનુયોગ દ્વારા સ સાર સમસ્તને ક્રોધ, માન, માયા, લોભ, રાગ, દ્વેષ, મોહ, અજ્ઞાન તથા મમતાનાં પાપોથી દૂર રહેવાનો, તૃષ્ણા તથા વિષયોની ભય કરતા સમજાવવા દ્વારા તેનો ત્યાગ કરવાનો સદુપદેશ આપ્યો છે જૈનદર્શનનુ કથાસાહિત્ય યથાર્થ, સ વાદી અને વિશાલ સ સારના પ્રત્યેક જીવાત્માની કર્મજન્ય દશાનુ તટસ્થ ભાવે આલેખન કરે છે, એમા કપોલ કલ્પના કે વિસવાદને કયાયે સ્થાન નથી

કર્મજન્ય સ સારની વિચિત્રતા, આત્માનો કર્મ પર વિજય પ્રાપ્ત કરવા માટેનો સાચો પુરુષાર્થ જીવાત્માની મોહ, મમતાનાં કારણે થતી અનદશા, સાચી સમજણ પ્રાપ્ત થવાથી જીવાત્માની મહાત્મા બનવા દ્વારા પરમાત્મા થવા માટેની તત્પરતા ઇત્યાદિનુ સુરેખ દર્શન જૈનદર્શનના કથાસાહિત્યમા

સ્પષ્ટપણે જોવા મળે છે. આવું કથાસાહિત્ય ગદ્ય તથા પદ્યરૂપે આલેખાયેલું જૈનદર્શનનાં ધર્મગ્રંથોમાં રહેલું છે.

( ૨ )

પ્રસ્તુત પ્રકાશન આવા જ એક ધર્મકથાનુયોગનાં સાહિત્યને વર્તમાન યુગની શૈલીમાં કાવ્યમય પદ્ધતિએ રજૂ કરે છે. જૈન ધર્મના ત્યાગ, તપ, સંયમ, સમભાવ, જ્ઞાન, વૈરાગ્ય તથા સંસ્કાર અને સહિષ્ણુતાનાં મંગલકારી તત્ત્વો કે જે મહાપુરુષોનાં જીવનમા ઓતપ્રોત બની ચૂક્યાં છે અને તે ઉત્તમ કોટિના સદ્ગુણોથી જેઓએ પોતાનું તથા સંસારના અનેક ભવ્ય જીવોનું કલ્યાણ સાધવાનો શુભ પુરુષાર્થ આચર્યો છે, તે બધા જૈન ઇતિહાસમાં પ્રસિદ્ધ, આત્મશ્રેયના મંજુલ માર્ગના પુણ્યવાન પથિકોનાં જીવનચરિત્રોનું હૃદયંગમ શૈલીએ મધુર ભાષામાં નૂતન રાગ-રાગિણી દ્વારા અદ્ભુત આલેખન અહિં ‘અંતરનાં-અજવાળાં’ નામના આ ગ્રંથરત્નમાં થયું છે.

લેખક મુનિરાજ શ્રી (હાલ આચાર્ય શ્રી કીર્તિચંદ્રસૂરિજી) વિદ્વાન તથા કાવ્યમય શૈલીમાં કથા સાહિત્યને રજૂ કરવામાં સિદ્ધહસ્ત છે. પદ્યરચનાઓમાં તેમનું પ્રભુત્વ નૈસર્ગિક છે. વર્તમાન પ્રવાહને લક્ષ્યમાં રાખીને વર્તમાન યુગનાં વાતાવરણમાં ઉછરેલાં યુવાન માનસને પણ જૈનદર્શનના મહાપુરુષો તથા મહાસતીઓનાં જીવનમાંની આત્મકલ્યાણની પ્રેરણા પ્રાપ્ત થાય, આ જ એક શુભ ઉદ્દેશને લક્ષ્યમાં રાખીને તેઓએ આ પ્રકાશનની પદ્યકૃતિઓ ગૂંથી છે.

પ્રસ્તુત ગ્રંથમાં પ્રસિદ્ધિને પામતી પ્રત્યેક પદ્યકથાનો સ્વતંત્ર

ઈતિહાસ છે જૈન ધર્મની મહાન વિભૂતિઓનુ મ ગલ જીવન મધુર રાગ-રાગિણીપૂર્વક આલ્હાદક કાવ્યમય ભાષામા આ ગ્રથમા જે યથાર્થ સુસ્પષ્ટ અને ભાવવાહી આલેખન થયુ છે, તે માટે પ્રશ સાના બે શબ્દો કહેવા એ તો ખરેખર દીવા આગળ અજવાળુ કરવા જેવુ છે, છતા કહેવા મન લલચાય છે, લખવા દિલ થાય છે, એટલે જ કહેવુ જરૂરી છે કે, કાવ્યનો પ્રાણ જે રસ કહેવાય છે તે રસનિષ્પત્તિ આ પુસ્તકમા પ્રસિદ્ધ થએલ એક એક કૃતિમા સ્વાભાવિક રહેલી છે

શાત, વૈરાગ્ય, કરુણ, શૌર્ય અને સ સારની ભયાનકતા રૂપ ભય ઈત્યાદિ મુખ્ય રસો, તેમજ અવાતર રસાતરો, પ્રત્યેક કૃતિમા યોજક વિદ્વાન મુનિપ્રવરશ્રીએ સયોજિત કર્યા છે. શબ્દોનો સુ દર પ્રયાસ, અર્થનો ચમત્કાર, શૈલીની મધુરતા તથા કાવ્ય રચનામા નૈસર્ગિક પ્રભુત્વ આ ગ્રથમા પાને પાને ઝળકે છે કયાયે જોડકણા નથી કે કયાયે રમક્ષતિ નથી તેમજ કયાય શૈલીભ ગ કે ભાવમા વિસ વાદિતા નહિ, સમગ્ર રચનાઓમા આ રીતે નિર્દોષતા જોવા મળે છે. મધુર ક ઠે ભવ્ય આલાપ પૂર્વક ગાનારા દ્વારા આ કાવ્ય કૃતિઓ સાભળવાનો મને સુઅવસર મળ્યો છે અને એ સાભળતા મને સારો અનુભવ થયો છે એટલે જ હુ કહી શકુ કે, આ પવરગનાને સાભ ળતા સાભળતા આત્મા ખરેખર મુગ્ધ બને છે-હૈયુ ડોલી ઉઠે છે કયાયે ભાવક્ષતિ કે શબ્દ ગુ થણીમા કૃત્રિમતા જણાતી નથી, પણ સ્વાભાવિક કાવ્યકૃતિનો રસાસ્વાદ કરતા હોઈએ એવો તાદૃશ અનુભવ થાય છે

નૂત ન ગીને પદ્ધતિના રાગ-રાગણીમા જે જોડકણાઓ

આજકાલ આપણા સમાજમાં ઉભરાઈ રહ્યા છે, તે સામે હજુ પણ અને કેટલીક વખતે અણગમો જરૂર થાય છે, પણ લેખક વિદ્વાન મુનિરાજશ્રી કે જેઓને સ્વાભાવિક રીતે કાવ્ય રચનામાં પ્રભુત્વ-પૂર્વકાલિન પ્રબલ ક્ષયોપશમના યોગે પ્રાપ્ત થયેલ છે. તેઓની નૂતન રાગ-રાગિણીમાં આલેખાયેલી આ બધી કૃતિઓ માટે મને અવશ્ય અનુરાગ છે. મધુર કંઠે આલાપ પૂર્વક ગવાતી આ કૃતિઓને સાંભળનારા અનેક લોકોને મેં જોયા છે કે, જેઓ સદ્‌ભાવ, સ્થિરતા તથા શાંતિપૂર્વક ઉપાશ્રયોમાં બેસીને કલાકોના કલાકો સુધી જૈન શાસનની મહાન્ તેજસ્વી વિભૂતિઓના જીવન ચરિત્ર પરથી પ્રાપ્ત થતી પ્રેરણાનું અમીપાન કરી અનુપમ લાભ મેળવનારા બન્યા છે.

એટલે હું નિઃસંશય કહીશ કે, પ્રસ્તુત પ્રકાશનની હૃદયંગમ બોધપ્રદ કાવ્ય કૃતિઓના સર્જનમાં અદ્‌ભુત પરિશ્રમ લેનાર, કાવ્ય રચનામાં નૈસર્ગિક પ્રભુત્વ ધરાવનાર, સિદ્ધહસ્ત કાવ્યકાર, વિદ્વાન્ મુનિપ્રવરશ્રી ખરેખર અભિનંદનના અધિકારી છે. તેઓની કાવ્ય કૃતિઓનો આ ગ્રંથરત્ન ખૂબ જ લોકપ્રિયતાને પ્રાપ્ત કરી શક્યો છે એ ગૌરવનો વિષય છે.

જૈન શાસનમાં પોતાના તપ, ત્યાગ, વૈરાગ્ય, આત્મદમન, સમભાવ ઈત્યાદિ દ્વારા સુપ્રસિદ્ધ થઈ ગયેલા મહાજ્ઞાની સંતશિરોમણિ સાધુપુરુષો તેમ જ વિપત્તિની વિષમ વેળાએ પણ પોતાનાં શીલ, સદ્ધર્મ શ્રદ્ધા તથા સત્ત્વમાં અણનમ રહેનારાં મહા સાધ્વી સતીરત્નો તેમજ કર્મયોગે અધઃપતન ભણી ખેંચાઇ ગયેલ, છતાં સામાન્ય નિમિત્ત પામી આત્માનાં ઉત્થાન માટે જાગ્રત થઇ આત્મસાધના સાધી ગયેલા મહાન્ સાધકો

અને ધર્મમાર્ગને પામી નિજ જીવના માર્ગે પ્રગતિ કરવાનો અપૂર્વ પુરુષાર્થ દાખવનારા પુણ્યવાન આત્માઓ આ બધા પના સુરેખ જીવન ચરિત્રોનુ ભવ્ય આલેખન કરતી તથા માનવ સંસારને સદુપદેશ આપતી, આ કાવ્ય કૃતિઓ કાવ્ય ગ્રથોમા આદરપાત્ર સ્થાન પ્રાપ્ત કરી શકે તેની અનુપમ અને અદ્વિતીય રચનાઓ છે

જૈન કથાગીતોનુ અપૂર્વ અને ભવ્ય પ્રસ્તુત પ્રકાશન અનેક પ્રકારના સુધારા વધારા સાથે સુસસ્કારિત થઈને આજે જે રીતે પાચમી આવૃત્તિ પામે છે, તેજ હકીકત કાવ્યકાર શતાવધાની વિદ્વાન મુનિપ્રવરશ્રીની અદ્ભૂત કાવ્યકલા, કથાગીતોની રચના માટેનુ નૈસર્ગિક શબ્દ પ્રભુત્વ, ભાવાર્થ તુર્ય તથા ગેયરૂપે તેઓના મુખે ગવાતા આ ગીતાની અદ્વિતીય પ્રભાવકતાનુ મૂર્તિમત પ્રતીક છે

જૈનશાસનમા ક્ષમા, તપ, ત્યાગ, સયમ, શીલ, શૌર્ય, જ્ઞાન, વૈરાગ્ય, તેમજ દૃઢ મનોબળના જે અદ્ભુત ગુણોની સાધના વર્ણવી છે, શ્રદ્ધા તથા આસ્તિકતાના જે પરમોજ્વલ તત્ત્વોની મગલગાથાઓ ગવાઈ છે, તે આ કથાગીતોના શબ્દે, શબ્દે, પદે-પદે તાણા-વાણાની જેમ વણાયેલી આપણને જાણવા-સાંભળવા-સમજવા મળે છે પ્રસ્તુત પુસ્તકમા કથાગીતો દ્વારા સસારે સમસ્તના સાધક આત્માઓને જીવનના ઊર્ધ્વગામી ઉન્નત પરમ તત્ત્વોનો સર્વ શ્રેષ્ઠ સદેશો મળે છે

આ ગ્રથરત્ન નવ ખડોમા વિભક્ત છે પ્રથમ ખડમા નવકાર મત્રના નવપદોની જેમ શ્રી સિદ્ધચક્ર ભગવતના નવ પદોના કે બ્રહ્મચર્યની નવવાડોના પ્રતીક સ્વરૂપ નવરસ ઝ્યાની,

અસહતા, અખંડિતતા તથા વ્યાપકતા પ્રબોધતા હોય તેમ નવ મહાપુરૂષોની અદ્ભુત જીવન સાધનાની સુરેખ છબી પ્રતિબિંબિત થઈ છે. ભગવાન શ્રી મહાવીર દેવનાં શાસનમાં તેઓશ્રીના વિદ્યમાનકાળમાં થઈ ગયેલા બ્રાહ્મણ પુત્ર અમરકુમારની જીવનકથા; સંસારની સ્વાર્થમયતા, અજ્ઞાન તથા મોહાધીન આત્માઓની મૂઢતા, અને આત્માની અશરણતા દર્શાવવા પૂર્વક હૃદયમાં શ્રદ્ધા ભાવે સ્થાપિત થયેલ પરમેષ્ઠી મહામંત્ર શ્રી નવકારમંત્રના મહિમાની ગૌરવ ગાથાને આલેખે છે.

ક્ષમામૂર્તિ ગજસુકમાલની જીવનસાધના ક્ષમા, સંયમ તથા શૌર્યના બોધ આપવાપૂર્વક, ક્રોધ, અને વેરથી બળતા પામર જીવની અધમદશા પ્રત્યે કરૂણાની પ્રેરણા આપે છે. એજ રીતે સંયમશીલ ઝાંઝરીયા મુનિવર, અને મહાત્મા ખંધક ઋષિની જીવન સાધના; આત્માના અદ્‌ભૂત શૌર્યગુણની. તેજસ્વી આત્મસામર્થ્યની, જ્ઞાન, વૈરાગ્ય તથા ધૈર્યના મહાપ્રતાપી વ્યક્તિત્વની નિર્મલગંગા આપણા આત્માના અંતરમાં શ્રદ્ધા સદ્ભાવ, સંવેગ તેમજ બહુમાન ભાવને જીવંત કરી જાય છે. એ ભૂતકાળના પ્રભાવશાલી યશોજ્જવલ અમર સંત શિરોમણિનાં ચરણોમાં આત્માની અનંત વંદના પાઠવવા અંતરની ઊર્મિઓ નાચી ઉઠે છે.

ભાવનાનું પરિમલ, શુદ્ધ તથા સાત્ત્વિક આત્મજાગૃતિ; કર્મે પછાડીને ઠેઠ નીચે પાડેલ જીવનમાં શુદ્ધ નિમિત્ત પ્રાપ્ત થતાં કેવું આશ્ચર્યકારી પુનિત પરિવર્તન લાવે છે તેનો સર્વાશ્ચર્યકર ઇતિહાસ ઇલાચીકુમારના કથાગીતમાંથી આપણને પ્રાપ્ત થાય છે જે ભવાંતરની સંયમ સાધનાનું પરિમલ તથા આત્માએ ગમે ત્યારે ગમે તેવી સ્થિતિમાં પણ શુભ્ર, ઉર્ધ્વગામી પરમો-

ઉજ્જવલ આલબનોની ઉપેક્ષા નહિ રાખવી, પણ હૃદયના સરળભાવે સદ્‌ભાવ પૂર્વક અપેક્ષા રાખતા રહેવુ, તેનો નિર્મલ બોધ આપે છે પૃથ્વીચંદ્ર-ગુણસાગરની જીવન કથામા વૈરાગ્યના રંગે રંગાયેલા, સંવેગભાવિત આત્માની મોહ, વિલાસ અને વિષયોપભોગના ભરચક સાધનોની વચ્ચે જે નિર્મોહ દશા વર્તી રહી છે, આત્માના અંતસ્તલમા જે સંસાર પરિભ્રમણની અનંત વેદનાઓની વ્યથા ભરેલી છે તેનુ ભવ્ય શબ્દચિત્ર તાદૃશ થાય છે, વર્તમાનના માચના રમકડા જેવા વિષયજન્ય સામારિક સુખોમા આસક્ત થયેલાઓને ખુબ જ બોધક પ્રેરણાના પાન કરાવનારી આ જીવનકથા અતિશય ઉપકારક છે

શ્રી આષાઢાચાર્યનુ કથાગીત સમ્યગ્ શ્રદ્ધા દર્શન, ગુણની નિર્મલતા, વિશુદ્ધિ તથા તેના મહિમાનો ઈતિહાસ અને આત્માના પતન અને ઉત્થાનનુ તેમજ કર્મજ ય આત્માની વિચિત્રતાનુ શબ્દચિત્ર ખડુ કરે છે જૈનશાસનના સમ્યક્‌જ્ઞાન તથા સમ્યક્‌ચારિત્રની સફલતાના પાયારૂપ સમ્યગ્‌દર્શન ગુણને તથા જૈનશાસન પ્રત્યેની નિષ્ઠાને સ્થિર રાખવા માટે આ કથાગીત પ્રેરક સંદેશ આપે છે વિજયશેઠ તથા વિજયા શેઠાણીનુ કથાગીત, સાંસારિક જીવનમા, ગૃહસ્થપણામા રહીને તલવારની ધાર પર ચાલવા જેવુ દુષ્કર શીલવ્રત પાળનાર, યૌવનવય, અનેક સાંસારિક પ્રલોભનો ઈન્દ્રિયોની પ્રબળતા છતા મનો નિગ્રહપૂર્વક જેઓ પતિ પત્ની બ્રહ્મચર્યવ્રતની તેજસ્વી સાધના અખંડ નિરતિપૂર્વક આત્મશૌર્યથી કરે છે, તે જૈનશાસનના ઉજ્જવલ ઈતિહાસનુ ચિરંજીવ પ્રકરણ છે આજે મનના નિર્બલ, ઇન્દ્રિયોને પરાધીન અને શરીરના માયકાંગલા આત્માઓ યૌવ

'સ પત્તિની ક્ષણભ ગુરતા દર્શાવી આત્મસાધનાના પવિત્ર' પથ ભણી સ સારી જીવોને પ્રેરણા કરે છે. આત્મજાગૃતિનો 'સ દેશ આપે છે.

આ રીતે ત્રણ ખ ડામા વહેચાયેલો પ્રસ્તુત ગ્ર થ, જૈન કથાના સ્વાધ્યાય (સજઝાય) ગીતોનો ભાવવાહી, અર્થગ ભીર વિવિધ રાગ-રાગિણીમા પ્રાચીન–અર્વાચીન દેશીઓમા રચાયેલો છે, જે જૈન કથાગીતોની સાહિત્ય સૃષ્ટિમા અસ્સીમ પ્રભાવ પાડનારો મહામૂલ્ય તથા સર્વ કોઈ કથા ગીતોના રસિક ધર્માનુરાગી આત્માઓને (દૃબોધક, પ્રેરક તેમજ અનેક રીતે ઉપકારક છે.

આ પ્રકાશન, પૂર્વની આવૃત્તિઓ કરતા વિશિષ્ટતા ધરાવે છે, તે એ કે પ્રત્યેક કથાગીતની પાછળ તેની સમગ્ર કથા વસ્તુ તેના પૂર્વાપર પ્રસ ગો દ્વારા સરળ ભાષામાં રજૂ કરવામાં આવી છે, જેથી ગીતોમા આવેલી જીવનકથાના હાર્દને સમજાવવા માટે, આ કથા પરિચય ઉપયોગી બનશે, એ નિ શક છે. જૈનકથા સાહિત્યમા, કાવ્ય શૈલીના સુભગ સ યોગપૂર્વકનો આ કથા ગ્ર થ અનોખી ભાત પાડનારૂ પ્રકાશન છે, એ નિ શક હકીકત છે.

મહારાષ્ટ્રના પ્રદેશમા તથા મુ બઈ દાદર ખાતેના વિ સ ૨૦૧૩ ના ચાતુર્માસમા કાવ્યમર વિદ્વાન મુનિરાજશ્રીના મુખેથી આલાપપૂર્વક સુમધુર ક ઠે ગવાતા આ કથાગીતને સાભળવા જે હજારોની જનસ ખ્યા નિયત સમય પહેલા હાજર રહેતી તે-ઠેઠ સુધી એકચિત્તે સાભળતી તે જ આ ગીતોની પાછળ

રહેલા જનકલ્યાણની ભાવનાના તથા જૈનશાસનનાં મહાન આત્મસાધક ક્ષમાશીલ ત્યાગ, વૈરાગ્યશીલ સૌરભથી વિશ્વ·પાવની પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી ચૂકેલી વંદનિય વિભૂતિઓ પ્રત્યેનો કાવ્યકૃતિઓના સર્જક મુનિવર્યશ્રીનો અંતરમાં રહેલો અનન્ય બહુમાનભાવ, અદ્‌ભૂત શ્રદ્ધા તથા અપ્રતીમ ભક્તિભાવ વ્યક્ત કરે છે, ગ્રંથરત્નના સંયોજક વિદ્વાન કાવ્યકાર શતાવધાની મુનિવર શ્રી કીર્તિવિજયજીના [ હાલ આ. શ્રી કીર્તિચંદ્રસૂરિજી] ના એ શ્રદ્ધા, ભક્તિ તથા બહુમાનભાવને અંજલિ અર્પતો હું આ પ્રસંગે તેઓના આ પ્રસંગે પુરુષાર્થને અભિનંદન આપવામાં ગૌરવ લઉં છું.

વિદ્વાન મુનિપ્રવરશ્રીને મારો આગ્રહ છે કે આ શૈલીએ આ પદ્ધતિને જાળવીને જૈનકથા સાહિત્યના વિશાળ સાગરમાં રહેલા અનેક કથારત્નોને વીણી-વીણીને તેઓ પોતાની સુમધુર શબ્દરચનાથી કથાગીતોને સુગ્રંથિત કરે. જૈન રામાયણ તેમ જ મહાભારતનાં તેજસ્વી પાત્રોને પણ રાગ-રાગિણીમાં અવશ્ય આવી શાંત સ્વચ્છ ભાવવાહી લાલિત્યપૂર્ણ શૈલીમાં સંયોજિત કરે તો ખરેખર જૈનકથા સાહિત્યમાં રહેલાં અનેક મહામૂલ્ય રત્નોનાં સંયમ, સત્ત્વ તથા ત્યાગ, વૈરાગ્ય, ક્ષમા, ઔદાર્ય, ધૈર્ય, ગાંભિર્યાદિ ગુણરત્નોજવલ જીવન ચરિત્રો પરથી સમસ્ત સંસારના કલ્યાણકારી આત્માઓ પ્રેરણા પ્રાપ્ત કરી જીવનને મંગલમય કરે, આત્માના અભ્યુદયને સાધી શ્રેયમાર્ગના સાધક બને જેનું સર્વ શ્રેય વિદ્વાન મુનિવરશ્રીને પ્રાપ્ત થશે!

અન્તે વિદ્વાન મુનિપ્રવરશ્રી કાવ્ય સર્જનમાં ઉત્તરોત્તર

વિકાસ સાધી, આથી પણ સુંદરતમ્ શ્રેષ્ઠ કાવ્યકૃતિઓનું સર્જન કરી સંસારના ભવ્ય આત્માઓના પ્રેરક બને એ શુભાશિષ પૂર્વક હું વિરમીશ

અમર જૈનશાળા ટેકરી
સ્થંભનતીર્થ
તા ૧૯-૧૦-૫૭
આસો વદિ ૧૧ વિ સં ૨૦૧૩
મહાવીર નિર્વાણ સં ૨૪૮૩

પૂજ્યપાદ પરમગુરૂદેવ
આચાર્ય મહારાજ શ્રીમદ્
વિજયરામચંદ્રસૂરિશિષ્યાણુ
પં. કનકવિજયગણિ૦
(હાલ કનકચંદ્રસૂરિ)

---

# * કિંચિત્ *

## (પાંચમી આવૃત્તિમાંથી)

સંસારી આત્માઓને ડગલે ને પગલે સારા આલંબનોની, ઉચ્ચ આદર્શોની અને સુંદર નિમિત્તાની અત્યંત આવશ્યકતા રહે છે. ઉત્તમ આલંબનોને પામીને અનેક ભવ્યાત્માઓ કૈવલ્યશ્રીને વરી મુક્તિનો અખંડ, અનંત અને અલૌકિક આનંદ માણી રહ્યા છે, તેનો ભવ્ય ઇતિહાસ જૈન તવારીખમાં અદ્યાવધિ આબાદ રીતે સચવાઈ રહ્યો છે. પછી ભલે તે રાસાઓમાં, કાવ્યોમાં કે કથાઓમાં હોય, ભૂતકાળમાં અનંત પુણ્યાત્માઓ વિવિધ યોગની સાધના કરી આત્માની આધ્યાત્મિક ઉન્નતિ સાધી ગયા છે તેમાંના સંખ્યાબંધ મહાપુરુષો અને મહાસતીઓનાં પુણ્ય નામ પ્રાતઃકાલે પ્રતિદિન નિયમિત રીતે ભરહેસરની સજ્ઝાય ભણી સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકારૂપ ચતુર્વિધ સંઘ સ્મરણ કરી પોતાની જીહ્વા પાવન કરે છે.

પ્રસ્તુત 'અંતરનાં અજવાળાં' નામના આ ગ્રંથમાં એવા



દક્ષિણ દેશોદ્ધારક જૈનાચાર્ય શ્રીમદ્ વિજય
લક્ષ્મણસૂરીશ્વરજી મહારાજ

આ ગ્રન્થના લેખક



શતાવધાની પૂ૦ આચાર્યશ્રી વિજયકીર્તિચંદ્રસૂરિજી મહારાજ

અનેક પુણ્ય-પુરૂષોના અને મહાસતીઓના પવિત્ર જીવનચરિત્રો કાવ્યોમા ગુથી લેવામા આવ્યા છે અને સાથે સાથે તે તે મહાત્માઓની અને મહાસતીઓની જીવનગાથા આલેખીને મૂકવામા આવી છે, જે સૌ કોઈને જરૂર માર્ગદર્શન અને પ્રેરણારૂપ નિવડશે એમ માનવુ અસ્થાને નહિ ગણાય

આ ગ્રથને આકર્ષક અને સુચારુ સ્વરૂપમા મૂકવામા શતાવધાની પ ધીરજલાલ ટોકરશી શાહનુ માર્ગદર્શન અત્યત ઉપયોગી નિવડ્યુ છે

તેમ જ મારી નમ્ર વિનતીને માન આપી પૂર્વકથન લખવાનુ મગલ કાર્ય પૂજ્યપાદ પરમ પ્રભાવક વ્યાખ્યાન વાચસ્પતિ આચાર્યદેવ શ્રીમદ્ વિજયરામચદ્રસૂરીશ્વરજી મહારાજના વિદ્વાન શિષ્યરત્ન શાતમૂર્તિ સિદ્ધહસ્તલેખક પન્યાસજી શ્રીમદ્ કનકવિજયજી (હાલ આ૦શ્રી કનકચદ્ર સૂરિજી મ૦) ગણિવર્યે કરી આપી પુસ્તકની મહત્તામા અને તેની ઉપયોગીતામા અનેકગણો વધારો કર્યો છે, ખરેખર એમની ઉદારતા, સહૃદયતા અને હૃદયની વિશાલતાને હુ કેમ ભૂલી શકુ ?

મારી કૃતિઓનુ મૂલ્યાકન કરી, પુન પુન પ્રોત્સાહન આપી, અને મને મગલ આશીર્વાદ પાઠવતા જ રહે છે, એઓ શ્રીમદ્નો જેટલો આભાર માનુ તેટલો ઓછો છે

—કીર્તિવિજય
[ હાલ કીર્તિચદ્રસૂરિ ]

# * વિષયાનુક્રમ *

## પ્રથમ ખંડ


૧ શ્રી અમરકુમારની સજ્ઝાય ૧
૨ શ્રી અમરકુમારની કથા ૯
૩ શ્રી ગજસુકુમાળની સજ્ઝાય ૨૯
૪ શ્રી ગજસુકુમાળની કથા ૩૩
૫ શ્રી ઝાંઝરિયા મુનિવરની સજ્ઝાય ૪૧
૬ શ્રી ઝાંઝરિયા મુનિવરની કથા ૪૯
૭ શ્રી મેતારજ મહર્ષિની સજ્ઝાય ૬૭
૮ શ્રી મેતારજ મહર્ષિની કથા ૭૦
૯ શ્રી ખંધક મુનિવરની સજ્ઝાય ૮૪
૧૦ શ્રી ખંધક મુનિવરની કથા ૮૮
૧૧ શ્રી ઇલાચીકુમારની સજ્ઝાય ૯૫
૧૨ શ્રી ઇલાચીકુમારની કથા ૧૦૫
૧૩ શ્રી પૃથ્વીચંદ્ર ગુણસાગરની સજ્ઝાય ૧૨૨
૧૪ શ્રી પૃથ્વીચંદ્ર ગુણસાગરની કથા ૧૩૧
૧૫ શ્રી આષાઢાચાર્યની સજ્ઝાય ૧૫૧

૧૬ શ્રી આષાઢાચાર્યની કથા ૧૬૨

૧૭ શ્રી વિજય શેઠ અને વિજયા શેઠાણીની સજ્ઝાય ૧૭૮

૧૮ શ્રી વિજય શે૦ અને વિજયા શેઠાણીની કથા ૧૮૧

૧૯ શ્રી નદિષેણ મુનિની સજ્ઝાય ૧૯૩

૨૦ શ્રી નદિષેણ મુનિની કથા ૧૯૮

૨૧ શ્રી સનત્કુમાર ચક્રવર્તીની સજ્ઝાય ૨૦૨

૨૨ શ્રી સનત્કુમાર ચક્રવર્તીની કથા ૨૦૮

૨૩ શ્રી આષાઢાભૂતિની સજ્ઝાય ૨૧૧

૨૪ શ્રી આષાઢાભૂતિની કથા ૨૧૯

૨૫ શ્રી નાગદત્ત શ્રેષ્ઠિની સજ્ઝાય ૨૨૩

૨૬ શ્રી નાગદત્ત શ્રેષ્ઠિની કથા ૨૩૧

૨૭ શ્રી વજસ્વામીની સજ્ઝાય ૨૩૬

૨૮ શ્રી વજસ્વામીની કથા ૨૪૫

૨૯ શ્રી અરણિક મુનિની સજ્ઝાય ૨૫૦

૩૦ શ્રી અરણિકમુનિની કથા ૨૫૩

## ખંડ બીજો

૧ શ્રી સુભદ્રા સતીની સજ્ઝાય ૨૫૮

૨ શ્રી સુભદ્રા સતીની કથા ૨૬૩

૩ શ્રી સતી દ્રૌપદીની સજ્ઝાય ૨૭૮

૪ શ્રી સતી દ્રૌપદીની કથા ૨૮૨

| | | |
|---|---|---|
| ૫ | શ્રી સતી કળાવતીની સજ્ઝાય | ૨૯૮ |
| ૬ | શ્રી સતી કળાવતીની કથા | ૩૦૬ |
| ૭ | શ્રી કુબેરદત્તાની સજ્ઝાય | ૩૨૭ |
| ૮ | શ્રી કુબેરદત્તાની કથા | ૩૩૩ |
| ૯ | શ્રી મહીયારણની સજ્ઝાય | ૩૪૮ |
| ૧૦ | શ્રી મહીયારણની કથા | ૩૫૩ |

## ખંડ ત્રીજો

આધ્યાત્મિક પદો—

## ખંડ ૪ થો

પાઠશાળાના મેળાવડા વિ.ના પ્રાસંગિક ગીતો— ૩૭૫

અગ્યારમી આવૃત્તિ અંગે

## 卐 બે બોલ 卐

પ્રસ્તુત પુસ્તકની દસ દસ આવૃત્તિઓની હજારો નકલો પ્રગટ થવા છતા ઘણા વખતથી જનતા તરફથી તેની માંગણી ચાલુ રહેવાથી આ અગ્યારમી આવૃત્તિ બહાર પાડવાની ફરજ પડી છે. આ આવૃત્તિમાં પણ પ્રસંગોને અનુરૂપ ૪૫ ચિત્રો મૂકવામાં આવ્યા છે તેમજ શ્રી નંદિષેણ મુનિની નવી કૃતિ અને અનેક ઉપયોગી પ્રાસંગિક ગીતો મૂકવામાં આવવાથી, આ આવૃત્તિ દળદાર બની છે.

—કીર્તિચંદ્રસૂરિ

શ્રી લક્ષ્મણસૂરીશ્વરજી જૈન જ્ઞાનમંદિર, બોરીવલી—કાર્ટરરોડ નં. ૪ (ઇસ્ટ)

# 卐 ભૂમિકા 卐

લેખક – વિદ્વદ્વર્ય શાનસપ્રભાવક પૂ૦ આચાર્યદેવ
શ્રીમદ્ વિજયભુવનતિલકસૂરીશ્વરજી મહારાજ

સાંસ્કૃતિક સંસ્કારો અંતરના અંધારાને ઉલેચીને ઉચ્ચ પ્રકાશમય ઉજ્જવલ કિરણો પાથરી દે છે એક જુના પુરાણા મકાનમા અસો વર્ષનું અંધકાર સૂચિ-ભેદ્ય ઠસોઠસ ભરેલુ હોય પણ એક દીપક પ્રગટ થતા તે થરો એક સમયમા જ વિલીન થઈ જાય છે અને અજવાળુ અજવાળુ પથરાઈ જાય છે અહીં અંધકાર પહેલા હતો કે કેમ એ કલ્પનાને સ્થાન પણ ઉભુ રહેતુ નથી

જડસંગ અને જડવિકાસ એ જડશક્તિ આત્માને અજવાળુ ભાસે છે પણ તે બહારનુ અજવાળુ છે અને તે અનાદિ કાલથી જીવ મેળવતો આવ્યો છે અનુભવતો આવ્યો છે, પણ તે ભ્રામક, કાલ્પનિક અને ક્ષણિક હોય છે, એ સમજાયેલુ છે, સમજાઈ રહ્યુ છે

આજે એક સુખ સંગ થયો, કાલે ઇષ્ટ સંગ ભંગ-વિભંગ થતા અંધારુ દુઃખ આવીને ઉભુ રહે છે દુઃખ અને સુખ આ એક કલ્પેલુ, અવાસ્તવિક ભ્રામક તત્ત્વ છે ઇષ્ટ સંયોગથી

સુખ; અનિષ્ટ સંયોગથી દુઃખ આ તો એક અનાદિથી જીવનો એક અભ્યાસક્રમ છે, અનુભવ છે, પણ એ અનુભવથી નવો અનુભવ એ છે કે ઇષ્ટ-સંયોગ અને અનિષ્ટ સંયોગમાંય સમાનવૃત્તિ રહેવી ! ગમે તેવી વિપત્તિના વાદળોથી ઘેરાતાં સ્વરૂપ ભાન ન ભૂલાય ! ગમે તેવી સંપત્તિની સગવડમાં સપડાતાંય પદ-મદાંધતા ન જન્મે એ જ રહસ્ય કે તત્ત્વાંત કે ધર્મ નિષ્કર્ષ છે, અર્ક છે.

માનવ જન્મ એ મોંઘેરી મોસમ છે. માનવ જન્મ અતીવ દુર્લભ છે. દેવોને ય એની હરપલ ઝંખના છે, મેળવવાની તાલાવેલી છે. પણ જન્મ મેળવીને, જીવનને, ઉત્તમ, આદર્શ અને અનુકરણીય બનાવવું એમાં જ સાર્થકતા છે.

કાદવમાં પડતાં પગ કાદવથી રગદોળાઇ જાય છે તેમ સંસારમાં જન્મ થતાં વેંત જ માનવને કુસંસ્કારોનો રોગ અંગ-પ્રત્યંગ પસરી જાય છે. હું, મ્હારૂં, મ્હારાં, મને આ મમતાની ભયંકર ખીણમાં બીચારો ગબડી જાય છે. પછી કોઇ આસક્તિ-વાસનાનો આંચળો ઉતારવા પ્રેરે, ઉપદેશે ત્યારે તેના પ્રતિ ઘૃણા જન્મે છે. જેમ મંકોડો પગે ચોંટયો હોય, તેને બચાવવા ઉખાડતા હોઇએ તોય તે રક્ષકને ચટકો મારે છે, કારણ કે તે રસ લોલુપી હોવાથી આંધળો છે. પણ સહજ યોગે તે ચોંટથી વછુટી જાય પછી સુખનો દમ લ્યે ત્યારે એમ થાય કે. હું દુઃખ ગ્રસ્ત હતો. મૃત્યુના વિકરાલ પંજામાં હતો, આ રક્ષકે ઉપકાર કરીને મને બચાવી લીધો.

તેવી જ રીતે મોટા ભાગે માનવગણ આજે, આજની

દુનીયામા ગ્મ લોલુપતાથી,ખોરવાઇ ગયો છે એ વાકા વગરની હકીકત છે આ માનવીને અધાગમાથી ઉન્નત કરવા કોઇ નિઃસ્વાર્થી પરોપકાર પરાયણ પુણ્યપુરુષ હાથ પકડે, તે તેને માર્ગદર્શન આપે ત્યારે તે માર્ગદર્શકનો જ ઠાતો વિરોધી બની જાય છે, આ માદલા જમાનાની ખામીયત છે ભલે પછી ધાર્મિક શિક્ષા હોય કે વ્યવહારિક હોય ! હુ ઉન્માર્ગમા છુ આવુ જ્ઞાન અલ્પ જીવોને જ હોય છે આ જ્ઞાન આવી જાય કે મળી જાય પછી જ્યા જ્યા, જ્યારે જ્યારે માર્ગદર્શકના સગમ થાય તો તરત જ તેઓશ્રી સમક્ષ નત મસ્તકે ઉભો રહેશે અને ગળગળા હૃદયથી તેઓના માર્ગ-દર્શનને અનુસરવા-આદરવા-પાલન કરવા તેમા ઓત-પ્રોત થવા સમુત્સુક બનશે

એક મહાપુરુષે ગાયુ છે કે, 'આનદઘન કહે કબલીયા, લાગે ન દુજો રગ' કબલ કાલી-કાળા રગની હોય ત્યા અન્ય લાલ-ગુલાબી રગો લાગી શકતા નથી ! આ મહા-પુરુષના કવિત્તથી એવુ વનિત થાય છે કે, સાધકનુ ઉપાદાન સ્વરછ કે સ્પષ્ટ ન હોય ત્યા સાધના અને સાધનના પ્રતિબિંબો ક્યાથી સકાય ? સાધકનુ ઉપાદાન નિર્મળ હોય તો માર્ગ-દર્શકનો શ્રમ બહુ જ શીઘ્ર સફળ થાય છે ઉપાદાન હૃદય-મનને જ વિશુદ્ધ બનાવવાની અતીવાતીવ આવશ્યકતા રહે છે

આજના યુગને ઓળખવો, આજના યુગવર્તીઓના હૃદયોને પીછાણવા, આજના માનવ માનસોને અનુલક્ષવા એ એક જટિલ સમસ્યા ઊભી થઇ છે સમાજમા શ્રમણી સદ

જ્ઞાનને વરેલા પંડિતો છે. અને વિપુલ પ્રમાણમાં સાહિત્ય સિંધુને ઉભરાવી પણ દે છે. આ તો પ્રત્યક્ષાનુભવ ગમ્ય છે. પણ વાર્તમાનિક બહુધા માનવ ગણને ઉપકારક કયું સાહિત્ય બનશે ? કયા સાહિત્ય–સંદર્ભથી આજની જનતાને રસવૃત્તિ વધવા સાથે જીવન વિકાસ સધાશે ? આવું સમજીને યુગાનુ-કૂલ સાહિત્ય કવચિત્‌ અને અલ્પ મહાશયો દ્વારા પ્રકાશિત થાય છે એમ સૌને ભાસે છે. સૌ કબૂલે છે, સૌએ જાહેર કર્યું છે અને સૌ એમ માની રહ્યા છે.

દિન–પ્રતિદિન આજનો માનવી ધર્મરસ વૃત્તિથી પરાઙ્‌મુખ બની રહ્યો છે, ધર્માનુષ્ઠાનોથી કંટાળી રહ્યો છે, તાત્ત્વિક જ્ઞાન ચર્ચાથી દૂર–સુદૂર ભાગી રહ્યો છે, દેવ પૂજા કે ગુરુ નિર્ગ્રં-થોના વ્યાખ્યાન શ્રવણથી ચીડાતો જાય છે, આગમ વાણીમાં આવતી વાતોથી ભડકતો જાય છે. આ દશા, આ પરિસ્થિતિ શાથી આવી ! શાથી છે ! શાથી વધી છે. આ જરા સ્થિર બુદ્ધિથી વિચારતાં સહજમાં સમજાઇ જશે કે, આજના સાહિત્ય ક્ષેત્રે, કંઈ ગણા ગંદા અને કુસંસ્કાર પોષક સાહિત્ય અંકુરાઓ ફાલી–ફુલી રહ્યા છે, તેનાં જ આ કટુક ફલો–પરિણામો સૌના અનુભવમાં આવી રહ્યાં છે.

જૈન નિર્ગ્રંથો આવા પ્રસંગે જરા દયાથી ઉશ્કેરાય છે અને આવા ઉન્માર્ગમાં ઘસેડાતા સમાજને બચાવવા કંઇ ને કંઇ સાહિત્ય સર્જે છે. અને પ્રચારે છે. જરૂર આથી અખિલ સમાજને તો નહીં પણ મોટા ભાગના સાહિત્ય રસીકોને રસ-વૃત્તિ સચવાવવા સાથે એક ધારો લાભ મલી જાય છે, સ્વજી-

વન ઉત્કર્ષ સાધનાની સુપલ લાધી જાય છે તેનો લાભ પણ તેઓ જરૂર અંશે ઉઠાવે છે, અને તેના સુપરિણામો પણ નજરે ચઢે છે, દેખાય છે, પુલકિત કરે છે શ્રમ સફલતાનો તેના લેખકને ય પણ આનંદ થાય છે

જ્યા નાસ્તિકતાના નિંદ્ય નિનાદો વિશ્વને ભૂલામણીમા ભમાવી રહ્યા હોય, કુપંથના ઝેરીલા કડવા વેલાઓ જ્યા ત્યા વીંટાઇને વિષમ વિષથી વિભ્રમિત કરતા હોય, કુસાહિત્યના સવેગ પ્રચારોથી-શ્રદ્ધાપ્રાણને ચૂસવાના અખતરા થતા હોય, હિંસા-તાડવો જગ-જાહેર ચોગાનમા નિર્લજ્જતાથી ભજવાઈ રહ્યા હોય, દેશ-નાયકો દેશને ધર્મ થી વિમુખ બનાવી પાપ-પંથોના પ્રવાસી બનાવવા તનતોડ જહેમત ઉઠાવી રહ્યા હોય, આર્ય-ધર્મને, આર્ય-સંસ્કારોને, આર્ય શાસ્ત્રોને, અંધ-રૂઢિ કે અજ્ઞાન માર્ગ છે એમ ડિંડિમ-નાદે જાહેર કરવામા સ્વકર્તવ્ય મનાઇ રહ્યુ હોય, પાપ કે પુણ્યની માન્યતાઓને સમૂલગી ભુંસી નાખવાના નેમ-ધારીઓના ગેળા કીડીયારા જેવા ઉભરાઈ રહ્યા હોય, કુતર્કો-કુયુક્તિઓની કાલી વાદળીઓ ઘેરાઈ સત્ય-સૂર્યને ઢાંકી દેવા મથી રહી હોય, ત્યા આવા પ્રસંગે, આવી ગંદી-હવામા, આવી ધર્મ-પરાઙ્મુખી યુગ-પ્રવૃત્તિઓમા માનવીને શ્રદ્ધા-પ્રાણથી પુષ્ટ કરવો, ધર્માનુષ્ઠાનોનો રસ લેતો બનાવવો કે ધર્માજ્ઞાઓનો રસીયો ઉત્પન્ન કરવો એ કેવુ દુઃશક્ય છે! એ તો સૌ સમજે છે

આ સવિસ્તૃત શુભાભિપ્રાય લખવાનો ઉદ્દેશ એવો છે કે, વાર્તમાનિક-યુગની પુરતી ઓળખ કરીને, યુગને ઉઠાણથી

અનુલક્ષીને પૂ૦ પા૦ દક્ષિણ–દીપક જૈનાચાર્ય શ્રીમદ્ વિજય લક્ષ્મણસૂરીશ્વરજી મહારાજની નિશ્રામાં એક સેવા–વ્રતધારી, જ્ઞાનાભ્યાસ–રસિક–વૃત્તિ શતાવધાની મુનિ શ્રી કીર્તિવિજયજી [ હાલ આ. શ્રી કીર્તિચંદ્રસૂરિજી ] અનેકધા ગદ્ય અને પદ્ય સ્વરચિત સાહિત્ય વિપુલ પ્રમાણમાં જાહેર પ્રચારી રહ્યા છે. આજના આવા વિલાસી વિજ્ઞાન–યુગમાં આવું સાહિત્ય, જન–પ્રિયતા મેળવવા સાથે વાંચકોની રસ ધારાને વહાવીને અતુલ સંસ્કાર–ધનનો વારસો, સંસ્કાર રસવૃત્તિનો રસ--થાળ પીરસી રહ્યું છે, એમ કહેવું અતિશયોક્તિથી પર છે.

ગુજરાતી, હિન્દી, મરાઠી, અને અંગ્રેજી વગેરે અન્ય અન્ય ભાષામાં આ લેખક–મહાશયનું ભિન્નભિન્ન વિષયોનું સાહિત્ય પ્રચાર પામ્યું છે અને તેની આવૃતિઓ પણ અનેકશઃ મુદ્રિત થઇ રહી છે. જનતાની માંગ પણ એટલી બધી છે કે, જેની પાંચ પાંચ આવૃત્તિ થઇ ચૂકી પણ તે મેળવનારને અનુપલબ્ધિથી નિરાશા જ સેવવી પડે છે. એ જ આ લેખકની લેખન--વૃત્તિનો અપૂર્વ--રસ જનતાને જાગ્યો છે એમ પુરવાર કરે છે. મને અનુભવ છે. મેં સાંભળ્યું છે ત્યાં સુધી હું હિંમતથી કહીશ કે. આજે આ શતાવધાનીનું સાહિત્ય આબાલ--વૃદ્ધ લોકભોગ્ય બન્યું છે. એક-વાર કોઈના હાથમાં આમનું કોઇ પણ પુસ્તક ચઢી જાય પછી તે મેળવવા કોઇ પણ ભોગે તે પ્રયત્ન કરે છે. અન્ય સાહિત્યો તો પ્રશંસા માંગી લ્યે છે જ--પણ આજે જે પ્રસ્તુત ગ્રંથ 'અંતરના અજવાળાં' નામક પુસ્તકનો હું અભિપ્રાય

લખી રહ્યો છુ, એ પુસ્તક તો જનતાને સર્વાધિક પ્રિય થઈ ચૂકયુ છે અને થઇ રહે એવા આકર્ષણો એમા પણ ભર્યા છે

આ મુનિશ્રી કવિ છે એટલે એમની ભાષામા શબ્દ-સૌષ્ઠવ તો આપોઆપ ગોઠવાઇ જ જાય વળી વક્તા છે એટલે શબ્દ ભડોળનો શણગાર હોય એ સહજ છે અને આવાના હાથે લેખન થાય પછી તે ગદ્ય હોય કે પદ્ય હોય પણ એમની લેખન કલા ઊંચે હોઇ, ઉચ્ચ કક્ષાની હોઇ એમા કઇ જ કહેવાનુ હોઇ શકતુ જ નથી

એક બગીચામા અનેક પુષ્પો ખીલેલા હોય, જાઇ જુઇ-મોગરો ગુલાબ ચમેલી આ સઘળા ય પુષ્પોને ખીલેલા જોઇને ભ્રમર ગણ ગુલાબના કે કમલના પુષ્પ પ્રતિ જ એકતાર બનીને રસ ચુસે છે તેવી રીતે વિશ્વના રસધારા વાહી અનેક સાહિત્યોમાં આ મુનિનુ સાહિત્ય વાચતા જન વર્ગ ઉતાવળો થઇને લલચાય છે એ સાહિત્ય રસનુ ગૌરવ છે કીર્તિ છે યશ છે પ્રિયતા છે

અધકારને ઉલેચીને અજવાળુ કરવુ એ સાહિત્યનુ કાર્ય છે આ ગ્રથના મુખ-પૃષ્ઠ પર 'અતરના અજવાળા' નામ આપ્યુ છે એ યથાર્થ છે અતરમા મિથ્યાત્વાધકાર છવાયો હોય તે, આ ગ્રથ સૂર્યના કિરણો પડતા જરૂર ઓસરી જવાનો અને સુજ્ઞાન રૂપી પ્રકાશ પથરાઇ જવાનો, પ્રકાશ પથરાતા માર્ગ સૂઝે, તેમ આ પ્રકાશથી ક્રમિક ઉન્નતિ સાધવાનો વિકાસ કરવાનો, ઉત્ક્રાન્તિ કે ઉત્થાન પેદા કરવાનો રસ્તો હાથમા આવી જતા આત્મા સ્વને ઓળખી સજાગ બનીને,

સ્વમાં એકાકાર બને એજ વાંચન--સાફલ્ય બની જાય! એટલે લેખકનો શ્રમ, વાંચકનો શ્રમ સફલ થાય.

આ ગ્રંથમાં લેખક--કવિશ્રીએ એવી મુગ્ધક--શૈલી સ્વીકારી છે કે પહેલાં અદ્યતન--શૈલીના રાગોમાં, સરલ અને સરસ ભાષામાં પદ્ય--કથાનકો સર્જ્યાં છે--મૂકયાં છે. તેમાંય કથાનકો કે જે જૈન--શાસ્ત્રીય અને અણી--શુદ્ધ તેમજ કલ્પના--વિહુણાં (લેખકનું પહેલું કર્તવ્ય) ગદ્ય કે પદ્યમાં ગુંથતાં, અશાસ્ત્રીયતા નહીં આવવી જોઇએ અને કલ્પનાઓના હીંડોળે ઝુલતાં કથાનકોનાં મૂલ--રહસ્યો ન ભૂલાવવા જોઇએ. એ કર્તવ્ય કહો કે સિદ્ધાંત કહો તે લેખક મહાશયે સજાગ--સાવધાન રહીને પૂરો સાચવ્યો છે. એથી હું એમને ઘણાં જ અભિનંદન આપું છું. સાહિત્ય સર્જવું એ કલા છે પણ સાહિત્યને કલ્પનાના વિકારોથી ઓપી નાખવું, મૂલ--રહસ્યો પર કુઠારાઘાત કરવો એ કલા નહીં બલ્કે કુકલા, બલારૂપ છે, એમ શ્રદ્ધાસંપન્નો માને છે. એ દોષથી મુનિશ્રી જરૂર બચ્યા છે એ ઓછું ગૌરવ કે યશ નથી!

આ 'અંતરના અજવાળાં' નામક પુસ્તક દલ--દાર છે. કથાનકો અનેકવિધ છે. ભાષા લોક--ભોગ્ય છે. વિષય શાસ્ત્ર સંમત છે. વર્ણનો વાસ્તવ છે. જ્યાં જે રસોની જરૂર છે તે તે રસો ભરપુર પીરસાયા છે. તેમા પ્રાંતે સર્વ કથાનકોમાં વૈરાગ્ય--રસ, અધ્યાત્મ--રસ, કરૂણા--રસ અને ઉદાસીન--રસ સર્વોચ્ચ ઉછળી રહ્યો છે. 'ज्ञानस्य फलं विरतिः' એ સૂત્રને યથાર્થ રીત્યા આલેખિત અહીંયાં કરેલ છે, એમ સહજ કહે-

થાઇ જાય કે જો વાચક આ પુસ્તકને ધીરે ધીરે વાચે અને મનન કરે તો તેના જીવનમા કોઇ અનેરી સસ્કાર સૌરભ પ્રસારી દે એમા નવાઇ નહીં!

શતાવધાની મુનિશ્રીએ 'અ તરના અજવાળા' પુસ્તકના અભિપ્રાયાર્થે મને ફર્માઓ મોકલ્યા હતા જે જોતા મને જે અભિપ્રાય ઉપજ્યો તે અહીં મૂક્યો છે અ તરના અજવાળાનું પુ તક એ પહેલા ઉપરક જોઇ ગયો પછી સ્થિરતાથી વાચ્યુ તો મને ખૂબ જ ગમી ગયુ અને જે કથાનકો અને કવિતાની સુદરતા તેમ વાચકોની સ્મ ભાગનો ખૂબ જ ખ્યાલ આવ્યો અને વિશ્વાસ થયો કે, આ પુસ્તકને રમ-બાગ કહેવો કે ખીલેલા પુષ્પોનો આગમ કહેવો! ત્રિવિધ તાપ તપોને સુદર અને શીતલ છાયા બની રહેશે! માર્ગ ભૂલેલાને એક ભોમિયો બની રહેશે! ચિત્ત-વ્યગ્રતાવાળાઓને સ્થિર ચિત્ત કરવાનુ એક વશીકરણ બની રહેશે!

એક એક કથાનક મને આખ્યાન પર જો વિચારણા કરીયે તો આ ગ્રથ જેટલો જ અભિપ્રાયનો બીજો ગ્રથ ઉભો થઈ જાય, કારણ કે, લેખકની પદ્ધતિ સ્ફાટિક જેવી છે પણ તે વિચાર ધારાને રોકીને ટુકમા જ ગૌરવ ભયથી આ અભિપ્રાય લખ્યો કે કથાનકોની વિશિષ્ટતાઓ, કથાનકોથી થતા બોધાર્થો, કથાનકોના વાચકોને મલતો લાભ અને લેખકની ચાતુ દેશ રચવાની અલૌકિક કલા આ તો વાચતા જ વાચક મહાશયને સહજ સમજાશે જ કથાનકોના ભાવો-અનુક્રમણી અતિ સક્ષેપમા આલેખાયા છે

કથા નં. ૧—મિથ્યામતિ કેવા ભયંકર પાપના કરૂણ અંજામ સર્જાવે છે. લોભ કેવા બાલહત્યા કરાવવાની ગોઝારા પાપ માર્ગે તાણી જાય છે અને નવકાર મંત્રનો પ્રત્યક્ષ ચમત્કાર થાય છે. તેમજ સ્વાર્થીયા સંસારનું અમરકુમારને અને અબીલ આલમને થયેલું ભાન. તેમજ અંતે પોતે સ્વીકારેલું સંયમ તેમ જ ધ્યાનસ્થ અવસ્થામાં માતાએ કરેલું સ્વપુત્રનું તીક્ષ્ણ છુરીથી અપમૃત્યુ. તેમજ વચમાં તેને વાઘણે ફાડી ખાધી અને છઠ્ઠી નારકીમાં ઉત્પન્ન થઇ. અમરમુનિનુ શમભાવની ઉચ્ચ કક્ષાના ભાવથી બારમે દેવલોકે ૨૨ સાગરોપમના આયુષ્યવાળા દેવ થવું. વિ.

કથા નં. ૨—ક્ષમામૂર્તિ ગજસુકુમાલનું દ્વિતિય કથાનક એવું સુંદર પદ્યાત્મક ગુંથાય છે જે વાંચતાં કઠોર હ્રદય પણ થરથરી પીગળી જાય. આ કથાનક શમભાવનો ઉંડો અને ઉંચો બોધપાઠ શીખવી જાય છે. ક્રોધજવરની શમનોપાય રામબાણ ઔષધિ છે.

કથા નં. ૩—ત્રીજું કથાનક હ્રદયના તારને ઝણઝણાવી મુકે એવું સંસારાવસ્થામાં મદનબ્રહ્મ અને મુનિ અવસ્થામાં ઝાંઝરીયા મુનિનું કથાનક 'સત્યમેવ જયતે' એ સૂત્રને યથાર્થ કરતું જાય છે. અને શમભાવે મુનિ આત્મ કલ્યાણ સાધના કરે છે. વાચકોને ઘણાં ઉંડાં રહસ્યો સમજાવી જાય છે.

કથા નં. ૪—ચોથું કથાનક મેતારજ ઋષિનું આસક્તિની મુક્તિ, શમભાવનું સુધા પાન, જીવલેણ ઉપસર્ગ સહન અને

કૈવલ્યપ્રાપ્તિ આ આદર્શોને સમજાવે છે શમરસનું સુધા પાન કેવી ઉચ્ચ સાધના ભૂમિ છે એ ભાન આપે છે

કથા ન ૫—પાચમુ કથાનક ઉગ્ર તપસ્વી ખધકઋષિનુ છે જે ક્ષમા, ધર્ય, ગાભીર્ય, શાસનરાગ અને અ તે શરીર મમતા મોચનના સૂક્ષ્મ તત્ત્વોને સમજાવે છે

કથા ન ૬—ઇલાચીકુમારનુ કથાખ્યાન તો સર્વોચ્ચ ગુથાયુ છે, જે કથાનક, સગ તેવા રગનો પાઠ પઢાવે છે ઉચ્ચ કુલનો જન્મેલો પણ કેવા હલકા ધધાને વળગે છે મોહાધતા કેવા નાટકો કરાવે છે અને એક મુનિવરની નીચી ઢળેલી શાત નજર મમતાને આત્મ સ્વરૂપમા ઝુકાવી દે છે તેમજ કેવળજ્ઞાન અને પ્રતિબોધથી કેટ કેટલાનો ઉદ્ધાર થાય છે આ આત્મકલ્યાણની કેડી આત્માને પરવરાવે છે

કથા ન ૭—પૃથ્વીચદ્ર ને ગુણસાગરનુ રૂપાખ્યાન સાતમુ છે એ પણ પવિત્ર ગુણોને વિકસાવે છે પૂર્વ સબધો પલ પલમા કેવા પલ્ટાઓ ખવડાવે છે, તે ક્ષણમા રાગ અને ક્ષણમા ત્યાગ ઉભય માર્ગને સુઝાડે છે અ તમા સત્યના સાથી વિશ્વલોક છે સત્ય અને સત્ ઉભયનો જય ડકો વાગે છે એવા અનેક બોધોનો સાગર જ આ કથાનક છે

કથા ન ૮—આઠમુ કથાનક આષાઢાચાર્યનુ છે જે શાસ્ત્ર પારગતોને ય દર્શન શુદ્ધિ ન હોય તો કેવા નાસ્તિકતાના પથે ચઢાવે છે અને એક સ્વર્ગીય શિષ્યે ગુરુને પરીક્ષા કરીને કેવી રીતે પ્રતિબોધ્યા ગુરુએ પણ પાત્રતા હોવાથી

પુનઃ સ્વોદ્ધાર કર્યો. આમાં નિમિત્તોની કેવી અકલ લીલા છે. સુનિમિત્તોને જ આદરવા. કુશંકા કદી કરવી નહી એવા ઉત્તમ બોધપાઠો આથી શીખવાના મલે છે.

કથા નં. ૯—વિજય શેઠ અને વિજયા શેઠાણીનું આ કથાનક રસીક અને મનોમોહક છે. તેમજ મરીનેય અન્યને જીવાડો' એ મહાવીરનુ સર્વજ્ઞોદિત વચનસૂત્ર આદર્શ રૂપ પડે છે. ભ૦ મહાવીરની અહિંસાનો પુરો આકાર અપાયો છે. શેઠની નિર્ભયતા. સત્ય પ્રિયતા, બ્રહ્મચર્ય પ્રતિજ્ઞા પાલન એકાગ્રતા અને સત્યાગ્રહથી દિવ્ય ચમત્કાર. રાજા અને પ્રજાજનોને વ્રત પાલન મહિમાનું પ્રભુત્વ સમજાવ્યું. આ વિષયો ઘણી જ છણાવટથી જ, રસધારા અને બોધકવૃત્તિ સચવાઇ રહે તેવા વર્ણવ્યા છે.

કથા નં. ૧૦—સતી સુભદ્રાનું સુંદર ભાવવાહી શૈલીથી કથાનક કથાયેલું છે. સતીઓને કેવા કલંકો ચઢે છે અને એ કલંકના કીચડમાંથી કમલની જેમ ન્યારાપણું કેવું ઝળકે છે એ આથી મજબુત થાય છે.

કથા નં. ૧૧—સતી દ્રૌપદીનુ કથાનક જગ વિખ્યાત છે. પણ કથાને કલાની પીંછીથી ચિત્ર રૂપ આપવુ એ કવિ અને લેખકની બુદ્ધિ પર આધાર રાખે છે. મુનિ આશાતનાનું કટુક ફલ કેવુ ભોગવવું પડે છે, નિયાણાનુ પરિણામ પણ કેવું આવે છે! તેમ જ અતે સર્વ ત્યાગથી જ કલ્યાણ છે એ વિષયો આમા સ્પષ્ટ થાય છે.

કથા નં. ૧૨—સતી કલાવતીનું કેવું કૌશલ્ય હતું. રાજસ્નેહ અસીમ પેદા કર્યો. કર્મનો ઉદય આવતા સ્નેહ,

પ્રેરાયા હતા. દીક્ષા પ્રસંગે સ્વજનોએ કરડી કસોટીમાં ઉતાર્યા છતાં ય પોતે સુવર્ણની જેમ વિશુદ્ધ ચમકતા ઉત્તીર્ણ થયેલા છે. પોતે વિદ્વાન છે, કવિ છે, વ્યાખ્યાતા છે અને લેખક છે. સહૃદયી છે. શાંત છે અને તકને જતી ન કરે એવા સાવધાન છે. ટુંકમાં કોઇ પણ પરિસ્થિતિએ પોતે સમન્વયવાદને સ્વીકારી સમાધાન–વૃત્તિ સેવે છે. જેથી ચિત્ત પ્રસન્નતા તેઓની સહ-ચારિણી બની રહે છે. ટુંકમાં અહીં લાંબુ લખવા જતાં અભિ-પ્રાયના ઉદ્દેશથી પર માર્ગે ચઢી જવાય પણ લેખકનો પરિચય એ વાંચકોને જરા વિશેષ પ્રેરણાનો હેતુ બનશે એવી આશાથી સપ્રેમ આ પરિચય પરિમલ પસારી છે.

આ 'અંતરનાં અજવાળાં' પુસ્તક સજ્જનો વાંચશે! મનન કરશે અને સ્વ જીવનમા આવતા અનેક અનુકૂલ કે પ્રતિકૂલ પ્રસંગોમાં સ્વ-સમભાવ ટકાવી રાખશે તો લેખકશ્રમ જરૂર સફલ થશે.

લેખકશ્રી આવા આવા અભિનવ સાહિત્યોના કુસુમોની માલાઓ ગુંથતા રહે અને જિજ્ઞાસુ વાંચકોના કંઠ પર ઠવતા રહે જેથી સુસંસ્કાર વાસના મઘ મઘાયમાન થઇને સૌને સુવાસિત બનાવે। લેખકમાં શક્તિ છે, સામર્થ્ય છે, બોધ છે, કલા છે. તો પછી સમાજ આવું અને આથીય પણ સુંદર અભિનવ ભાત પાડતું સાહિત્ય તેઓશ્રી પાસે સર્જવાની અભિલાષા કેમ ન સેવે! દિન પ્રતિદિન લેખકશ્રીનો સાહિત્ય સર્જન ઉત્સાહ સવેગ બનો। એ જ મંગલ કામના.

નંદરબાર (પ૦ ખાનદેશ)
દીપાલીકાપર્વ વિ. સં. ૨૦૧૫ }

વિજય ભુવનતિલકસૂરિ

# અંતરનાં અજવાળાં

## ખંડ પહેલો

[ મહાપુરુષોની સજ્ઝાયો તથા કથાઓ ]

: ૧

## શ્રી અમરકુમારની સજ્ઝાય

### દુહા

મંત્રમાં મંત્ર શિરોમણિ, જપીએ નિત નવકાર,
ચૌદ પૂરવનો સાર છે, મહિમા અપરંપાર ૧
વિઘ્ન ટળે વંછિત ફળે, ટળે વળી જંજાળ,
અગ્નિ પણ જળરૂપ બને, સર્પ બને ફૂલમાળ ૨

### ઢાળ પહેલી

(ચાલ–આવો આવો દેવ મારા સૂનાં સૂનાં દ્વાર)

સુણો સુણો ભાઇ! કેવા ચિત્રવિચિત્ર બનાવ
બનતા નિત નિત આ સંસાર
ઋદ્ધિ સિદ્ધિથી સમૃદ્ધ થયેલી રાજગૃહી મોઝાર
રાજા શ્રેણિક રાજ કરે છે, સમકિત વરનાર ૧
ચિત્રામણ–શાળા બનાવે નૃપતિ આલિશાન,
પણ દરવાજો પડી પડી જાયે નૃપ બન્યો હેરાન ૨
મોટા મોટા પંડિત તેડ્યા, જોષી ને જાણનાર,
ટીપણાં ને લગ્ન યોગો જોઈ, બોલ્યા બહુ તે વાર ૩

શાસ્ત્ર અનેક નિહાળી કહીએ. સુણજો હે મહારાય!
બત્તીસ લક્ષણા બાલકને જો. હોમીએ ઈણ માંય. ૪
તે વિણ દરવાજો નહી ટકશે રાજન્! નિશ્ચય જાણ;
ડાહી ડાહી વાત કરીને, ચાલ્યા સૌ નિજસ્થાન. ૫
ઢંઢેરો નૃપતિ તવ પીટે, રાજગૃહી મોઝાર;
ભારોભાર સુવર્ણ જ આપું, જે દે બાળકુમાર. ૬
ઋષભદત્ત બ્રાહ્મણ તિહાં વસતો, ભદ્રા છે તસ નાર;
પુત્રો ચાર હતા પણ તેમાં, નાનો અમરકુમાર. ૭
ઋષભદત્ત કહે નિજ નારીને, આપો એક કુમાર;
તવ નારી કહેતી અતિ વેગે, આપો અમરકુમાર. ૮
અતિ અલખામણો છે એ મારે, નિભાંગી એ બાલ;
આઘો કાઢો આજે એને, ભાંગો નિજ જંજાલ ૯
રાયને વાત જણાવી દાસે, હરખ્યો ભૂમિપાલ,
સેવકને કહે જે માગે તે. આપી લાવો બાલ. ૧૦

## ઢાળ બીજી

(ચાલ-ત્રિશલા માતા પારણું ઝુલાવે)

માત તાતની વાત સુણંતા, અમરો રુવે રે;
કાઢી મૂકશે મુજને આઘો એથી રુવે રે.
રમત ગમત ને ખાવું સારું, આવી બન્યુ છે આજે તારુ,
માત કહે તું પેટે પથરો મારે શુ કરવાનો? ૧
તુમ વિણ બીજો કુણ આધારો? પૂત કપૂત પણ હું છું તમારો:
નયણે આસુડા સારતો, અમરો બોલે રે. ૨

ભાઈ બહિની મુજને ગમો, મામા મામી મુજને ગમો,
 થોડી દયા તો દિલમા દાખો, મુજને ગમો રે ૩
તુમ ગર્ભે આવ્યો છુ પિતાજી, શુ વેચો છો મુજને પિતાજી?
 બાપ કહે તુ મુજને ભાગે, માતા વેચે રે ૪
માત ફાડી સામે જોતા કોઈ ન રાખે છાનો ગાના
 યમદૂત જેવા નવક આવ્યા, બાલક લેવા રે ૫

## ઢાળ ત્રીજી

( ચાલ—આંગણીયે પ્રભુ આપ પધારો મહાવીર સ્વામી આપ પધારો )
કોઇ બચાવો કોઈ બચાવો, મુજને કોઈ બચાવો ૧
ટગર ટગર શુ જોઈ રહ્યા છો, મુજને કોઈ બચાવો ૨
સેવક આગના લઈને ચાલ્યા, કોઈ ન ઝાલે હાથ ૩
જોતા રહ્યા સૌ સ્વજન સબ હી, કોઈ ન આપે સાથ ૪
હોમી નાખશે મુજને રાજા બાલક રોતો જાય ૫
કરુણા નથી રહી હવે આ જગમા, બાલક કહેતો જાય ૬

દુહો

ધનના લોભે વેચીઓ, માત પિતા મુજ આજ,
કેવો અનર્થ વન કરે રાજા નિજ સુખ કાજ ૧

( રાગ ઉપરનો )

ચારે ચૌટે સૌ બોલે છે ધિક્ ધિક્ નૃપ ચરાજ ૭
પાપી પેટના ભરવા એ તો, વેચે છે નિજ બાલ ૮
જુડ ચારી ને માના જરરા પ્રાણીઘાત કરે છે ૯
ધનના લોભે માનવ જેવા, કેવા પાપ કરે છે? ૧૦

## ઢાળ પાંચમી

### દુહા

બાલે છાંટયા છાંટણા. ઉઠ્યો શ્રેણિક રાય,
કીધું અકારજ મોટકુ રાય હવે પછતાય. ૧

ભટજી પણ સાજા થયા આળસ મરડી અંગ,
બ્રાહ્મણ સૌ ભેગા મલ્યા વર્ત્યો જય જયરંગ. ૨

રાજઋદ્ધિ સઘલી અહો વિનવે શ્રેણિક રાય,
જાન બચાવી સર્વની મુજથી કેમ ભૂલાય ? ૩

(ચાલ—તારો હે જિનવર ? કરકે કૃપા નજર—બાબુલ)

નથી રાજશુ કાજ—સુણો શ્રેણિકરાજ.
બોલે અમરકુમાર. બોલે અમરકુમાર. ૧

જાણી સ્વાર્થ ભર્યો સંસાર સ્વરૂપ,
હવે પડવા ન ચાહું ભવરુપ કૂપ'
જૂઠી કાયા માયા, જૂઠી જગની છાયા-બોલે. ૨

હવે સંયમ લઈ કલ્યાણ કરુ,
ભવસાગર સત્વર પાર કરુ;
જૂઠો આ સંસાર, નથી એમાં સાર. બોલે૦ ૩

કેવો ધર્મપ્રભાવ ? કેવો ધર્મપ્રભાવ ?
બોલે લોક મલી, કેવો ધર્મપ્રભાવ ?
ભયો જય જયકાર ભયો જય જયકાર,
ધન્ય અમરકુમાર....ધન્ય અમરકુમાર. ૪

## ઢાળ છઠ્ઠી

### દુહા

ચિત્ત ચિંતવતા વધ્યા તે ઘડી અમરકુમાર,
જાતિસ્મરણ જ્ઞાન ઉપન્યુ લીધા સંયમભાર
લોચ કરી પંચમુષ્ટિએ, બન્યો અમર અણગાર
સ્મશાનમાં કાઉસ્સગ રહ્યા મુનિવર અમરકુમાર

(ચાલ પ્રભુના પગલે પગલે ચાલ્યા જાય છે નરનાર)

માતપિતાની વાત હવે સૌ સજ્જન સાંભળજો,
સ્વારથિયા પરિવારની વાતો, સજ્જન સાંભળજો ૧

બાલકને વેચી ધન લાવ્યા જાણે ફાવ્યા આજ,
ભાગ્ય ઉગ્યો સોનાનો માને [illegible] ૨

નિર્જન ભૂમિ ખાડો ખોદી, દાટ્યા સવના ઠામ,
ચોકા રાજ વ્હેંચી સાથે પહોંચ્યા સૌ નિજ ધામ ૩

હરખાતા હરખાતા સૌએ, જાણ ઉત્સવ આજ,
તિણ વેળા એક બાલક સાથે કરતા ખુબ મજાક ૪

માત-પિતાને આવી સુણાવે અમરકુંવરની વાત,
વાત સુણીને માતપિતાને લાગ્યો ખુબ આઘાત ૫

મારો કાઢયો અમરને પણ રહ્યો અમર અમર,
ધન બધલુ રાજા લઈ લેશે કંપે સૌ થર થર ૬

ઊંઘ ન આવે માતને રાતે ચિંતા ચિત્ત મોઝાર,
શસ્ત્ર સાથ લઈ વેળ એવી, પાપિણી ઉઠી તે વાર ૭

ચાલી ઝટપટ મસાણમાંહી, આવી બાલક પાસ;
પાલીએ* કરી પાપિણી મારે, પૂરે મનની આશ. ૮

રોષ નહિ અંતરમાં ધરતા, ધરતા ઉત્તમ ધ્યાન;
કાલ કરીને સ્વર્ગ બારમે, ઊપન્યા મુનિ ભગવાન. ૯

સુરસુખ ત્યાંએ બહુલા ભોગી, અમર અમરકુમાર,
મહાવિદેહે સીઝશે એ વરશે વલી શિવનાર. ૧૦

મુનિહત્યા કરી પાપિણીએ, નિજ ઘર દોડી જાય,
વાઘણ વચમાં મલતા એને, પાડી ફાડી ખાય. ૧૧

ઊપની છઠ્ઠી નરકે જ્યાં છે, બાવીશ સાગર આય,
પાપ તણાં ફલ ભોગવતી ત્યાં, કર્મથી કેમ છૂટાય? ૧૨

હસતા બાંધ્યાં જે જે કર્મો, રોતાં નવ છુટાય,
ગહન ગતિ અતિ કર્મની જાણી, ધર્મ કરો સુખદાય. ૧૩

વિજયાનંદસૂરિપટ્ટવિભૂષક કમલસૂરીશ્વર રાય.
તસપટગગને દિનમણિ સરખા, લબ્ધિસૂરીશ્વર રાય. ૧૪

'દક્ષિણદીપક' લક્ષ્મણસૂરીશ્વર, તસ પાટે સોહાય;
તસ શિશુ કીર્તિસૂરિની રચના, શ્રોતા જન સુખદાય. ૧૫

---

* છરી

卐

[૨]

# ✻ શ્રી અમરકુમારની કથા ✻

વિશ્વોદ્ધારક પ્રભુ મહાવીરના પુનિત પગલાથી જ્યારે આ પૃથ્વીતલ પાવન બની રહ્યુ હતુ, ત્યારની આ વાત છે તે કાળે રાજગૃહી નગરી ઉન્નતિની ટોચ પહોંચેલી હતી ઋદ્ધિ-સિદ્ધિથી ઝળાહળ ભરેલી હતી અભયકુમાર જેના મહામાત્યો, શાલિભદ્ર જેવા લક્ષ્મીનંદનો અને જંબુકુમાર, સુદર્શન શેઠ મહાનતક શ્રાવક નંદિષેણ મેઘકુમાર, કયવન્ના શેઠ જેવા અનેક મહારત્નોના અનેરા તેજથી ઝગમગી રહી હતી આ નગરીના નાલંદા પાડામા પ્રભુ મહાવીરે ચૌદ ચૌદ ચાતુર્માસ વ્યતીત કર્યા હતા, એટલે તેની ધર્મભાવનાનુ વર્ણન કરવુ એ સોનાને ઢોળ ચઢાવવા જેવુ છે મહાપુરુષો રાજગૃહીની પ્રશસ્તિ ગાતા જણાવે છે કે—

'ધન અને ધન નાલંદે પાડે"

શ્રેણિક મહારાજા અનાથી મુનિના સમાગમમા આવ્યા પછી સમ્યક્ત્વને પામ્યા, એ હકીકત ઇતિહાસ પ્રસિદ્ધ છે, તે પહેલાની આ વાત છે તેમને એક ભવ્ય અને આલિશાન ચિત્રશાળા બંધાવવાના કોડ જાગ્યા તેમની એ ઇચ્છા હતી કે-દેશ દેશના લોકો એ ચિત્રશાળા નિહાળવા માટે નગરીમા આવે અને મારુ ગૌરવ વધે તેમાં શિલ્પ

શાસ્ત્રમાં નિષ્ણાત દેશ વિદેશના કળાકારોને નોતર્યા, સેંકડો શિલ્પીઓ કામે લાગ્યા, જોતજોતામાં ચિત્રશાળા તૈયાર થઇ ગઇ અને તેને અનુરૂપ ભવ્ય દરવાજો તૈયાર થયો, પણ એ એકાએક તૂટી પડ્યો. શિલ્પીઓ વિચારમા પડ્યા: 'આમ કેમ બન્યુ ? પણ કારણ કઇ સમજાયુ નહિ, એટલે તેમણે બીજીવાર દરવાજો ખડો કર્યો અને તેને પ્રથમ જેવો જ મનોહર બનાવ્યો પરંતુ તે દરવાજો પણ જોતજોતામાં તૂટી પડયો અને ચિત્રશાળા ખડિત થઇ. શિલ્પીઓના વિમાસણનો પાર રહ્યો નહિ

રાજા વિચાર કરે છે 'દરવાજો બબ્બે વાર કેન તૂટી ગયો ?' મત્રીઓ વિચારે છે નિષ્ણાત શિલ્પીઓનો ઉભો કરેલો દરવાજો આમ બબ્બેવાર તૂટી પડે એ તો ભારે નવાઇ !' લોકો તરેહ તરેહની વાતો કરે છે અને જણાવે છે કે 'નક્કી આમા કઇ રહસ્ય છે, નહિ તો આવુ બને નહિ.'

રાજાએ મોટા મોટા જોશીઓને બોલાવ્યા અને પૂછ્યું કે 'જોશી મહારાજ ? દરવાજો વારવાર કેમ તૂટી પડે છે ? શુ મુહૂર્તમા કઇ કસર છે કે બીજી કઇ નડતર છે ?' જોશીઓએ ટીપણાં કાઢયા, જોશ જોયા, આગળીના વેઢે ધન-મકરની ગણના કરી અને સહુ પરસ્પર ચર્ચા કરવા લાગ્યા. છેલ્લે એકમત થઇ, તેમાના અગ્રેસર જોશીએ જણાવ્યું કે 'મહારાજ ! વસ્તુ બહુ વિચારણીય છે. જેવી તેવી આફત નથી. આ તો ભયકર દૈવી કોપ છે. એની શાતિ કર્યા વગર

દરવાજો ઊભો રહેશે નહિ' જોગીઓની આ વાત સાંભળીને મહારાજા ખુબ વિમાસણમાં પડયા. માનવીને તો પહોંચી શકાય પણ દેવીના કોપને શી રીતે પહોંચવું?' તેમણે કહ્યું 'જોગી મહારાજ! આનો કંઈ ઉપાય છે કે નહિ?' જોગી મહારાજ માથું ખંજવાળતા બોલ્યા 'રાજન! ઉપાય તો છે પણ જરા કઠણ છે.' રાજાએ કહ્યું 'તેની ફીકર નહિ, જે ઉપાય હોય તે વિના સંકોચે બતાવો'

ત્યારે જોગીએ કહ્યું 'મહારાજ! આ નગરે એક બત્રીસ લક્ષણા બાળકનો હોમ કરવા પડશે તે વગર કોઈ ઉપાયે દરવાજો ટકશે નહિ' જોગીની વાત સાંભળી મહારાજાએ માથું ધુણાવ્યું 'ઠીક છે પંડિતજી!' અને એક બાળકનું બલિદાન દેવાનું નિશ્ચિત થયું. પણ બાળક લાવવો ક્યાંથી? એ કંઈ વૃક્ષનું ફળ નથી કે ઝટ લઈને તોડી લેવાય

મંત્રીઓની સલાહથી નગરીમાં ઢંઢેરો પીટવાનું નિશ્ચિત થયું. સાથે એ પણ જણાવવામાં આવ્યું કે 'જે કોઈ પોતાનો બાળક આપશે તેને બાળકના ભારોભાર સોનું તોળી આપવામાં આવશે'

નગરમાં ઢંઢેરો પીટાય છે, પણ કોઈ બીજુ કલ્પના તૈયાર નથી. સુવર્ણના લોભે બાળકનો વધ એના કિયાનુગ કાળ મળે? પરંતુ આ ઢંઢેરો સ્વભદત્ત બ્રાહ્મણના કાને પડ્યો અને તેની બુદ્ધિમાં પરિવર્તન થયું

'બાળક ભારોભાર સોનાથી તો કંઈક વર્ષનું દારિદ્ર ફીટી જાય અને નિરાંતે રોટલો મળે. ઘરમા છ જણ છે. પણ પરાણે પેટ ભરાય છે. તેમાથી એકને આપી દઈએ તો શું વાંધો ? બીજા પાંચનુ જીવન સુખેથી ચાલ્યા કરે. પણ આ વાતમા પત્નીની સલાહ લેવી જોઇએ. તે માને તો જ કામ આવે ! એમ વિચારી તેણે પત્ની ભદ્રાની સલાહ લીધી. પત્ની તેના કરતા સવાઇ હતી. તેણે કહ્યુઃ 'વાત બહુ સારી છે તેમા વિલબ કરવાની જરૂર નથી. વખતે બીજો કોઇ ફાવી જશે, માટે પેલા અમરાને જલ્દી રવાના કરો. રોયો રોજ ખાઉ ખાઉ કરે છે અને હેરાન હેરાન કરી નાખે છે.'

ભદ્રાને ચાર પુત્રો હતા, તેમા અમરકુમાર સૌથી નાનો હતો અગર મોટાને વેચે તો ધન વધારે આવે પણ પૂર્વનું વેર એટલે તેને જ આપી દેવાનુ નક્કી કર્યું અને ઢઢેરો પીટનારને કહી દીધુ કે અમે અમારા એક છોકરાને આપવા તૈયાર છીએ' રાજસેવકે મહારાજાને વધામણી આપી કે 'મહારાજ ! ઋષભદત્ત બ્રાહ્મણ પોતાના બત્રીશ લક્ષણા બાળકને આપવા તૈયાર છે'

સેવકના મુખેથી આ વાત સાભળી મહારાજા ખુબ રાજી થયા અને કહ્યુ કે–તેને જલ્દી મારી સામે હાજર કરો સેવક દોડતો દોડતો ઋષભદત્ત બ્રાહ્મણને ત્યા ગયો. આ તરફ અમરકુમારે સાભળ્યુ કે મારા માતા–પિતા મને વેચી દેવાની વાત કરે છે, એટલે તે વિચારમા પડ્યો.

કરવા લાગ્યો. આંખોમાંથી અશ્રુધારા વહેવા લાગી, પણ તે એકની બે થઇ નહિ.

જ્યારે માનવી સ્વાર્થી બને છે. ત્યારે દાનવથીય ભૂંડો બને છે. પાશવ વૃત્તિઓનો ભોગ બને છે. તેનાં વિવેક-ચક્ષુઓ બીડાઇ જાય છે એટલે તે ગમે તેટલુ અધમ કૃત્ય કરતાં અચકાતો નથી. અમરકુમારે વિચાર્યું' 'પિતા-જીની પાસે જઇ વિનંતિ કરૂં'! તેઓ મને જરૂર બચાવશે' અને તેણે પિતાની પાસે જઇ પ્રાર્થના કરીઃ 'પિતાજી! આ આફતથી મને બચાવો.'

ત્યારે પિતાએ જણાવ્યું-બેટા! 'તું મને ઘણો વ્હાલો છે. શું હું તને વેચું? પણ તારી મા તને વેચવા તૈયાર થઇ છે અને તે કોઇનું માને તેમ નથી એટલે શું કરૂં?' પિતાનો આ જવાબ સાભળી અમરકુમારનું હૈયું છેક જ ભાંગી ગયું અને વીજળીનો ગ્લોબ ઉપરથી નીચે પડતાં શતશઃ સહ-સ્રશ' ટુકડા થઇ જાય તેમ ટુકડે ટુકડા થઇ ગયું. હશે! પિતાએ પોતે જ બીડું ઝડપ્યું છે અને ઉપરથી કહે છે કે હુ તને વેચું? તું તો મને પ્રાણથી પ્યારો છે. કેવી ઠગારી દુનિયા! કેવા સ્વાર્થી લોકો!

ઋષભદત્ત અને ભદ્રા પોતાનો બાળક વેચવા તૈયાર થયા છે એ વાતની ગધ આવતાં મામા, મામી, માસા માસી, ફોઇ ફૂઆ કાકા, કાકી સહુ ત્યા આવી પહોંચ્યા. અમરકુમારે તે સહુને બે હાથ જોડીને પ્રાર્થના કરી કે 'મને બચાવો! મને બચાવો!' પણ જ્યા માતા પિતા જ પોતાના બાળકને વેચવા તૈયાર હોય, ત્યાં બીજાનું શું ચાલે?

આ જોઇ અમરકુમાર અત્યંત હતાશ બની ગયો, એનું હૃદય ભાંગીને ભુક્કો થઇ ગયું તે મનમાં ને મનમાં કહેવા લાગ્યો 'હે પ્રભુ! શું આ લોકો મને અગ્નિમાં હોમવા માટે વેચી નાખશે?' તે વારંવાર નિસાસા મૂકે છે, ચોધાર આંસુએ રડે છે અને ચીસો પાડી કલ્પાંત રુદન કરે છે પણ કોઇ તેને બચાવવા તૈયાર હતું નહીં એના માતાપિતા તો પહેલાથી પણ વિશેષ કઠોર બન્યા હતા એટલે બીજી વાતને મૂકે શેના?

કરુણ વિલાપ કરતા એ બાળકને લેવા માટે રાજ સેવકો હાજર થયા બાળક તો જોતા જ ગભરાયો જાણે યમદૂત જ આવ્યા

સેવકોએ અમરકુમારનો હાથ પકડ્યો અમરકુમારે ચીસ પાડી 'મને કોઇ બચાવો મને કોઇ બચાવો' પણ કોઇએ તેને બચાવ્યો નહિ અરે! બચાવવાની વાત તો દૂર રહી પણ આશ્વાસન સરખું ય આપ્યું નહિ જેમ કોઇ કસાઇ બકરાનો કાન પકડીને લઇ જાય, તેમ રાજ સેવકો અમરકુમારને પકડીને લઇ ગયા સર્વત્ર હાહાકાર મચી ગયો લોકો ને વાટે, ચોક ને ચૌટે લોકો ટોળે વળીને કહેવા લાગ્યા 'પેટની ખાતર પેટ જણ્યાને શું વેચી દેવાય? શું બિચારાના આ હાલ થાય? ફુલ જેવા કોમળ બાળકની આ દશા!'

રાજમાર્ગમાં ઊભેલી પ્રજાને અમરકુમારે હાથ જોડીને

પ્રાર્થના કરી: 'હે લોકો ! મને કોઇ બચાવો. મને કોઇ બચાવો.' અમરકુમારનાં હૃદયદ્રાવક રૂદનથી એક શેઠનું હૈયું દ્રવી ગયુ તેણે કહ્યું: 'અમરકુમાર ! તને બચાવવા માટે મારાથી થાય તેટલું કરવા તૈયાર છું. ધનની મને પરવા નથી. પણ લાચાર છું. કારણ કે રાજાએ તને અગ્નિમાં હોમવા માટે ખરીદી લીધો છે. ત્યાં કોઇનો ગજ વાગે તેમ નથી. મારા હૈયામાં પારાવાર વેદના થાય છે પણ શું કરૂં ?' શેઠના આ શબ્દો સાંભળી અમર ભારે હતાશ બની ગયો, બસ હવે આવી જ બન્યું. રાજા જરૂર મને હોમી નાખશે. એ નિર્ણય તેના અંતરમાં પાકો થયો. થોડી જ ક્ષણમાં રાજસેવકો અમરકુમારને લઇને રાજદરબાર પાસે આવી પહોંચ્યા.

મહારાજા શ્રેણિક સિંહાસન ઉપર બિરાજ્યા છે. મોટા મોટા ભટજી લાંબી લાંબી જનોઇ લટકાવતા. મૂછનો વાળ મરડતા, ટીલા ટપકા તાણીને ચોમેર ગોઠવાઇ ગયા છે. વચ્ચે અગ્નિકુંડમા ધખધખ અગ્નિ ધખી રહ્યો છે. તેમાંથી ભડભડ જ્વાળાઓ ઉછળી રહી છે આ ભયંકર દૃશ્ય નિહાળવા અનેક નરનારીઓ જમા થયા છે લોકમુખેથી વિવિધ ઉદ્ગારો સરી રહ્યા છે કોઇ રાજાને કોઇ માતાપિતાને તો કોઇ આ પાપી પેટને ધિક્કારે છે સેવકોએ અમરકુમારને મહારાજા સમક્ષ હાજર કર્યો મહારાજા આ સિરિષ પુષ્પ જેવા સુકોમળ બાળકને નિહાળી બોલી ઉઠ્યા અરે ભટજી ! જુઓ ! જુઓ ! આ બાળક કેવો સુંદર છે,



ધનના લોભે વેચીઓ, માતપિતા મુજ આજ,
કેવા અનરથ ધન કરે, ગેહી નિજ કુળ-લાજ.



અમર વિચારે ગુરુએ શીખવ્યો, મંત્ર ભલો નવકાર,
જાપ જપતા સંકટ ટળે, નહી બીજો આધાર



નવકાર મંત્રના પ્રભાવે અમરકુમાર બચી ગયો,
અને રાજા શ્રેણિક સિંહાસન પરથી ગબડી પડ્યો.



સુર સિંહાસન પર બેસાડે, ઊંચકી અમરકુમાર;
સૌની વચ્ચે ગુણ ગાવંતા, અમર અમરકુમાર.

ખરેખર તે બત્રીસ લક્ષણો છે, એટલે આપણું ધાર્યું કાર્ય જરૂર સિદ્ધ થશે'

ભટ્ટજીએ કહ્યુ 'મહારાજ ! બાળક તો આપણે જોઈતો હતો તેવો જ મળ્યો છે, હવે વિલંબ કરવાની જરૂર નથી જલ્દી કરો, જલ્દી કરો'

અમરકુમારે વિચાર્યું ખરેખર ! આ તો બધા ચમત્તો જ ભેગા થયા લાગે છે, તેમણે મોટા મોટા ટીલા ટપકા જ તાણ્યા છે, પણ હૃદયમા દયા કે દર્દ જેવું કંઈ દેખાતુ નથી છતા હજી એક તક છે તે અજમાવી જોઉં તેણે તે જ ક્ષણે બે કર જોડી મહારાજાને પ્રાર્થના કરી 'પ્રભુ ! મે શુ એવો ગુન્હો કર્યો છે કે જેથી મને આ ભડભડતા અગ્નિમા હોમવા માટે અહીં આણ્યો છે? આપ તો પ્રજા પાલ છો, પ્રજાનુ પાલન કરવું એ આપનો ધર્મ છે, પ્રજા આપની પાસે રક્ષા માગે છે આપ આપનુ નામ સાર્થક કરો અને મને બચાવો મહારાજ ! મને બચાવો નહિતર અન્યાય કહેવાશે'

અમરના હૃદયભેદક વચનો કર્ણગોચર કરી મહારાજા બોલી ઉઠ્યા 'અમર ! એમા મારો અન્યાય નથી તારા માતાપિતાએ જો તને વેચ્યો ન હોત તો તને અહીં હાજર કરવામા ન જ આવત મેં માગ્યા દામ આપીને અમે તને ખરીદ્યો છે, એમા અમારો કયા અન્યાય છે?'

અમરે વિચાર્યુ કે પ્રજાના પાલક પણ આમ આબાદ રીતે ટરી જાય છે હવે બચવાનો આરો નથી શું હું

અગ્નિમાં ભસ્મીભૂત થઈ જઈશ ? શું મને બચાવનારું હવે આ જગતમાં કોઇ જ નથી ? અને તેનાં હૃદયના ધબકારા વધી ગયા. અગ્નિની જવાળાઓ નિહાળી એ અત્યંત કંપી ઉઠ્યો. એનાં અંગે અંગમાં ધ્રૂજારી વછૂટી. તેટલામાં તો સેવકોએ તેને નહવડાવ્યો. ધોવડાવ્યો. સુંદર વસ્ત્ર–અલંકાર પહેરાવ્યા. કંઠમાં ફૂલની માળા નાંખી અને કપાળે કંકુનું તિલક કર્યું.

જો આ સમય વરરાજા બનવાનો હોત તો તો અમરકુમારનું હૈયું હરખથી ગજગજ ઉછળત. પરંતુ આ શણગાર અને સત્કાર પાછળ ભયંકર મૃત્યુ સરજાયું છે. એમ એ બરાબર જાણતો હતો, એટલે તે થરથર ધ્રૂજી ઉઠ્યો.

ભટજીએ બાળકને ઉંચક્યો. વેદોચ્ચારના ધ્વનિ જોરશોરથી ચાલવા માંડયાં. રાજા મનમાં મલકાય છે ‘હવે જરુર દરવાજો તૈયાર થઈ જશે’ ભટજીના હરખનો પાર નથી, બસ ઘડીઓ ગણાતી હતી. અરે ! પળ વિપલની જ વાર હતી પરંતુ પ્રજાજનોના હૈયામા પારાવાર વેદના હતી.

‘એક ચિત્રશાળાની ખાતર એક દરવાજાની ખાતર એક નિર્દોષ બાળકનો આ રીતે હોમ થાય છે’ એ વિચારથી જ અનેક નાગરિકો ફિટકાર અને તિરસ્કાર વર્ષાવી રહ્યા હતા તે જ ક્ષણે અમરકુમારનાં હૃદયમા એક વિચાર સ્ફુર્યો અને તે ધ્યાનસ્થ બની ગયો. વાત એમ હતી કે–એક વખત સદ્ગુરુનો યોગ થતા તેમની પાસેથી નવકાર મંત્ર સાભળ્યો હતો. ગુરુ મહારાજે તેનો મહિમા વર્ણવતા



રાજઋદ્ધિ સઘળી ગ્રહો, વિનવે શ્રેણિક રાય,
પ્રાણ મચ્યા યા સર્પના, મુજથી કેમ ભુલાય



ચાલ્યો ઝટપટ મગધ માંહી, આવી માલણ પાસ,
પાળીએ ફરી પાપિણી માટે, પૂરે મનની આશ!

જણાવ્યું હતું કે–ગમે તેવા કપરા કાળમાં પણ તે સૌનું રક્ષણ કરે છે તેનો પ્રભાવ અદ્ભૂત છે, અચિંત્ય છે, તેના સ્મરણથી દેવો હાજર થાય છે. ભયંકર ઉપદ્રવો ક્રર સુદ્દર ભાગી જાય છે અને પ્રાણનાશક–ખતરનાક રોગો પણ મટી જાય છે. અરે ! આત્મા અજર અમર બની જાય છે.

અમર એ મહામંત્રના માંગલિક પદોનું સ્મરણ કરવા લાગ્યો. તેમાં લયલીન બની ગયો અને હવે જીવન મરણની પરવા નહોતી. શું બની રહ્યુ છે તે જાણવાની દરકાર ન હતી. હું ક્યાં છું ? તે પણ તે ભૂલી ગયો હતો. મન, વચન અને કાયા એમ ત્રિકરણયોગથી જ્યારે આત્મા પરમાત્માના ધ્યાનમાં લીન બને, એકાગ્ર બને ત્યારે તે ધાર્યું કરી શકે છે બસ એવુ જ અહીં બન્યુ. સઘળા બ્રાહ્મણો ભેગા મળી 'ૐ ફટ્ સ્વાહા,' 'ૐ ફટ્ સ્વાહા.' આદિ વેદધ્વનિથી વાતાવરણ ગુંજતુ કરી જ્યાં બાળકને હોમવાની તૈયારી કરે છે, ત્યાં તો બનાવ કંઇ ઔર જ બન્યો. અગ્નિકુંડ સુવર્ણનું સિંહાસન બની ગયું અને અમરકુમાર તેના પર બેઠેલો સહુના જોવામાં આવ્યો. તે જ વખતે 'ૐ ફટ્ સ્વાહા.' 'ૐ ફટ્ સ્વાહા, ઉચ્ચારનારા બ્રાહ્મણો પોતે જ ૐ ફટ્ સ્વાહા થઈ ગયા. બધા લાંબા થઇને ધરણી પર ઢળી પડ્યા.

બનાવ એ બન્યો કે અમરકુમારના નવકાર–મંત્રના ધ્યાનથી તેના અધિષ્ઠાયક દેવનુ સિંહાસન ડોલી ઉઠ્યું. અવધિજ્ઞાનથી નિહાળતા એ દેવને જણાયું કે એક નિર્દોષ બાળકને પોતાના સ્વાર્થની ખાતર અગ્નિકુંડમાં હોમવામાં

ન બચાવ્યો પરંતુ તે બધા અત્યારે અમરને વિનંતી કરી રહ્યા હતા કે 'હે કુમાર ! સહુના પ્રાણ બચાવો. સહુના ગુનો માફ કરો ' આ વખતે અમરકુમારે પંચપરમેષ્ઠિનું ધ્યાન ધરી લોબા ટાટ થઈને કુહની જેમ પડેલા બ્રાહ્મણોના અંગ ઉપર પાણી છાંટ્યુ કે તે પણ ઊભા થઇ ગયા અને સર્વત્ર જય જયકાર વર્તાયો

મહારાજા શ્રેણિકે વિચાર્યું ' જો આ બાળક ન હોત તો આજે બધાનુ આવી બન્યુ હતુ. સૌ યમધામે સીધાવી ગયા હોત. ખરેખર ! તેણે બધાને નવુ જીવન આપ્યુ છે અને તેમણે બે હાથ જોડી ઉપકારનો યત્કિંચિત બદલો વાળવાની ઇચ્છાથી અમરકુમારને વિનતિ કરી કે 'કુમાર ! હવે આ રાજપાટ તમે-ગ્રહણ કરો, તમારા ઉપકારનો બદલો વાળ્યો વળે તેમ નથી. અમારો ગુનો માફ કરો.'

પરંતુ ઉત્તરમા અમરકુમારે જણાવ્યુ કે 'મહારાજ' ' રાજપાટની મને જરુર નથી મે સમગ્ર વિશ્વનુ સ્વરૂપ જોઇ લીધુ છે. આવા સ્વાર્થી સંસારમા હવે ખૂચી રહેવુ મને એક ક્ષણ પણ ઉચિત લાગતુ નથી આ બધી માયા ક્ષણિક છે વિનશ્વર છે સૌ સ્વાર્થના સગાં છે. સાચો તારણહાર ને આધાર એક જ ધર્મ છે. માટે તેનુ શરણું ગ્રહી હવે હુ મારા આત્માનુ કલ્યાણ કરીશ.'

જ્યારે આત્માને સંસારની સાચી સ્થિતિનું ભાન થાય છે ત્યારે હીરાના હાર. મોતીની માળા. દેવાંગના જેવી રૂપવતી લલનાઓ અને ઝાકઝમાળ રાજમહાલયો, આ

બધુ ય તુચ્છ ભાસે છે એટલે તે જ ક્ષણે અમરકુમાર ત્યાંથી ચાલી નીકળે છે અને પંચમુષ્ટિ લોચ કરે છે આ વખતે તેને જાતિસ્મરણ જ્ઞાન થાય છે કે જેના પ્રભાવથી પૂર્વ ભવો જોઈ શકાય છે અમરકુમાર સાચો અણગાર બને છે સાચો ત્યાગી બને છે, હવે એને જીવન-મરણની પરવા નથી, હવે એને કશીય ઈચ્છા નથી માત્ર તમન્ના છે આત્માનુ હીર પ્રગટાવવાની, આત્માનુ જવાહીર ચમકાવવાની અમરકુમાર શમશાનભૂમિ ભણી ચાલ્યા અને ત્યાં ધ્યાનમા લીન બન્યા હવે એમને ભૂત પીશાચ કે દુર જનાવરનો ભય નથી, ડર નથી એ નિર્ભય બન્યા છે અજર બન્યા છે અને પોતાની ભાવનામા તત્પર બન્યા છે

અમરકુમારના માતાપિતા બાળકને વેચીને ભાર ભાર સુવર્ણ લઈ આવ્યા તેમની ખુશીનો પાર નથી ઉજાણી માટે નોતરજનો ભેગા થયા છે આનંદકલ્લોલ કરી રહ્યા છે ધન્ય ભાગ્ય અને ધન્ય ઘડી મનાવતા તેઓ થોડુ સુવર્ણ સ્વજનોને વહેંચી આપે છે અને ઘણુ ખરુ જમીનમા દાટે છે

એનામા 'મા ! મા !' પોકારતો એક બાળક ત્યા દોડી આવ્યો અને કહેવા લાગ્યો કે-મા ! મા ! અમર તો જીવતો છે, નગર પ્રજા સૌ એના ચરણે આળોટે છે અગ્નિ બુઝાઈ ગયો અને અમર તો ચાલી નીકળ્યો, પણ માતાને ગળે એ વાત કેમ ઉતરે ? તેણે તપાસ કરી

તપાસના અંતે બનેલી સર્વ હકીકત જાણી લીધી અને તેના હૈયામાં શૂળ ભોકાય તેમ અપાર વેદના થવા લાગી. 'હાય! પીટયાને અગ્નિમા હોમવા મોકલ્યો, તો ય જીવતો રહ્યો. હવે આ બધું સોનુ રાજા પાછુ માગશે તેનુ શું ?'

એને તો ધનની પડી હતી, બાળકની પડી ન હતી. હ્રદયમા દયા કે કરુણાનો અંશ પણ ન હતો, એટલે પોતાનાં ધનને જ રડી રહી હતી. એમ કરતા રાત્રિ પડી, બરાબર બાર વાગ્યાનો સમય થયો. સર્વત્ર ઘોર અંધકાર છવાઈ ગયો. એવી કાળી રાત્રિએ અમરકુમારની માતા કાળું કૃત્ય કરવા તૈયાર થઈ. હાથમા છરી લીધી, તેને ઘસીને બરાબર અણીદાર કરી અને શ્મશાન ભણી પગલા માંડયા.

આમ તો સ્ત્રીઓ ધોળે દહાડે એક કાગડાના સ્વરથી ડરીને દૂર ભાગે છે અને આવી ભયંકર ઘોર અંધારી રાત્રિએ નિર્જન જંગલ ભણી ચાલી નીકળવુ, એ કેવુ સાહસ! ખરેખર સ્ત્રીઓના ચરિત્રને મોટા મોટા માધાતાઓ પણ કળી શકયા નથી! એ તો કમ્મર કસી નિડર થઇ. શ્મશાનમા પહોચી ગઇ કે જ્યા અમરકુમાર ધ્યાનસ્થ ઊભા હતા. તેમને જોતાં જ તે હુંકાર કરવા લાગી: 'રોયા અહીં ઢોંગ કરે છે? ઠીક છે, તેનુ પરિણામ તને હમણા જ બતાવું! એમ કહેતી છરીને ચુબીને અમર મુનિના ગળા ઉપર ફેરવવા લાગી. પરંતુ તેઓ અપૂર્વ ધ્યાન સાગરમા ઝીલી રહ્યા છે! તેમને શત્રુ-મિત્ર ઉપર સમભાવ

હસતાં હસતાં અનેક પ્રકારના પાપકર્મો કરતાં વિચાર કરો કે જેથી પાછળથી પસ્તાવું ન પડે. એક મહાપુરુષે ઠીક જ કહ્યુ છે કે—

"બંધ સમય ચિત ચેતીએ
ઉદયે શો સંતાપ?"

નવકાર મંત્રનો અપૂર્વ મહિમા બતાવતી આ કથા અહીં પૂરી થાય છે અને આપણને ભવ્ય સંદેશો આપતી જાય છે કે જો જીવનને સફળ બનાવવુ હોય તો સદા નવકાર મંત્રનુ સ્મરણ કરો. આ જગતમા તેના જેવો પ્રતાપી અન્ય કોઇ મંત્ર નથી. આ વિશ્વમા તેના જેવુ કોઇ સબળ સાધન નથી.

नवकार-इक्क अक्खर पाव फेडइ सत्त अयराण
पन्नासं च पयेण पगमय सागर समग्गेण ॥

સાત સાગરોપમ સુધી નરકમા નારકીનો આત્મા જેટલા પાપ કર્મોને ખપાવે. તેટલા પાપો નવકાર મંત્રનો એક અક્ષર જપવાથી ખપે છે અને એક પદના જાપથી પચાસ સાગ્રરોપમ જેટલા અને સંપૂર્ણ નવકાર મંત્રના જાપથી પાચસો સાગરોપમ જેટલા પાપ ખપે છે.

卐

૩

# શ્રી ગજસુકુમાળની સજ્ઝાય

## ઢાળ પહેલી

(ચાલ–તીર ઝણુ મેરે લગે ભાયા)

ગજસુકુમાળ મહાવૈરાગી બાળવયે થયા સંયમરાગી
વંદન હો કોટિ વાર મુનિવર વંદન હો
દ્વારામતીમાં પ્રભુજી પધાર્યા,
ભવ્ય જનોના કારજ સાર્યા,
તાર્યા કોઈ નરનાર પ્રભુએ તાર્યા ૧

વાણી સુણી શ્રી નેમ પ્રભુની ત્યાગી વનાની લાગી લગની
કીધી માતને વાત કુંવરે કીધી ૨

વચન સુણી કુંવરના માતા, મૂર્છા પામી પામી અશાતા,
નયણે ઝરતા નીર માતા નયણે ૩

કંચનવર્ણી સુકોમળ કાયા નંદનવનની શીતલ છાયા,
ચારિત્ર આરાધાર કાલા ચારિત્ર ૪

ચાવવા લોહ ચણા મીણદાંતે પાય મગસાળો ગિર ઉપાડે,
પરિષહ કેમ સહાય? નાના પરિષહ ૫

સાગરની માતા સંસારે જનમ-મરણથી કોણ ઉગારે?
મૃગજળના સુખ [illegible] મૃગજળ ૬



શિર માટીની પાળ બનાવે છે, અંગારા ખેરના નાંખે છે;
નથી રોષ જરા મનમાં કરતા, મુનિ સંયમરસમાં મહાલે છે.

[ સમતા ભાવમાં રમતા ગજસુકુમાળ મુનિને કેવળજ્ઞાન થાય છે ]

## ઢાળ બીજી

(ચાલ-આનંદ આનંદ ખૂબ છાયા)

દ્વારામતી નગરી જાણો દીક્ષા ઉત્સવ મંડાણો
દેવકી છે જેની માતા કૃષ્ણજી જેવા છે ભ્રાતા,
વૈભવમાં નહિ રંગાતા દીક્ષા ૧

કૃષ્ણજી ચાલે છત્ર ધરી, ગીત ગાવે મળી સુંદરી,
નરનારી સારી નગરી દીક્ષા ૨

ઢોલ નિશાન નગારાના મધુર મધુર સુર વાજાના,
શોભે ગજસુકુમાળ ઘણા દીક્ષા ૩

ગજસુકુમાળ ગ્રહે દીક્ષા, વિનય ધરી લીધી શિક્ષા,
સવિ જીવની કરતા રક્ષા દીક્ષા ૪

## ઢાળ ત્રીજી

(ચાલ-મે પ્રભુ ચરણોકી દાસી હૂં)

શિર આણ ધરી શ્રી જીનવરની
મુનિરાજ સ્મશાન સિધાવે છે
ત્યાં કર્મ કઠીન કઠ કાપવા
મુનિ કાઉસગ્ગ ધ્યાન લગાવે છે,
જ્યાં વાઘ વરુ નર પ્રાણી વને
નરી રાખ્યું ભૂત પિશાચ વસે
ત્યાં સ્થાનમાં મુનિવર કર્મ હરે મુનિરાજ ૧
ત્યાં સોમિલ સસરો આવે છે,
મુનિ પણી [illegible] લગાવે છે,

મુજ પુત્રીનો ભવ વણુસાડ્યો.
હવે અહીંઆં ઢોંગ મચાવે છે. ૨

શિર માટીની પાળ બનાવે છે.
અંગારા ખેરના નાંખે છે.
નથી રોપ જરા મનમા કરતાં,
મુનિ સમતા રસમાં ન્હાલે છે. ૩

છે સસરો કેવો ઉપકારી.
જેણે સુંદર પાઘડી બંધાવી;
એવી ભાવના મનમાં ભાવે છે,
શુભ ધ્યાનશું તાન લગાવે છે. ૪

જ્યાં ચામડી ચટચટ તૂટે છે,
ત્યાં હાડો ફટફટ ફૂટે છે;
ઘનઘાતી કર્મ વછૂટે છે.
મુનિ કેવળ લક્ષ્મી લૂંટે છે. ૫

અંતકૃત કેવળી મુક્તિ પામી,
વર્યા શિવરાણી અવિચલ ધામી.
એવા મુનિવરના ગુણગાન કરો,
ખૂબ પુણ્ય તણો ભંડાર ભરો. ૬

સૂરિશેખર લબ્ધિસૂરીશ્વરના.
પટ્ટદીપક લક્ષ્મણસૂરીશ્વરના.
પદરેણુ કીર્ત્તિવિજય રચના,
ગુણ ગાઈ કરો પાવન રસના. ૭

१४

# ક્ષમાભંડાર શ્રી ગજસુકુમાળ મુનિ

૧

દેવકી માતા આજે કંઈક અન્યમનસ્ક જણાતા હતા લમણે હાથ દઇ ચિંતાતુર વદને કંઈક અગમ્ય-અગોચર વિચારમાં સ્તબ્ધ બની ગયા હતા તેમનું મુખકમળ કરમાયલા પુષ્પ જેવું નિસ્તેજ લાગતું હતું

તેટલામાં શ્રી કૃષ્ણજી ત્યાં આવી પહોંચ્યા, માતાજીની ખિન્ન-અતિ ખિન્ન દશા નિહાળી એમનું હૃદય ખળભળી ઉઠ્યું 'માતાજી ! કેમ શું થયું ? શા વિચારમાં છો ? આટલા ઉદાસ કેમ લાગો છો ?' કૃષ્ણજીએ પૂછ્યું

'બેટા ! સાત સાત પુત્રોની માતા થવા છતાંય એક પણ પુત્રને હું રમાડી ન શકી, એ જ વાતનો મને ખેદ છે' દેવકીજી બોલ્યા 'માતાજી ! એમાં ખેદ કરવાની કંઈ જરૂર નથી, તમે કહો તો હું પોતે એક નાનો બાળ બની તમારે ખોળે ખૂંદવા અને તમને આનંદ આપવા તૈયાર છું' કૃષ્ણજીએ જણાવ્યું અને તરત જ તેમણે નાના બાળકનું રૂપ લઈ માતાનો ખોળો ખૂંદવા માંડ્યો ઘડીકમાં રડે છે, ઘડીકમાં હસે છે, ઘડીકમાં એક વસ્તુની માગણી કરે છે, ઘડીકમાં બીજી વસ્તુની માગણી કરે છે, એ રીતે માતાને એવા પજવ્યા, એવા પજવ્યા કે માતા કંટાળી ગઈ

છેવટે કૃષ્ણજીએ અઠ્ઠમની તપશ્ચર્યા દ્વારા દેવતાનું આરાધન કર્યું, દેવ પ્રસન્ન થયો. વરદાન માંગ્યું અને એક પુત્રની પ્રાપ્તિ થઇ. તેનું નામ ગજસુકુમાળ પાડ્યું.

સુકોમળ કાયા. તેજસ્વી ભવ્ય લલાટ. પ્રસન્ન વદન. ગજગામિની ચાલ. આ બધા કારણે તે સૌને ખૂબ વ્હાલો થઇ પડ્યો.

માતા દેવકીજી તેને રમાડી રમાડી ખુશી થતાં હતાં. માતાના મનોરથ પૂર્ણ થતાં કૃષ્ણજી પણ ખુશી જણાતા હતા:

બીજના ચંદ્રમાની જેમ ધીમે ધીમે ગજસુકુમાળ વધવા લા યા. તે વખતે બાળપણમાં વિવાહ થતા. એટલે ગજસુ-કુમાળના વિવાહ એક રાજકન્યા સાથે અને બીજી સોમિલ બ્રાહ્મણની પુત્રી સાથે કરવામાં આવ્યા.

: ૨ :

એકદા પૃથ્વીતલને પાવન કરતા, જગતના જીવોનો ઉદ્ધાર કરતા, બાવીશમા તીર્થંકર ભગવાન નેમિનાથનાં ચરણકમળથી દ્વારામતિ નગરી પુનિત બની. લોકો ટોળે વળી તેમના દર્શને ઉમટ્યા. રાજા-પ્રજા તમામ નગરવાસીઓ તેમનાં દર્શન કરી નિજને ધન્ય માનવા લાગ્યા. ભગવાન નેમિનાથે અમીરસ ઝરતી વૈરાગ્ય નીતરતી વાણીસરિતા વહાવી. કૈક ભવ્યજનો તેમા નિર્મળ બન્યા. ગજસુકુમાળનું હ્રદય પણ વૈરાગ્યથી ભીજાયુ. તેમને સસાર અસાર ભાસ્યો, રાજવૈભવ તણખલા જેવો તુચ્છ જણાયો. બધુય વીજળીના ચમકારસમું ક્ષણિક લા યું. અને તેમણે માતાપિતાને આ વાત જણાવી.

ગજસુકુમાળની વાત આવી સુણતા જ માતા દેવકી
મૂર્છિત બન્યા, ચંદનના છાંટણા છાંટયા, ત્યારે કંઈક
ચેતના આવી માતાએ ગજસુકુમાળને ઘણું ઘણું સમજાવ્યો
'બેટા! આ કંઈ ઢીંગલાના ખેલ નથી આ કંઈ સતાકુકડીની
રમત નથી, આ તો મહા કઠિન અને વિકટ માર્ગ છે
મીણના દાંતે લોઢાના ચણા ચાવવા જેવી આ કઠિનતમ
હકીકત છે ગજવૈભવમાં તું ઉછર્યો કદીય તે ધરતી
ઉપર પગ મૂક્યો નથી, તડકો છાંયો જોયો નથી, ફૂલ
જેવી તારી કોમળ કાયાથી-વિહાર કે લોચાદિ કેમ
સહન થશે? રોજ નવી નવી વાનગીઓ ચાખનાર ઘર
ઘરના લૂખાસૂકા ભોજન કેમ આરોગી-શકશે?

જંગલોમાં પ્રવાસ કરવો, વાઘ-વરુનો ભય, કાંટા
કાંકરાનું કષ્ટ, તાઢ તડકાનું કષ્ટ, આ બધા કષ્ટો આ
સુકુમાળ કાયાથી કેમ સહાશે?

'બેટા! વિચાર કર' દેવકીજીએ પુત્રને સમજાવતા કહ્યું
ઉત્તરમાં ગજસુકુમારે જણાવ્યું 'માતાજી! હું આપનો પુત્ર
છું, ભગવાન નેમિનાથનો ભ્રાતા છું, ઉચ્ચ કુળમાં ઉત્પન્ન
થયો છું કેમ સહન નહિ કરી શકું? અનુકૂળ હસતે મુખે
સહન કરીશ

માતાજી! નારકીના ઘોર દુઃખો આગળ આ સંયમના
કષ્ટો શી વીસાતમાં છે? આ જ આત્માએ નરકના અનેરા
કષ્ટો, ત્યાંની તીવ્ર વેદનાઓ અને ઘોર યાતનાઓ અસંખ્ય
વર્ષો સુધી પરવશપણે સહી છે નરકના દુઃખો સામે આ

અને મારી પુત્રીનો ભવ શા માટે બગાડ્યો ? ખરેખર તેં આ દુષ્ટ કાર્ય કર્યું છે અને મને ભયંકર મુઝવણમા મૂકી દીધો છે. તો હુ પણ તને કઈક પરચો બતાવું !'

માણસ જ્યારે ક્રોધાંધ બને છે ત્યારે તે હિતાહિત કે કાર્યાકાર્યનો વિચાર કરતો નથી. સોમિલની પણ એ જ દશા થઈ જાણે પૂર્વભવનુ વેર ન વાળતો હોય તેમ તેણે ગજસુકુમાળના માથા ઉપર માટીની પાળ બનાવી અને નજીકમા બળી રહેલા ખેરના લાકડામાથી કેટલાક અંગારા લાવી તેમા નાખ્યા. હં ! હવે તને ખબર પડશે કે બીજાને દગો કેમ દેવાય છે ! ઓ દુષ્ટ ! તારા જેવાઓની તો આજ દશા થવી જોઈએ. અને સોમિલ ત્યાંથી ચાલતો થયો.

મસ્તક પર ખેરના અંગારા પડે તો ભલભલા માણસ કંપી ઉઠે. ત્રાસી જાય અને યેન કેન પ્રકારેણ તેને દૂર કરે ત્યારે જ શાત થાય. પણ ગજસુકુમાળ અણગાર સ્વસ્થ રહ્યા શાત રહ્યા, ધ્યાનથી જરા પણ ચલાયમાન થયા નહિ. તે પોતાના આત્માને કહેવા લાગ્યા.

'હે આત્મન્ ! તુ શરીરથી જુદો છે, ઇન્દ્રિયોથી જુદો છે. આવા શરીર તો અનંત મળ્યા અને અનત ગયા, છતા ય તારા ભવભ્રમણનો પાર ન આવ્યો. તેં હવે એ ભવ-ભ્રમણનો અત લાવવા નિશ્ચય કર્યો છે તો એ નિશ્ચયમા અડગ રહે, અડોલ રહે. હે આત્મન્ ! તુ અનત શકિતનો ધણી છે. આ ઉપસર્ગને બરાબર સહી લે એમા જ તારું કલ્યાણ છે. સામાન્ય સસરાઓ પચાર–સોની પાઘડી પહેરાવે છે, પણ આ સસરો કેવો ઉત્તમ કે તેણે શિવ-

રમાડીને વળી શકાય તેવી અમૂલ્યપાવડી પહેરાવી? આ રીતે તેઓ આત્માનુ અનુશાસન કરવા લાગ્યા અને અનિત્ય ભાવના ભાવવા લાગ્યા એ ભાવનાના જોરે તેઓ અનુક્રમે શુક્લ ધ્યાનમા આરૂઢ થયા

જેમ વાળી ભેઠાય અને તડતડ તૂટે તેમ શ્રી ગજ સુકુમારની ખોપરી તડતડ તૂટવા લાગી છતા તેઓ ધ્યાનમા સ્થિર રહ્યા

કેવી અનુપમ સમતા! કેવી અજોડ ક્ષમા! શત્રુમિત્ર ઉપર પણ સમભાવ! હત્યા કરનાર ઉપર પણ દયાભાવ! કેવી અમી દ્રષ્ટિ! કેવી સમદ્રષ્ટિ! આત્મા જ્યારે શત્રુમિત્ર ઉપર સમભાવ કેળવે છે, સમદ્રષ્ટિ બને છે, ત્યારે પરમાત્મપદની નજીક પહોચી જાય છે એજ ઉચી દશાએ શ્રી ગજસુકુમાર મુનિ પહોચ્યા અટલે ચાર ઘાતિકર્મોનો ક્ષય થયો અને કેવળજ્ઞાન પ્રગટ થયુ પછી આયુષ્યાદિ ચાર કર્મો પણ બળીને ખાખ થયા અને તેઓ સતકૃત કેવળી બની, શાશ્વત ધામે સીધાવ્યા, જ્યા નથી રોગ નથી શોક, નથી ભય કે નથી ચિંતા, નથી કાઇ જાતની ઉપાધિ કે નથી કોઇ જાતનિ પીડા એવા અનત-અક્ષય-અવિનાશી-શાશ્વત-ધામમા રહાને માટે તેમનો વાસ થયો

બીજે દિવસની સવારે શ્રી કૃષ્ણવાસુદેવ પોતાના પરિવાર સાથે ભગવાન નેમિનાથના દર્શને ગયા ત્યા સૌ મુનિવરોને ભાવથી વાદ્યા, પણ ગજસુકુમારમુનિ તેઓમા ન ભાળ્યા, યા કૃષ્ણજીએ પ્રભુને પૂછ્યુ 'ભગવન્? ગજ

સુકુમાળ મુનિ ક્યાં છે? ભગવાને જવાબમાં જણાવ્યું; 'એ એમનુ કાર્ય સાધી ગયા,' કૃષ્ણજીએ પૂછ્યું-'શી રીતે?' એટલે સઘળીય બીના ભગવાને જણાવી. એ હકીકત સાભળી કૃષ્ણજી વગેરેને ખૂબ દુ ખ થયું. કૃષ્ણજી રડતાં હૃદયે ઘર તરફ પાછા ફરતા હતા. તેટલામા જ ફરથી સોમિલ બ્રાહ્મણે કૃષ્ણજીને જોઈ લીધા અને તે ગભરાણો. કૃષ્ણજીના ભયથી ત્યાને ત્યા જ તેના પ્રાણ નીકળી ગયા. કૃષ્ણજીએ તેને આખી નગરીમા બૂરી હાલતે ફેરવ્યો અને ઉદ્‌ઘોષણા કરી કે-'જે કોઇ ત્યાગી મુનિની આશાતના-અવહીલના-કરશે તેના આ હાલ થશે.'

સૌ ગજસુકુમાળ મુનિવરની ક્ષમાના અને એમની અપૂર્વ સમતાના વખાણ કરવા લાગ્યા.

ધન્ય છે એ મહામુનિ ગજસુકુમાળને કે જેમના મસ્તક ઉપર ધગધગતા ખેરના અગારા ભરવામા આવ્યા. છતા ય-સપૂર્ણ સમતા ભાવમા રહ્યા અને કેવલ જ્યોતિને વર્યા

ક્ષમાના ભડાર ગજસુકુમાળ મુનિને આપણાં કોડો વદન હો.

---

કર્તવ્યના સ્વીકારમા ભીતિ કદી કરવી નહિ.<br>
પાપી તણાં સહવાસમા નીતિ કદી તજવી નહિ.<br>
નિદા કરે ખોટા જનો તેથી કદી ડરવુ નહિ.<br>
ધારેલ સત્ય વિચારથી પાછા કદી ફરવું નહિ.

' ૫ '

# શ્રી ઝાઝરિયા મુનિવરની સજઝાય

## પ્રથમ ઢાળ

( રાગ–પ્રભુના પગને પગને આવ્યા જાય છે નરનાર )

કેવી અજબ જબની વાતો, બનતી આ સંસાર,
ઝાઝરિયા મુનિવરની વાતો, સાંભળજો નરનાર
પઈઠાણપુર નગરનો નાથ, મકરધ્વજ છે નામ,
મદનસેના રાણી છે જેની મદનબ્રહ્મ સુત નામ ૧

ઠાઠમાઠથી માત–પિતાએ, પરણાવી સુખકાર,
રૂપ રંભા સરખી શોભે, એવી બત્રીસ નાર ૨

જાત જાત ને ભાતભાતના, ભોજન કરતા નીત,
પોઢી પલંગે સુણતો એ તો, મધુર મધુર સંગીત ૩

રંગમહેલમાં મધુરા વાજે ઝાંઝરના ઝણકાર,
દેવી સુખ વિલસતો એ તો, વૈભવનો નહિ પાર ૪

ઇન્દ્ર–મહોત્સવ કરવા કારણ, જાતા સૌ ઉદ્યાન,
ત્યાગી વિરાગી મુનિવર પેખ્યા, ધરતા પ્રભુનું ધ્યાન ૫

ચરણકમળ વંદી મુનિવરના, સુણતા સૌ વ્યાખ્યાન,
અમીરસકેરા ઝરણા ઝરતા, કરતા પ્રીતે પાન ૬

આ સંસાર અસાર ભયંકર, સ્વારથિયો પરિવાર,
ક્ષણવિનશ્વર તન ધન જોબન, જ્યું વિજળી ચમકાર ૭

વાણી સુણી મુનિવરની દિલમાં. ઉપન્યો ખુબ વૈરાગ્ય;
ત્યજી બત્રીશે નારી એણે. સઘળું કીધું ત્યાગ. ૮

## ઢાળ બીજી

(ચાલ–છોડ ગયે ગિરનાર...મેરે નાથ)

બન્યા ખરા અણગાર વૈભવ વિલાસો છોડીને,
છોડી બત્રીશ નાર સંસારથી મન મોડીને....
શિયળ સન્નાહ પહેરી છે જેણે યૌવન વય મોઝાર;
તપ જપથી મુનિ કાયા દમતા, સમતાના ભંડાર.
(મુનિ) ૧

ત્રંબાવતી પુરી પાવન કીધી, કરતા ઉગ્ર વિહાર,
નામ જપંતા પાપ ખપે છે, દર્શન દુઃખ હરનાર.
(મુનિ) બન્યા. ૨

ધગધગતા અંગારા સરખી ધરતી તપતી ત્યાંય;
ખરે બપોરે ગોચરી જાવે, ઝાઝરીયા મુનિરાય.
બન્યા. ૩

## ઢાળ ત્રીજી

દુહા

પતિ જેનો પરદેશ છે, એવી વિરહી નાર,
બળી રહી અંતર વિષે, પડે ન ચેન લગાર ૧

મનગમતો નર નીરખતી, ગોખે બેઠી નાર,
મનના મનોરથ પૂરવા, સોળ સજી શણગાર. ૨

## ઢાળ પાંચમી

( ચાલ–તોરણ આવો નેમજી ચ.ઢવા રાજુલ ડવે રે )

ચંદનથી પણ શીતળ વાણી. તે વારે મુનિ બોલે.
ઊંચા કુળની તું છે નારી, લાજ મૂકી શું બોલે?
ચોરી યારી જે નર કરતા, આ ભવ અપયશ પામે.
પરભવ તે નર દુ ખ ઘણેરા. પામે દુર્ગતિ ધામે.
ચિંતામણી સમ શિયળ છંડી, કોણ ગ્રહે નર કાચ?
સઘળા વ્રતમા એ છે મોટું. એમાં ન લાવો આચ.

## ઢાળ છઠ્ઠી

### દુહા

નારીના રંગરાગમા. ચળ્યા નવિ મુનિરાય,
વિષ સમ જાણે વિષયને, ધન્ય ધન્ય મુનિરાય. ૧
મુનિને મક્કમ જોઈને નારી કરે વિચાર,
જગ સૌ મુજને જાણશે કે. આ છે કુલટા નાર. ૨
આશા નિરાશા થઈ જાતા. દેતી મુનિને આળ,
ખૂબીભરી યુક્તિ રચી, બીછાવી એણે જાળ. ૩
કામવશે થઈ આધળી, વળગી પડી તે વાર,
પાડયા પગની આટીથી, વળગ્યું ઝાઝર ત્યાય. ૪
જોર કરી નીકળી પડયા. મુનિવર ત્યાથી બહાર,
તવ પૂઠે પોકારતી, પકડો આ અણગાર. ૫
દોડી પાછી આવશે નાગણ જેવી નાર,
એ બીકે ઝટપટ મુનિ, ચાલ્યા જાય બજાર. ૬
શીલ ખડે મુનિ માહરુ, હોજો તસ ધિક્કાર,
નારીના પોકારથી, મચ્યો ત્યા હાહાકાર ૭

` ( ચાલ વીરજિણંદ મેરે દિલમે ભાયા )

ઝરૂખે બેઠા નૃપતિ નીરખે, નારીના અવગુણને પેખે,
નૃપથી જાણે વાત–લોકો નૃપથી જાણે વાત ૧

દેશવિદેશ નારીને આ યો મુનિવરનો જગમા જશ વ્યાપ્યો
ધન્ય હો કોટિવાર મુનિવર ધન્ય હો કોટિવાર ૨

ઉગ્ર વિહાર મુનિવર કરતા વચનપુરને પાવન કરતા,
પાળે શુદ્ધ આચાર, મુનિવર પાળે શુદ્ધ આચાર ૩

ગોખે બેઠા રાજરાણી, સુખ વિલસે છે માનદ માની
વૈભવનો નહિ પાર, ભૂપતિ વૈભવનો નહિ પાર ૪

ઝરૂખેથી જોતા મુનિ દીઠા રાણીના મન લાગ્યા મીઠા,
વ્હેની અશ્રુધાર નયણે વ્હેની અશ્રુધાર ૫

નૃપતિ નીરખી ક્રોધે ચઢીયો, કોપ અતિ અંતરમા ભરીયો,
નારીનો એ જાર લાગે, નારીનો એ જાર ૬

રયવાડી નૃપતિ તવ જાવે સેવક ઠામ મુનિ તેડાવે,
ખોદાવે ઊંડી ખાડ, ભૂપતિ, ખોદાવે ઊંડી ખાડ ૭

ખાડામા મુનિને નખાવે સેવકને આણા ફરમાવે,
હરી લ્યો મુનિના પ્રાણ, ઝટપટ હરી લ્યો મુનિના પ્રાણ ૮

## ઢાળ આઠમી

### દુહા

પરિષહ આવ્યો જાણીને, મુનિ મન હર્ષ અપાર,
અવસર આવો નહિ મળે ફરી એ આત્મ–ઉદ્ધાર ૧

કર્યાં કર્મ સૌ ભોગવે, બીજાનો નહિ દોષ;
બીજા તો નિમિત્તના, કરવો ઘટે ન રોષ. ૨

( રાગ–આંસુના ઘેરા અક્ષરે સૌની લખાણી જીંદગી )

તક અમૂલી સાંપડી, જીવનને ઉજાળજે;
સમતા રસમાં ઝીલીને, પાપને તું પખાળજે. ૧
ખમાવી સર્વ જીવને, આલોવી સર્વ પાપને;
શરણ ચાર સમરી લે, જપી લે પ્રભુના જાપને. ૨
નૃપ આણાથી સેવકે, કર ગ્રહી તલવાર રે;
ગર્દન મુનિની કાપવા, થયા વળી તૈયાર રે. ૩
મુનિશ્રીના ગળા ઉપર, તીક્ષ્ણ અસિ ચલાવતા;
રમતા સમતા ભાવમા, કેવળજ્ઞાન પામતા. ૪
ઘાતી–અઘાતી બાળીને, શિવપુરે સીધાવતા,
દર્શન–જ્ઞાન–ચરણ સુખ, અનંત અનંત પામતા. ૫

## ઢાળ આઠમી

( જ્ઞાનનાં એ દીવડાને વીરે ઝગમગ રાખ્યા રે )

સાધુમાં શિરોમણી ધન્ય ઝાઝરિયા મુનિરાયા રે,
સમતા રસના દરિયા તરિયા, ભવસાગર મુનિરાયા રે સા૦
મુનિવરને ત્યાં ખડ્ગે હણતા, વર્ત્યો હાહાકાર
ધરતી ને વળી વૃક્ષો કપ્યા, દેતા સૌ ધિક્કાર રે. સા૦
લોહી ખરડ્યો ઓઘો સમળી, ગ્રહતી આમિષ જાણ,
રાજદુવારે તે લઇ નાંખ્યો, ભગિનીને થઈ જાણ રે. સા૦
બંધવકેરો ઓઘો નીરખી, લાગ્યો ખૂબ આઘાત,
રાણીએ આંસુડા સાર્યા, ભૂપે જાણી વાત રે. સા૦



મુનિહત્યા કરી પાપિણી એ, નિજઘર દોડી જાય,
વાઘણ વચમા મળતા એને, પાડી ફાડી ખાય.

[ અમરકુમારની માતા મુનિહત્યા કરવાથી
મરીને છઠ્ઠી નરકે જાય છે ]

અતિ અન્યાય જાણીને રાણી. અનશન કરતી ત્યાંય;
ધિક્ધિક્ મુજ પાપીને હોજો. મેં કીધો અન્યાય રે. સા૦
મુનિવરની મેં હત્યા કીધી, કીધું ભારે પાપ;
આંસુડા સારંતો રાજા, કરતો પશ્ચાત્તાપ રે. સા૦
વારંવાર ખમાવે ભૂપતિ. મુનિશ્રી કલેવર પાસ;
પોકે પોક મૂકીને રોતો. દીલડું ખુબ ઉદાસ રે. સા૦
અનિત્ય ભાવના ભાવે રાજા, કર્મ કઠીન દૂર થાય;
સાચા દીલે ખમાવતા ત્યાં. કેવળજ્ઞાન પમાય રે. સા૦
સકલ કરમનો ક્ષય કરીને. નૃપતિ મુગતિ જાય;
એવા મુનિવરના ગુણ ગાતાં, જન્મ સફલ લેખાય રે. સા૦
કોટિ કોટિ વંદન હોજો, ઝાંઝરિયા મુનિરાય,
લબ્ધિલક્ષ્મણ કીર્ત્તિ ગાવે, ભાવે શિર નમાય રે સા૦



શાન મહેલાતો, ગગન ચુંબી-મંદિરો, વિવિધ વસ્તુઓથી ભરેલાં બજારો મનોરમ બાગ-બગીચાઓ. અને આંખને આંજી દે તેવું એનું અનુપમ સૌંદર્ય જાણે સ્વર્ગનો ટુકડો હોય તેવું ભાન કરાવતું હતું.

ન્યાયનિષ્ઠ ધર્મિષ્ઠ મકરધ્વજ રાજાની આણ સર્વત્ર અખંડપણે પ્રવર્તતી હતી. રૂપકળા નિધાન મદનસેના મહારાણીપદે બિરાજતા હતા.

સમય જતાં તેમને એક પુત્ર થયો, જેનું નામ મદનબ્રહ્મ પાડવામાં આવ્યુ.

માતાપિતાને પુત્ર પર અનેરો પ્યાર હોય એ સ્વાભાવિક છે. લાડકોડથી ઉછરતો મદનબ્રહ્મ રાજકુમાર શિશુ અવસ્થા વટાવી યુવાનીનાં ઉંબરે આવી ઊભો. તે બાલ્યાવસ્થાથી જ સંસ્કારી હતો, તેનું જીવન ઉચ્ચકોટિનું હતું. રાગના ઘરમાં પણ વિરાગની ચિરાગ એનાં અંતરમા ઝગહળી રહી હતી.

સમય જતાં તેના લગ્ન લેવાયાં, બત્રીશ રાજકન્યાઓ સાથે અનેરા ઠાઠથી તેને પરણાવવામા આવ્યો. અપ્સરા જેવી રૂપવતી રમણીઓથી રંગમહેલ ઝગહળી ઉઠ્યો.

તેમાની કેટલીક રમણીઓ તત, વિતત, સુષિર અને ઘન એ ચારે પ્રકારનાં વાદ્યમા વિશારદ હોઇને વીણા. મૃદંગ, વાસળી અને તાલાદિ વાદ્યો વગાડીને પતિના મનનું અદ્ભૂત રંજન કરવા લાગી. કેટલીક રમણીઓ લય, તાન, અને મૂર્છના ભેદોનુ સુંદર જ્ઞાન ધરાવતી હોઇને મધુર-

મુગ્ધ ગીતરસની જમાવટ કરી પ્રિયતમને પ્રમોદ પમાડવા લાગી તો કેટલીક સ્ત્રીઓ હાવ, ભાવ અને વિભ્રમમાં અતિ કુશળ હોઈને વિવિધ પ્રકારના નખરા વડે નિજનાથના હૃદયનું આકર્ષણ કરવા લાગી.

એકદા ઇંદ્રમહોત્સવનો સમય નજીક આવ્યો એટલે નગરના નરનારીઓ નવનવા શણગાર સજીને નગર બહાર ઉદ્યાન ભણી વિહરવા લાગ્યા અને સાથે મળીને ગીતગાનની ધૂન મચાવવા લાગ્યા.

રાજકુમાર મદનબ્રહ્મ પણ રૂપરૂપના અંબારસમી બત્રીસ નવવધૂઓ સાથે એ ઉદ્યાનમાં આવી ચડ્યો અને ગાનતાનમાં ગુલતાન બન્યો.

આ સમયે નજીકના ઉપવનમાં જ એક ધ્યાનસ્થ ત્યાગી તપસ્વી મુનિ તેને જોવામાં આવ્યા, એટલે તેમણે બધી આનંદક્રીડા પડતી મૂકીને તે ભણી પગ ઉપાડ્યો. બત્રીસ નવવધૂઓ પણ પાછળ પાછળ ચાલવા માંડી. ત્યાં જઈ રાજકુમારે વિનમ્રભાવે મુનિને પ્રણામ કર્યા, સૌ પરિજનો હાથ જોડી ભાવપૂર્વક યથાસ્થાને બેસી ગયાં. વાત્સલ્યનિધિ કરુણાના ભંડાર મુનિવરે સૌને મીઠી વાણીથી ઉપદેશ આપવો શરૂ કર્યો.

'હે મહાનુભાવો! મહાભાગ્યે માનવજન્મ મળ્યું છે તેને સાર્થક કરવા ધર્મની આરાધનામાં તત્પર બનવું જોઈએ, કારણ કે શરીર એ ક્ષણભંગુર છે, યૌવન એ વિજળીના ચમકારા જેવું અસ્થિર છે, ધનધાન્ય અને રાજ

વૈભવ બધું ય નાશવંત છે. ક્ષણવિનશ્વર વસ્તુઓની પાછળ આ આત્મા ગાંડો ઘેલો બની આ મહામૂલા માનવદેહને વેડફી નાંખે છે. કાલ્પનિક અને તુચ્છ એવા બાહ્ય સુખો પાછળ પોતાનુ જીવન ફના કરે છે. અમર એવા આત્માને ભૂલી જાય છે. પરિણામે આત્મા દુર્ગતિના ઘોર ખાડામાં પડી અસહ્ય યાતનાઓ ભોગવે છે.'

સાધુપુરુષની આવી હૃદયવેધક વૈરાગ્ય નીતરતી દેશના શ્રવણ કરી રાજકુમારનું હૈયુ વૈરાગ્યરસથી ભીંજાઈ ગયું. તેને સંસાર અસાર ભાસ્યો. ભોગો નીરસ જણાયા બધું યે ક્ષણિક અને નશ્વર સમજાયું. તે જ ક્ષણે જેમ સર્પ કાંચળીને ફગાવી દે તેમ તેણે રાજવૈભવને તજી દીધો, સ્વજન-સ્નેહી-ઓને છોડી દીધા અને દેવાંગના સમી રૂપવતી બત્રીસ સ્ત્રીઓનો ત્યાગ કરી ત્યાગી અણગાર બન્યા.

તપ-ત્યાગ તથા જ્ઞાન-ધ્યાનમાં ઉજમાળ બની તેઓ ક્રમશઃ ગીતાર્થ થયા.

એકદા એકાકી વિહાર કરતાં તેમણે ત્રંબાવતી નગરી પાવન કરી કે જે વૈભવવિલાસ તથા જાહોજલાલીના શિખરે પહોચેલી હતી

મધ્યાહ્નનો સમય હતો. ઘોમ ધખી રહી હતી. સૂર્યદેવ પોતાના પ્રચંડ તાપથી સૌને તપાવી રહ્યા હતા. એવા સમયે મદનબ્રહ્મમુનિ ઈર્યાસમિતિપૂર્વક ગૌચરી લેવા માટે રાજમાર્ગથી પસાર થયા.



જોગી ચાલ્યા જાય નગરમાં, ગોખે બેઠી નાર;
નીરખી નીરખી, હરખી હરખી હૈયે પારાવાર.

મુનિશ્રી ઠંડા કલેજે બધું જ સાંભળી રહ્યા. તેના રંગ-રાગમાં પાગલ ન બનતા અડોલ અને અકંપ રહ્યા. જેઓ અપ્સરા જેવી બત્રીસ બત્રીસ રૂપાળી સ્ત્રીઓને તૃણતુલ્ય ગણી આત્મવિકાસની ભાવનામાં તત્પર બન્યા છે, તેઓ એક સામાન્ય સ્ત્રીની માયાજાળમાં કેમ ફસાય? એના તીક્ષ્ણ નયનબાણોથી કેમ વિંધાય? જેણે સમસ્ત સંસારનું વાસ્તવિક સ્વરૂપ પીછાણ્યું છે એવા મહામુનિઓ આ પ્રકારની વિષયવાસનાને હળાહળ વિષ ગણે એ સ્વાભાવિક છે.

મુનિએ ધીર-ગંભીર વાણીથી કહ્યું કે- હે પુષ્પચૂલિનિ! તમે કોની સામે શું બોલી રહ્યા છો?

વિષય વિકારને વશ બનેલા આત્મા મર્યાદાનું ઉલ્લંઘન કરે છે, પરિણામનો વિચાર કરતો નથી અને ભયંકર દુઃખનો ભાગીદાર બને છે.

આ વિષયો વિષ જેવા ભયંકર છે, વિષ એક જન્મમાં પ્રાણ હરે છે, જ્યારે આ વિષયો જન્મ-જન્મમાં આત્માના ભાવપ્રાણ લુંટી જન્મમરણની ચક્કીમાં પીસી નાખે છે, ચોરાશીના ચકરાવે ચડાવે છે, નરકનિગોદની તીવ્ર વેદનાના ભોગ બનાવે છે, માટે જરા વિચાર કરો, જ્ઞાન દ્રષ્ટિથી નિહાળો, આત્માને ઓળખો. મનુષ્યના માનવ જીવનને પ્રાપ્ત કરી ચિંતામણિ રત્નને ફેંકી દે! કાચના ટુકડાના જેવી મૂર્ખાઈ કોણ કરે? અમૃતના કુંભને ઢોળી વિષનું પાન કોણ કરે??

મુનિશ્રીની વાણી હૃદયવેધક હતી. ભલભલા પાષાણ-હૃદયને પણ પીગળાવી દે તેવી હતી. પરંતુ સર્પને દૂધ પાવાથી જેમ ઝેરમાં પરિણમે છે. તેમ આ સ્ત્રીને પણ તેની ઉલટી અસર થઇ. તેણે વિચાર્યું. 'આ સાધુ તો-ગજબ છે આટ આટલા હાવ-ભાવ તેમના હૃદયને હલાવી ન શક્યા ભારે થઇ! આ સાધુ તો અહીંથી રવાના થશે અને નગરમાં વાત ફેલાશે કે અમુક ઘરના શેઠાણી કુલટા છે. દુષ્ટ છે; વ્યભિચારિણી છે, તેથી આ નગરીમાં મારી પૂરી ફજેતી થશે માટે આ પાપને ઢાંકવા કંઇક યુક્તિ અજમાવું' અને તેણે ફાળ ચૂકેલી વાઘણની જેમ જોરથી ઘૂરકો કર્યો અને 'પકડો પકડો મારું શિયળ ખંડન કરનાર આ પાપીને પકડો.' એવી જોરથી બૂમ મારી. મુનિ એકદમ ત્યાંથી નીકળવા લાગ્યા કે તરત જ તેણે પોતાનું ઝાંઝર મુનિના પગમાં પહેરાવી દીધું.

તમાસાને તેડાની જરૂર હોતી નથી. મિનિટોમાં માનવમહેરામણ સાગરની જેમ ઉમટી પડ્યો અને સૌ મુનિને ઘેરી વળ્યા, વધુ તપાસની જરૂર નહોતી. કારણ કે સૌની નજર સાધુના પગ તરફ ગઇ અને ત્યાં પેલું ઝાંઝર નિહાળ્યું પછી પૂછવું જ શું? તેઓ જેમ આવે તેમ સાધુને ભાંડવા લાગ્યા 'અરે દુષ્ટ! સાધુના વેષમાં આવું અધમ કૃત્ય કરતાં તને જરાયે શરમ આવી નહિ? જરા તો વિચાર કરવો હતો? તારા વ્રતનિયમો ક્યાં ગયા? તારો સંયમ ક્યાં પલાયન કરી ગયો?' આ રીતે સૌ મુનિનો તિરસ્કાર કરવા લાગ્યા, અપમાન-આશાતના કરવા



કામનશે થઇ આધળી, વળગી પડી ત વાર,
પાઆ પગની આટીથી, વળગ્યુ ઝાંઝર ત્યાય!



રાજા—જનસમુહને મુનિ નિર્દોષ છે એ સત્ય હકીકતથી
વાકેફ કરે છે

લાગ્યા. દુનિયા દોરંગી છે. જે તરફ વળી તે તરફ વળી. સૂક્ષ્મ દૃષ્ટિથી વિચાર કરનાર વિરલ જ હોય છે; બાકી 'રજનું ગજ' અને 'કાગનો વાઘ' કરનારા માણસોનો અવનિતલમા તોટો નથી. મુનિશ્રી લોકનિંદાથી જરા ય ગભરાયા નહિ. ત્યાં જ નિશ્ચલતાથી ઊભા રહ્યા. નિંદા-પ્રશંસાના પ્રસંગમા સમભાવ રાખનારા મહાત્માઓ પૈકીના આ મહાપુરુષ હતા. સઘળી આફતોને અપૂર્વ સમતાદ્વારા અને અપૂર્વ ક્ષમાદ્વારા પડકારવા લાગ્યા વિશ્વની વિચિત્ર લીલાને તથા કર્મસિદ્ધાંતને જાણનારા એવા મહામુનિઓને આવા પ્રસંગે કોઇના ઉપર રોષ આવતો નથી, પણ પાપ કયાં સુધી છુપું રહે? રાખે ઢાંકયો અગ્નિ કયા સુધી છાનો રહે? જેમ પવનના એક સપાટામા રાખ ઉડે અને અગ્નિ પોતાનું સ્વરુપ પ્રગટ કરે, તેમ પાપનો ઘડો ફૂટી ગયો અને સત્ય પ્રકાશમા આવ્યુ.

બનાવ એ બન્યો હતો કે શેઠાણીની હવેલી સામે જ રાજાનો મહેલ હતો, તેના ઝરૂખામા ઊભા ઊભા રાજાએ બધુ દૃશ્ય નજરે નિહાળ્યુ હતુ. એક ત્યાગી સંતની આવી દુર્દશા કયો માનવી સહી લે? એટલે રાજા વિના વિલંબે ઝરૂખાથી નીચે ઉતર્યો અને સૌની વચ્ચે આવી કહેવા લાગ્યો કે 'અરે લોકો! તમે આ શું કરી રહ્યા છો?' એક ત્યાગી અને પવિત્ર મહાત્માની આશાતના તમારા સર્વનો નાશ કરશે. આ મહાત્મા બિલકુલ નિર્દોષ છે' અને તેણે જે વાત નજરે નિહાળી હતી. તે બધી વાત રાભળાવી. તરત જ સૌ મુનિશ્રીનાં ચરણોમા ઝુકી પડ્યા

અને ક્ષમા માગવા લાગ્યા 'માફ કરો, અજાણતાથી થયેલી અમારી ભૂલને માફ કરો' મુનિશ્રી તો ક્ષમાના ભંડાર હતા, એમને કોઈના ઉપર રોષ થયો જ નહોતો છતા ક્ષમાપૂર્વ ગદ્ગદ્ બોલી સહુને શાંત કર્યા આથી સર્વત્ર મુનિશ્રીનો ઉજ્જ્વળ યશ ફેલાયો અને તેઓ ઝાંઝરિયા મુનિના નામથી ઓળખાવા લાગ્યા ત્યાંથી તેઓ અન્યત્ર વિહાર કરી ગયા

આ તરફ રાજાને ભારે ક્રોધ ચઢયો તેને થયું કે આવા એક પવિત્ર મુનિને કલંક આપનાર દુષ્ટ આત્મા આ નગરીમા ન જોઈએ, એટલે પેલી શેઠાણીને દેશવટો આપ્યો

ઝાંઝરિયા મુનિવર ઉગ્રવિહાર કરતા, ઉચ્ચકોટિના ચારિત્રનુ આરાધન કરતા અનુક્રમે કંચનપુર નગરમા પધાર્યા અને મધ્યાહ્ન સમયે ગોચરી લેવા માટે રાજમાર્ગથી પસાર થયા

બરાબર આ જ વખતે અહીંના મહારાજા પોતાની પટરાણી સાથે આનંદવિનોદ કરતા ઝરૂખામા બેઠા બેઠા સોગઠાબાજી ખેલી રહ્યા હતા મહારાણીની દૃષ્ટિ અચાનક રાજમાર્ગ ઉપર પડી પ્રથમ ક્ષણે જ મુનિવરના દર્શન થયા આત્મા પ્રમુદિત બન્યો, પણ બીજી જ ક્ષણે રાણીના નયનોમા આંસુ ઉભરાઈ આવ્યા સામે બેઠેલા રાજા આવા ન રાણીની આંખમા આંસુ દેખાતા તેમને ભારે આશ્ચર્ય થયુ તે વિચારવા લાગ્યા કે હમણા તો, ખેલતા અને રમતા રમતા અચાનક આમ કેમ બન્યુ ? જરૂર આમા કંઈક રહસ્ય છે સ્ત્રીઓના ચરિત્ર મોટા મોટા જ્ઞાતાઓ પાર કળી શક્યા નથી પછી તેની નજર રાજમાર્ગ પરથી પસાર થઈ રહેલા

સાધુ ઉપર પડી. એટલે તેણે માની લીધું કે આ દુષ્ટ અને દુરાચારી સાધુ મારી સ્ત્રીનો યાર લાગે છે! તેથી જ તેના વિરહમા અચાનક તેની આંખમા આંસુ ઉભરાયા. નહિતર આમ ન બને.'

રમત પડતી મૂકી તત્ક્ષણ રાજા ત્યાંથી ઊભો થયો અને થોડા સેવકો સાથે કંઇક બહાનું કાઢી રથવાડી ગયો.

રાજાના ક્રોધનો પાર નહોતો. પોતાની પટરાણી ઉપર એને પાકો સંદેહ ઉત્પન્ન થયો હતો. એટલે તે મુનિની ખબર લેવા તૈયાર થયો હતો. શંકાશીલ આત્માઓ જો ક્ષણભર વિચાર કરે તો કંઇક સત્ય સમજાય, નહિતર શંકામા ને શંકામા અનર્થ મચાવવા તૈયાર થાય. અહીં પણ એવું જ બન્યું રાજાએ વિના પૂછ્યે વિના તપાસ કર્યે મુનિને ખાડામા નાખી તેમની ગરદન કાપવા સેવકોને આજ્ઞા કરી. એ તો રાજાની આજ્ઞા! તેનો અમલ થતા શી વાર?

મુનિશ્રી મહા ત્યાગી હતા એમને મરણનો ભય નહોતો, તે કાલે આવતુ હોય તો આજે આવે અને આજે આવતુ હોય તો અત્યારે આવે, તેમની તેમને પરવા નહોતી. આત્મા અમર છે અવિનાશી છે. તેનો નાશ કોઇ કરી શક્યુ નથી, કરી શકશે નહિ.

મરણનો ભય તેને જ હોય છે કે જે આત્માઓએ જીવનભર દુષ્કૃત્યો કર્યા હોય. પાપાચરણ કર્યું હોય, અધમ જીવન જીવ્યા હોય. કારણ એ સમજે છે કે અમારી

ગતિ ભૂંડી થશે પણ જેઓ ઉજ્વલ જીવન જીવ્યા છે, આપરના કલ્યાણમા જ અહર્નિશ મગ્ન રહ્યા છે, તેમને મરણનો ભય હોતો નથી એક જીણુ વસ્ત્ર ત્યજી નવીન વસ્ત્ર પહેરવુ કોને ન ગમે? આનદપૂર્વક સૌ તૈયાર થાય તેવી રીતે સદ્ગતિ અને સુખો મળતા હોય તો પછી ડરવાનુ કારણુ શુ?

મુનિશ્રી સમતા રસમા ઝીલવા લાગ્યા વિશ્વના સકલ જીવોને મનવચન કાયાથી ખમાવવા લાગ્યા, અરિહત, સિદ્ધ, સાધુ અને જિન ધર્મ એ ચારનુ શરણ સ્વીકારી શત્રુમિત્ર પ્રત્યે સમભાવ દાખવી આત્માના આનદને લૂટવા લાગ્યા પરિણામે આત્મ ધ્યાનમા લીન બન્યા, અતર જ્યોતિને પ્રગટાવવા પ્રયત્નશીલ બન્યા આવેલા ઉપસર્ગને મહામહોત્સવ માનવા લાગ્યા, અજબ ધૈર્ય પૂર્વક અજબ સમતાપૂર્વક, અજબ ક્ષમાપૂર્વક અને અજબ સ્થિરતાથી તન્મય બન્યા આ કઈ સામાન્ય વસ્તુ નથી આ કઈ નાના છોકરાના ખેલ નથી વિના કારણ પોતાનુ બૂરુ કરનાર આંખની સામે હોવા છતા ય આખમા જરાય લાલાશ નહોતી, હોઠનો લેશ નહોતો અને ભ્રમરની ભ્રકુટી વક્ર થઈ પણ નહોતી જ્યારે શત્રુ-મિત્ર ઉપર સમતા ભાવ આવે ત્યારે સમજવુ કે આત્માની પરમાત્મ દશા હવે નજીક છે આવી ઉત્તમ દશામા મોક્ષગામી એવા મુનિ શ્રી ક્ષપક શ્રેણીએ ચઢ્યા અને ઘાતિકર્મનો ચૂરો કરવા લાગ્યા બરાબર આ જ અવસરે સેનકાએ નીકળેલ તલવાર ગવાની તેમની ગરદન ઉપરથી પાછી ત જ ક્ષણે મુનિશ્રીને



મુનિશ્રીના ગળા ઉપર, તીક્ષ્ણ અસિ ચલાવતાં;
રમતા સમતા ભાવમાં, કેવળજ્ઞાન પામતા.

આત્મધ્યાનમાં લીન બનતા, શુક્લ ધ્યાન ધ્યાવતા કેવળ
જ્ઞાન પ્રાપ્ત થયુ અને આયુષ્યનો ક્ષય થતા મુનિવર અંતકૃત
કેવળી બન્યા સદાને માટે શાશ્વત ધામમાં પહોચી ગયા

રાજા આ દુષ્ટ કૃત્ય કરીને પોતાના મહેલ તરફ
પાછો ફર્યો અહીં મુનિશ્રીની ગરદન કપાતા લોહીની ધાર
છૂટી તેનાથી ઓઘો અને મુહપત્તિ રક્ત રંગે રંગાઈ ગયા
સમળી એ ઓઘાને માસનો પિંડ સમજી ચાંચમાં લઈ આકા
શમાં ઉડવા લાગી પણ પાછળથી તેને જણાયુ કે આ કઈ
ભક્ષ્ય નથી, એટલે તેને નીચે પટકયો અને
ભવિતવ્યતાના યોગે તે રાજમહેલના ચોકમાં જ પડયો
નોકરોએ તેને ઉઠાવી લીધો નોકરદ્વારા રાણીને ખબર
પડી કે આ તો સાધુનો ઓઘો છે, માટે જરૂર કોઈ
દુષ્ટે સાધુનો ઘાત કર્યો લાગે છે, બારીકાઈથી નિહાળતા
તેને ખબર પડી કે આ તો મારા ભાઈનો ઓઘો છે, કે
જે મે દીક્ષાના અવસરે અર્પણ કર્યો હતો, 'અરે ! કયા
દુષ્ટે મારા ભાઈને મારી નાખ્યો ? કયા પાપાત્માએ આવા
ત્યાગી મુનિની હત્યા કરી ?' રાણીની આંખથી અશ્રુ વહેવા
લાગ્યા અને તે પોકે પોક રડવા લાગી રાણીના કરુણ રુદને
ભલભલાના હૃદય હલાવી મૂકયા તમામ અંતઃપુર શોકમગ્ન
બન્યુ વાતાવરણમાં ગમગીનતા છવાઈ

રાજાને ખબર પડી કે રાણી ધ્રુસકે ધ્રુસકે રડી રહી
છે એટલે તે અંતઃપુરમાં દોડી આવ્યો અને પૂછયુ 'કેમ
રડો છો ? શુ થયુ ? બહારથી કઈ સમાચાર આવ્યા છે કે




તવ નૃપતિ ત્યાં દોડી આવ્યો, જાણી સઘળી વાત;
વિરહ વિલાપ કરે રાયરાણી, રડતાં સૌ સંગાત

ચડે છે. એ સાચા દીલનો પશ્ચાતાપ હતો. એટલે પાપનો પુંજ પ્રજળી ગયો અને તે જ ક્ષણે રાજાને કેવળજ્ઞાન થયું. કેંક વર્ષો અવનિતલમાં વિચરી. જગતના જીવોને કલ્યાણનો માર્ગ દર્શાવી, સદાના માટે સિદ્ધિસૌધમાં બિરાજમાન થયા.

કેવી અદ્‌ભૂત ક્ષમા ! કેવી અજોડ સમતા !

વંદન હો ઝાંઝરિયા મુનિવરને.

*

સંસારી આત્મા સમયે સમયે સાત અથવા આઠ કર્મોને બાંધે છે એવો કોઇ પણ સમય નથી કે જે સમયે આત્મા કર્મ બાંધતો ન હોય! પછી ભલે તે શુભ હોય કે અશુભ હોય એ કર્મના પુદ્‌ગલો–અણુઓ આત્મા સાથે ક્ષીર નીરની જેમ એકમેક થઇ જાય છે અને એની સ્થિતિનો પરિપાક થયે–આત્માને ફળ આપે છે, માટે કોઈ પણ ક્રિયા યા પ્રવૃત્તિ કરતા વિચાર કરો કે 'હુ શું કરી રહ્યો છું' ? એનુ પરિણામ શું આવશે ? કર્મનુ ફળ આત્માને જ ભોગવવું પડશે. કર્મ સત્તાની આગળ લાંચ–રૂશ્વત કે આંખની શરમ કામ નહિ આવે, લાગવગ કામ નહિ આવે, કર્મસત્તાથી કોઇ રીતે છૂટી શકાશે નહિ, માટે કર્મ બાંધતા વિચાર કરો, જેથી પાછળ પસ્તાવાનો સમય નહિ આવે. પછી રડવાથી–ગભરાવાથી કે નાસભાગ કરવાથી નહિ ચાલે કર્યા કર્મ ભોગવવા જ પડશે.

૭

# શ્રી મેતારજ મહર્ષિની સજઝાય

## પ્રથમ ઢાળ

( ચાલ-આયા તુજ દરબાર પ્રભુ તીર અને કે લિયે )

સમતા રસના સાગર તપસી મેતારજ અણગાર
એના મુનિવરના ગુણ ગાઈ હરખે, સફલ અવતાર
મુનિ મદ વશની ઘૃણા કરતા, નીચગોત્ર બંધાય,
ઉપન્યા કુલ ચંડાલે તોયે, બાજી ગઈ બદલાય
ભાગ્યવશે પરિવર્તન થયુ તસ, શ્રેષ્ઠી-કુલ મોઝાર ૧

વિષયભોગ ને ખાનપાનમા, સુર સંકેત ભલાય
પૂર્વભવનો મિત્ર દેવ ત્યાં, સમજાવે સુખદાય
અનેક ઉપાય કર્યા પણ એ તો સમજે નહીં લગાર ૨

આઠ વધૂની સાથે એનો, લગ્નોત્સવ મંડાય
પુર મધ્યે વરઘોડો ફરતા, મંગળ ગીત ગવાય
રંગમા ભંગ પડ્યો ત્યાં મોગે, માત પિતા લજવાય ૩

### દુહા

મેતર માની મેતાયને ઉતાં પડી બાય
શોભે નહિ મમ કુલ વિષે ચલ ભેગા ઘરમાંય ૧
લગ્ન થતા અટકી ગયા લાજ્યો પારાવાર,
દેવ પ્રગટ થઈ તે સમે આપ બોધ સુસાર ૨

દેવ તણી અતિ સહાયથી. રીઝયો ભટ ભૂપાલ:
પરણાવી નિજ પુત્રીને. ભોગવે ભોગ રસાળ ૩
કન્યા આઠ આવી મળી. ઇભ્યજનોની ત્યાંય:
નવવધૂ સાથે પ્રેમથી વિલસે સુખ સદાય. ૪
વર્ષોના વર્ષો વીત્યા. ભોગવતા એ ભોગ:
ફરી ફરી ગુર બોધતા. લીધો એણે જોગ. ૫

## ઢાળ બીજી

( ચાલ-પ્રભુના પગલે પગલે ચાલ્યા જાય છે )

ત્યાગી વિરાગી બનીને એ તો. ચાલ્યા જંગલમાંય:
માસખમણનાં પારણે કરતા. માસખમણ મુનિરાય.
માસખમણનાં પારણે મુનિશ્રી. ઘર ઘર ગોચરી જાય:
ધર્મલાભ દઈ પેઠા એ તો. સોનીનાં ઘરમાંય. ૧
જવલા ઘડતો સોની ઉઠ્યો. હૈયે હર્ષ અપાર:
પ્રતિલાભી મોદકને માને. ધન્ય સફલ અવતાર. ૨
ધર્મલાભ દઈ મુનિવર ચાલ્યા, સોની નિરખે ત્યાંય,
જવલા નહી જોયા તવ એણે મુનિ પર શંકા જાય. ૩
તવ પૂંઠે સોનાર પડે છે. માર્ગ મલ્યા ઋષિરાય.
સાધુને કહે જવલા મૂકો, નહિતર થશે ઉપાય. ૪
ક્રૌંચપક્ષીએ જવલા ચણિયા જાણતા ઋષિરાય,
જીવદયાના કારણ તે ઘડી. મૌન રહ્યા મુનિરાય, ૫
શિર પર લીલી વાધરી વીંટે. ખૂબ કસી સોનાર.
તડકે ઊભા રાખ્યા તોયે, રુઠ્યા નહી અણગાર. ૬

: ૮ :

# મહર્ષિ મેતારજ મુનિ

અઢી હજાર વર્ષ પૂર્વે રાજગૃહીના વૈભવની ગૌરવગાથા સમસ્ત ભારતવર્ષમા ગવાતી હતી

ધનાઢયો અને ધર્માઢયોથી અલંકૃત આ નગરીમા એક દંપતી સુખેથી કાળ નિર્ગમન કરતા હતા. કેટલોક કાળ વ્યતીત થતા શેઠાણીએ એક પુત્રને જન્મ આપ્યો પરંતુ તે મરેલો હતો આમ શેઠાણીનાં ઉદરે જેટલા બાળકો જન્મતા તે બધાં જ મરેલા જન્મતા હતા, આથી શેઠાણી હંમેશા ઉદાસીન રહેતા હતાં.

એક વખત ત્યા કામ કરવા આવનારી ચંડાળણીએ પૂછ્યુ શેઠાણી તમે તો દૂધ–ચોખાના ધણી છો, ગાડી વાડીના માલીક છો, છતા આમ ઉદાસીન કેમ બેઠા છો ?' શેઠાણીએ કહ્યું 'હુ બધી વાતે સુખી છુ પણ એક વાતનું દુ:ખ છે, તેથી દિલ નારાજ રહે છે.'

ચંડાળણીએ પૂછ્યુ 'શેઠાણી ! એવુ તે શુ દુ:ખ છે ? જો વાંધો ન હોય તો જણાવો.'

શેઠાણી–ખોળાના ખુંદનાર વગર આ આલીશાન મકાન સ્મશાન જેવુ સુનુ લાગે છે, કોણ જાણે પૂર્વે કેવા કર્મો કર્યાં

આ કારણે જ આ નગરીમા જૈન મુનિઓનું આગમન બંધ થયુ હતુ. એકવાર સાગરચંદ્ર નામના મહાત્માએ ગુરુઆણા લઈ અવંતી ભણી વિહાર કર્યો લોકોએ ઘણા વાર્યા, 'મહારાજ! રાજમહેલમા ન જશો. છોકરાઓ બહુ દુષ્ટ અને પાખડી છે આપની આશાતના કરશે અને ધર્મની હીલના થશે.'

સાગરચંદ્ર મુનિએ જવાબમા જણાવ્યુ 'મહાનુભાવો! એ બાળકોને બોધ આપવા જ હુ અહીં આવ્યો છુ તમે ગભરાશો નહિ હુ યોગ્ય કરીશ.' અને તેઓ રાજમહેલમા પહોચી ગયા બન્ને મિત્રો ચોકમા રમી રહ્યા હતા. મુનિને જોતા જ તેઓ દોડી આવ્યા અને જેમ આવે તેમ બોલવા લાગ્યા. મુનિ શાતિપૂર્વક સાભળતા જ રહ્યા. છેવટે રાજપુત્રે કહ્યુ 'મહારાજ! આવો! આવો! આપણે ખેલીએ અને તેઓ મુનિ સાથે ક્રીડા કરવા લાગ્યા. મુનિને તો પરચો જ બતાવવો હતો, એટલે તેમણે લાગ જોઈને બન્નેને એવી રીતે પટક્યા કે તેમના સાધેસાધા ઉતરી ગયા અને કરુણ ક્રંદન કરવા લાગ્યા. ત્યાંથી મુનિ એક ઉદ્યાનમા આવી કાઉસ્સગ્ગ ધ્યાનમા લીન બન્યા. બન્ને મિત્રોનો આ કરુણ વિલાપ રાજાને કાને અથડાયો, એટલે તે તરત જ નીચે આવ્યો અને બન્નેની આવી વિચિત્ર સ્થિતિ નિહાળી અત્યત કોપાયમાન થયો જાણે તપેલો લોખંડનો ગોળો જ જોઈ લ્યો રાજાને ખબર પડી કે આ કૃત્ય મુનિએ આચર્યું છે એટલે તેણે સેવકોને હુકમ કર્યો કે 'જાવ, જલ્દી જાવ, કુમારોની આ દશા કરનાર મુનિને શોધી લાવો.'

પડી ગયા. 'હવે શુ કરવુ ? બાળકો ચારિત્ર લેશે નહિ અને એમના પ્રાણ બચશે નહિ'

રાજાએ મુનિને ઘણા સમજાવ્યા પણ તેઓ એકના બે ન થયા, કારણ કે તેમને તો ઘોર હીલના કરનારને બોધપાઠ આપવો હતો

રાજા નિરાશ થઈ વિલે મુખે પાછો ફર્યો અને પોતાના પુત્રને તથા રાજપુરોહિતના પુત્રને સમજાવ્યું કે 'અરે બાળકો ! બચવાનો માત્ર એક જ ઉપાય છે, તે એ કે તમે સસારનો ત્યાગ કરી ચારિત્ર અગીકાર કરો.' નહિતર આમને આમ તમારા પ્રાણ ચાલ્યા જશે.' આ વાત સાભળી બને જણે ચારિત્ર લેવાનું સ્વીકાર્યું અને મુનિએ તેમના ઉતારી નાખેલા સાધા ફરી પાછા બરાબર કરી દીધા. પછી તેમણે શરત મુજબ ચારિત્ર અગીકાર કર્યું—દીક્ષા લીધી. જો કે આ દીક્ષા બને જણે બળાત્કારે લીધી હતી, પણ વસ્તુ સારી છે આત્માનુ કલ્યાણ કરનારી છે, એવો વિચાર કરી તેઓ સારી રીતે ચારિત્રનું આરાધન કરવા લાગ્યા. પુરોહિતના પુત્રને થયુ 'બધુ સારૂ. પણ આમ મેલુઘેલુ રહેવુ એ ઠીક નહિ ! મુનિના મલ વસ્ત્ર ઉપર એને ઘૃણા થઇ આમ બને જણા ચારિત્રનુ પાલન કરી દેવલોકમા ઉત્પન્ન થયા ત્યા તેમણે અવધિજ્ઞાનથી ઉપયોગ મૂકયો કોના પ્રતાપે આપણને આ સ્વર્ગસુખો અને ઋદ્ધિ મળી ! ત્યારે જાણ્યુ કે 'અહાહા ! આ તો ચારિત્રનો પ્રભાવ છે. અરે અમે તો બળાત્કારે, ભાવ વિના જબરજસ્તીથી દીક્ષા અગીકાર કરી, તેનુ ફળ આવુ મોટુ મળ્યુ

તો જે ભાવથી દીક્ષા પાળે તેને કેવા રૂડા ફળ મળે ?’

એ વખતે બન્ને જણે નિશ્ચય કર્યો કે હવે જો આપણે મનુષ્ય થઇશુ તો અવશ્ય ભાવથી દીક્ષા અગીકાર કરી કલ્યાણ સાધીશુ હવે બન્ને જણમાથી પુરોહિતનો પુત્ર જે દેવ થયો છે, તે ત્યાથી ચ્યવી, આ મનુષ્યલોકમા ઉત્પન્ન થયો અને ચડાળને ત્યા જન્મ્યો પૂર્વભવે મુનિના મલ-વસ્ત્રની ઘૃણા કરી હતી, તે કર્મના પ્રભાવે નીચ ગોત્રમા જન્મવુ પડ્યુ પરતુ ચારિત્રના પ્રભાવે જન્મતાની સાથે જ તેનુ શેઠના ઘેર પરિવર્તન થયુ તે અનેક જાતના લાડ કોડમા મોટો થયો ત્યારે ઉપર રહેલો દેવ તેને પ્રતિબોધ કરવા આવ્યો, પરતુ તે સમજ્યો નહિ

તેના પિતાએ સારા સારા ઘરની-દેવાગના સમી આઠ કન્યાઓ સાથે તેનો વિવાહ કર્યો લગ્ન મહોત્સવ મડાયો, ભવ્ય મડપ ઉભો કરવામા આવ્યો મેતારજ હર્ષઘેલો બન્યો કે હવે તો હુ વરઘોડે ચડીશ, આમ કરીશ, તેમ કરીશ,’ એમ મનમા મોદક ફોડવા લાગ્યો આઠે કન્યાઓ પણ પ્રમુદિત બની અને સાસુ-સસરાના હર્ષનો પાર રહ્યો નહિ વાજાના મધુર સૂરો શરુ થયા, ગોરીઓએ ગીત-ગાનની જમાવટ કરી વરઘોડો નગરીમા ફરી રહ્યો છે, નગરજનો વરઘોડાની શોભા નિહાળી નવનવી વાતો કરે છે એમ કરતા વરઘોડો મધ્ય ભાગે આવી પહોંચ્યો બા રગ જામ્યો છે, સૌના હૈયામા હર્ષ માતો નથી આ બધુ અદ્ભુત દૃશ્ય નિહાળી એક ચડાળ પોતાની સ્ત્રીને કહે છે કે શુ ગજબ શોભા ! આજ આપણો પુત્ર જીવતો

હોત તો આપણે પણ ભારે ઠાઠમાઠથી આવો જ વરઘોડો કાઢત' આ વાત સાભળતાં ચ ડાળણી બોલી ઉઠી 'અરે આ તો આપણો જ પુત્ર છે! મે જ શેઠાણીને આપ્યો છે આ સાંભળતાં જ ચ ડાળના મગજનો પારો ચઢી ગયો. તો તે આપણા કુળમાં જ એને પરણાવવો રહ્યા!'

પૂર્વના મિત્ર દેવે તેને પ્રતિબોધ કરવા મેતારજના સાચા પિતાના દેહમા પ્રવેશ કર્યો અને બરાબર ભર બજારે એ ચંડાળે રગમા ભગ કર્યો મેતારજને હાથ પકડી ઘોડેથી ઉતારી નાખ્યો અને કહેવા લાગ્યો કે 'બેટા? ચલ, ચલ, તને તો આપણા કુળની કન્યા શોભે આ દૃશ્ય જોઇ બધા આભા બની ગયા. શું આ ચ ડાળનો પુત્ર છે? છટ છટ!! તે જ ક્ષણે વરઘોડો વિખરાઇ ગયો, માતપિતા વિલખા પડચા, સાસુ સસરા શરમથી મોઢુ નીચુ નાખી ગયા અને કન્યાઓની મનોવેદનાનો પાર રહ્યો નહિ

કોઇની પૂછવાની તાકાત નહોતી કે–'અરેરે! તે આ શુ કર્યું?' ચડાળ તો મેતારજનો હાથ પકડી ઘર તરફ ચાલી નીકળ્યો તે જ વખતે પુર્વભવનો મિત્રદેવ મેતારજ સમક્ષ હાજર થયો અને કહેવા લાગ્યો કે હવે તો 'બોધ પામ! બોધ પામ!' ચારિત્રનુ પ્રત્યક્ષ ફળ અનુ-ભવવા છતા સસારમા કેમ પડી રહ્યો છે?'

મેતારજે કહ્યું 'મિત્ર! તારી વાત સત્ય છે. પર તુ ભર બજારે મારી આબરૂ લૂટાઇ હવે મારે કોને મો બતા-વવુ? જો તુ મારું કલક ઉતારીશ તો હુ બાર વર્ષ સસારમા રહીને ભોગ ભોગવીને અવશ્ય દીક્ષા લઇશ માટે તુ મારી

ભય દૂર થાય. એ જ અભયકુમારનો આશય હતો. મેતારજના પિતાએ દેવના પ્રભાવથી ત્રણે કાર્યો વિના વિલંબે પૂર્ણ કર્યાં. લોકો ભારે આશ્ચર્ય પામ્યા. રાજાએ વચન મુજબ પોતાની પુત્રી આપી. પેલી આઠ કન્યાઓ ચાલી ગઇ હતી. તે પણ પાછી વરવા તૈયાર થઇ.

'ભરતીમાં ભરતી અને ઓટમાં ઓટ' એ ન્યાય પ્રસિદ્ધ છે.

મેતારજ નવ નવયૌવના સાથે વિવાહિત થઇ રાજમહેલમાં યથેચ્છ ભોગ ભોગવે છે આમ ભોગવિલાસમાં બાર બાર વર્ષના વહાણા વાયા છતા તે ચારિત્ર લેવા તૈયાર થતો નથી, તેથી પૂર્વભવનો દેવમિત્ર પ્રતિબોધ કરવા ત્યાં હાજર થાય છે અને મેતારજને કહે છે કે 'આમ મોહાધીન બની દેવદુર્લભ માનવભવ શા માટે નિરર્થક ગુમાવી રહ્યો છે ?' આ સાંભળતાં જ તેને વૈરાગ્ય થાય છે અને તે જ ક્ષણે સઘળી ઋદ્ધિસિદ્ધિ છોડી રંગરાગને તિલાજલી આપી. સંપૂર્ણ સાહ્યબીને–સર્પ જેમ કાંચળીને તજી દે તેમ તજી દઇ મેતારજ સાધુપણું અંગીકાર કરે છે. અણગાર બને છે અને શરીર પરનો મમત્વભાવ છોડી મહીના મહીનાના ઉપવાસની ઉગ્ર તપશ્ચર્યા આદરે છે.

એકવાર માસક્ષમણના પારણે તેઓ ધર્મલાભ આપી એક સોનીનાં ઘરમા પ્રવેશ કરે છે. આવા મહાન ત્યાગી તપસ્વી મુનિને નિહાળી સોનીનુ હૈયુ હર્ષના હિલોળે ચઢે છે, તેના રોમાચ ખડા થઇ જાય છે અને પધારો, પધારો કહી. શુદ્ધ મોદક તૈયાર હતા તે અનેરા ભાવથી મુનિને વહોરાવે છે.



જવસા ધરંતા નોની દિલો હૈયે હર્ષ અપાર,
પ્રતિલાભી મોદકને ભાવે, ધ ય સફળ અવતાર

મુનિ ધર્મલાભ આપી ત્યાંથી ચાલ્યા જાય છે પરંતુ ત્યાં તો
કંઈક ઓરજ ઘટના બની જ્યારે મુનિ વહોરવા પધાર્યા.
ત્યારે સોની સોનાનાં જવલા ઘડી રહ્યો હતો. તે ભક્તિના
આવેશમાં ત્યાં જ પડતાં મૂકી મુનિને વહોરાવવા માટે
ઉઠ્યો હતો. પણ આવીને જોયું તો પેલા સોનાનાં જવલાં
જોવામા આવ્યા નહિ ત્યારે સોનીનાં હૃદયમાં ફાળ પડી
કે આ શું ? જવલા ક્યા ગયાં ? અહીં બીજુ તો કોઈ
આવ્યું નથી. માત્ર પેલા મુનિ આવ્યા હતા. તેણે લાગ
જોઈને ઉપાડી લીધા લાગે છે ખરેખર એ મુનિ નથી
પણ ધૂર્ત છે. એ ઢોંગીનું જ આ કામ છે. નહિતર જવલાં
જાય ક્યાં ? તેણે મુનિની પાછળ પડી તેમને પકડી પાડ્યા
અને ક્રોધના આવેશમાં અંગારા જેવા લાલચોળ બની
ધમકી આપતાં જણાવ્યું કે 'મહારાજ જવલા મૂકી દો !
મૂકો છો, કે નહિ ? સાધુના લેબાશમાં આવા કાળા કૃત્યો
કરો છો તે શું શરમાવા જેવું નથી ?' આમ સોનીએ
તુચ્છતાભર્યા વાક્યોનો વરસાદ વરસાવ્યો. જ્યારે માણસને
સંદેહ કે શંકા ઉત્પન્ન થાય છે ત્યારે માણસનું મગજ
ગુમ થઈ જાય છે અને હુ શું બોલુ છુ ? તેનુ ભાન રહેતું
નથી. મુનિ તો સમતા ભાવથી સાભળતા રહ્યા. જરા ય
રોષ કે દ્વેષનો લેશ પણ ન આણ્યો. એટલુ જ નહિ પણ
તેમણે પોતાનો બચાવ કરવા એક અક્ષર પણ ન ઉચ્ચાર્યો.
એમ કરતા એક જીવની હત્યા થાય તેમ હતું. મુનિ
જાણતા હતા કે એના જવલા એક પક્ષી ચણી ગયું છે
પણ એમ કહેવાથી સોની તેના પ્રાણ જ લઈ લે. મા



શિર પર લીલી વાધર વીંટી, ખૂબ કસી સોનાર,
તડકે ઊભા રાખ્યા તોયે રડ્યા નહીં અણગાર.

તેઓ મૌન રહ્યા અને સમભાવપૂર્વક બધું ય સહન કરતા રહ્યા. ક્રોધના આવેશમાં સોનીએ મુનિનાં મસ્તક ઉપર લીલી વાધરી વીંટાળી અને તેમને તડકામાં ઉભા રાખ્યા. મુનિ અડગપણે અપૂર્વ સમતાભાવમાં ત્યાં ઉભા રહ્યા. સખત તાપ લાગવાથી વાધરી સુકાવા લાગી ઘોર વેદના થવા લાગી. છતાં તેમને સોની પર જરા ય રોષ થયો નહિ. તેઓ બીજાનો દોષ ન કાઢતાં પોતાના આત્માની નિંદા-ગર્હા કરતાં ત્યાં જ ઉભા રહ્યા. તેઓ પાપનો પશ્ચાત્તાપ કરે છે. સર્વ જીવ-રાશિને ખમાવે છે અને અપૂર્વ સમતા સાગરમાં ઝીલે છે. આ બાજુ વાધરીનો ખુબ સંકોચ થવાથી તેમની નસો ખેંચાઇ અને આંખોના ડોળા બહાર નીકળી પડ્યા, છતાં તેઓ સમભાવથી જરાપણ ચલાયમાન થયા નહિ. જ્યાં આવો સમભાવ વર્તતો હોય ત્યાં કર્મોનો બંધ ફટોફટ તૂટી જાય એ સ્વાભાવિક છે. મેતારજ મુનિને કેવળજ્ઞાન પેદા થયુ, તેઓ અંતકૃત કેવળી બન્યા અને સિદ્ધશિલામા બિરાજી સદાને માટે શાશ્વત આનંદ માણવા લાગ્યા.

હવે સોની તરફ દૃષ્ટિ દોડાવીએ. તે મનમાં જ મલકાય છે કે આવા અધમને તો આવી જ શિક્ષા થવી જોઇએ. એવામા એક કઠીઆરાએ કાષ્ટની ભારી નીચે નાખી. તેના અવાજથી અથવા મુનિશ્રીનુ કલેવર ધબ લઇને નીચે પડયુ તેના ભયથી ક્રૌંચ પક્ષી ખુબ ડરી ગયુ અને ચરકી પડતા પેટમાં સોનાના જવલા બહાર નીકળી પડયા. સોનીની દૃષ્ટિ તેના ઉપર પડી. તેણે જવલા જોયા. જોતા જ તેના હૃદયમા

ફાળ પડી કે 'અરે! આ શું? જવલા તો આ પક્ષી ચાલી ગયું હતું ને મેં નિર્દોષ એવા મુનિની હત્યા કરી કેવી મહાઅંતા? હવે મારૂં શું થશે? આ પાપથી ક્યારે છૂટીશ! રાજાને ખબર પડશે તો મારે અને સમસ્ત કુટુંબનો નાશ કરશે અને તે જ વખતે સોનીએ મુનિનું રજોહરણ લઈ ભાવથી દીક્ષા અંગીકાર કરી

રાજાને ખબર પડી કે અમુકે મુનિના પ્રાણ લીધા છે, એટલે તરત જ સેવકોને આજ્ઞા કરી કે, જાવ એને જાનથી મારી નાખો, સેવકો હુકમ થતા જ ત્યાં દોડી આવ્યા પણ સોનીને અણગાર દશામાં નિહાળી વિચારમાં પડી ગયા તેમણે પાછા આવી રાજાને તમામ હકીકત કહી સંભળાવી, તેથી રાજા પોતે ત્યાં આવ્યો અને કહેવા લાગ્યો કે જો દીક્ષા છોડી દઈશ તો તારી વાત કરાવીશ તે દીક્ષા લીધી છે માટે છોડી દઉં છું'

ત્યારબાદ સોનીએ ભગવાન મહાવીરદેવ પાસે ઉત્કૃષ્ટ દીક્ષા લીધી અને આત્મકલ્યાણ સાધ્યું

ક્ષમાનો આદર્શ પૂરો પાડી જગતને મહાન બોધપાઠ આપનાર મહામુનિ મેતાર્યને હજારો વંદન હો!



: ૯ :

# શ્રી ખંધક ઋષિની સજઝાય

## દુહા

દાદર શહેર સુહંકરું, હસમા શીતળનાથ;
જ્ઞાનમંદિરમા શોભતા દુ:ખહર દીનાનાથ. ૧

પ્રણમી ગુરુપદપદ્મને, સમરી શારદ માય;
ગુણગાતા ગુણીજન તણાં, જીહ્વા પાવન થાય. ૨

ક્ષમા તણા આદર્શથી, પૃથ્વીતલ પંકાય,
એવા ખંધક ઋષિ તણી, રચતો હું સઝ્ઝાય. ૩

## પ્રથમ ઢાળ

(રાગ–પ્રભુના પગલે પગલે ચાલ્યા જાય છે નરનાર)

ઉગ્ર તપસ્વી મહા તેજસ્વી સમતા–રસ–ભંડાર,
ઉઠી પ્રભાતે પ્રણમું પ્રેમે શ્રી ખંધક અણગાર ૧

જીતશત્રુ રાજાનો નંદન ધારણી માતા જાસ,
અતિ ઉછરંગે ઉમંગે રંગે, ઉછરતો ઉલ્લાસ. ૨

ધર્મઘોષ મુનિવરની વાણી સ્પર્શી અંતરમાય,
ત્યજી વૈભવ–વિલાસ સઘળા સંયમ લે સુખદાય. ૩

છટ્ઠ–અઠ્ઠમની ઉગ્ર તપસ્યા, તપતા સમતાધાર,
એવા ત્યાગી વિરાગી તપસી, કરતા ઉગ્ર વિહાર. ૪

આવો અવસર ફરી ફરી નહિ મળશે.
ભવ ભ્રમણાના ફેરા ટળશે.
રાય સહાયથી કરમ બધા ટળશે;
મુજ મનડાની આશા ફળશે. ૨

રાય સેવક ખાલ ઉતારે છે,
મુનિ સમતા રસમા મ્હાલે છે,
લવલેશ ન દ્વેષ ન રોષ કરે
ખુબ તાપથી પાપ પખાળે છે. ૩

રાજસેવકને મુનિરાજ કહે.
જેમ કહેશો તેમ રહેશું ભાઇ,
મુજ હાડ કઠણ ઘન સરખા છે.
તુજને દુઃખ લેશ થશો નાહી ૪

ત્યા ચામડી ચડ ચડ તૂટે છે.
વળી હાડો ફટ ફટ ફૂટે છે;
મુનિ સમતારસ ખુબ લૂટે છે,
ત્યા ઘાતિકર્મ વછૂટે છે. ૫

શુભ ધ્યાન બળે કેવળ વરતા,
મુનિ મુક્તિપુરીમા સંચરતા,
ધન્ય ધન્ય હો એવા મુનિવરને,
ગુણ ગાઇ ભવિ ભવિજલ તરતા. ૬

# શ્રી ખંધક ઋષિ

તપની સાથે ક્ષમાનો આદર્શ પૂરો પાડનાર ખંધક મુનિનુ નામ જૈન ઇતિહાસમા સુવર્ણાક્ષરે આલેખાયેલુ છે.

તેઓ જિતશત્રુ રાજાના કુંવર હતા ધારણી રાણીની કુક્ષિએ તેમનો જન્મ થયો હતો. એક ત્યાગી સંતના ઉપદેશે તેમનુ હૃદય વીંધી નાખ્યુ. તેમને સંસાર અસાર ભાસ્યો, ભોગ–વિલાસો તુચ્છ લાગ્યા સઘળી ય સાહ્યબી ક્ષણિક ભાસી, હૃદય વૈરાગ્યથી તરબોળ બન્યું.

ભરયૌવનમાં રમણીઓના રાગમા ન રંગાતા, સંસારની માયાજાળમા ન ફસાતા ત્યાગમાર્ગે વળવા તૈયાર થયા. રાજવૈભવને તજ્યા, સગા સ્નેહીને ત્યજ્યા, ભોગ વિલાસને ત્યજ્યા સઘળુ યે ત્યજ્યુ અને તેઓ એક ત્યાગી મુનિ બન્યા.

આત્મ સાધનામા અહર્નિશ જાગૃત બની કઠિન કર્મોને જડમૂળથી વિખેરવા લાગ્યા. શરીરનો મોહ ઉતારી ઉત્કટ તપ તપવા લાગ્યા.

શુ એમનો ઘોર તપ ! છઠ્ઠના પારણે છઠ્ઠ અઠ્ઠમનાં પારણે અઠ્ઠમ અને માસખમણનાં પારણે માસખમણ ! આવી ઘોર તપશ્ચર્યા દ્વારા જીવનને ઉજાળતા ગ્રામાનુગ્રામ વિચરવા લાગ્યા

ઘોર તપશ્ચર્યાથી તેમનો સુકો દેહ સુકલકડી જેવો બની ગયો છે હાડકા ખડખડવા લાગ્યા છે કેવળ અસ્થિ ગ્રન્થિ જ નજરે તરવરે છે વિવિધ પરીષહો અને ઉપસર્ગોના પ્રસંગોમા અનુપમ સમતા દાખવી આત્માને ઉન્નતિના શિખરે આરૂઢ કરી રહ્યા છે

આવા ત્યાગી તપસ્વી ખધક મુનિ–વિહરતા વિહરતા એક વખત પોતાની સસારી બહેનના નગરમા પધાર્યા એ બહેન સામાન્ય ન હતી પૃથ્વીપતિની રાણી હતી નેકના નેકની ખમ્મા, ખમ્મા પામનારી હતી

ખધકમુનિ રાજમાર્ગેથી પસાર થયા ત્યારે રાજા અને રાણી ઝરૂખામા બેઠી આનદ–પ્રમોદ કરતા હતા સોગઠાબાજી ખેલતા હતા અચાનક બહેનની નજર રાજમાર્ગ ઉપર પડી બહેને એ ત્યાગી મુનિને નિહાળ્યા નિહાળતા જ તેણીની રોમરાજી ખડી થઈ અને આખમાથી અશ્રુ ધારા વહેવા લાગી

એકાએક રાણીની આખમા અશ્રુ નિહાળતા રાજાના હૃદયમા ભારે સદેહ ઉત્પન્ન થયો આમ કેમ? ક્ષણવારમા આટલો પલટો થવાનુ શુ કારણ?'' હમણા આનદ–કલ્લોલ કરતી હતી અને અત્યારે આસુના ટીપા નાખે છે

स्त्रिय चरित्र पुरूपस्य भाग्य,
दैवो न जानाति कुतो मनुष्य ?"

ખરેખર તે જ વખતે રાજાએ નીચે નજર કરી તો રાજમાર્ગ ઉપરથી પસાર થતા એક મુનિ જોવામા આવ્યા અને





દૂર દૃષ્ટિ ફેંકતાં, દીઠા એક અણગાર;
મનમાં સંશય ઊપજ્યો, નિજ નારીનો જાર.
પાપનો પશ્ચાત્તાપ કરીને, લીધો સંયમભાર
દુષ્કર તપ કરી કર્મો બાળી, વરિયા શિવસુખસાર.



રાય સેવક ખાલ ઉતારે છે, મુનિ સમતા રસમાં મહાલે છે;
લવલેશ ન કંપ ન રોષ કરે, ખૂબ તાપથી પાપ ખપાવે છે.

વિજળીના ચમકારાની જેમ તેના મગજમાં વિચાર સ્ફુર્યો, 'શું આ સાધુના દર્શનથી રાણીનું હૃદય વિહ્વળ બન્યું હશે? એમાં વિહ્વળ થવાનું કારણ શું? શું એની સાથે એનો પૂર્વસ્નેહ હશે? એ સ્નેહની સ્મૃતિ મનુષ્યના મનને વિષાદના રંગે રંગી નાખે છે તો મારે શું કરવું? એ પાપી મુનિ મારા માટે આવ્યો હશે? પરનારી જોવામાં તેની શી મુરાદ હશે? પરંતુ આવા વિચારો મારે કરવા? દુષ્ટને તો અવશ્ય દંડ જ દેવો જોઈએ' અને તેણે સેવકોને હુકમ કર્યો: 'જાવ, પેલા મુનિની ખાલ-ચામડી ઉતારી લાવો.' સેવકો હુકમના ચાકર. હુકમ થતાની સાથે જ તેઓ દોડી ગયા. મુનિને ઊભા રાખ્યા અને જણાવી દીધું કે રાજાની આજ્ઞા છે કે, તમારા શરીરની ચામડી ઉતારી લાવવી.

મુનિ વીર હતા, ગંભીર હતા, કર્મના કાયદાને પૂરેપૂરા જાણનારા હતા, એટલે આવા કઠોર શબ્દો સાંભળતા છતાં જરાય વિષાદ ન પામ્યા અને આત્મભાવનામાં મહાલવા લાગ્યા. અરિહંત, સિદ્ધ, સાધુ અને શ્રી જિન ધર્મનું શરણ સ્વીકારી ૮૪ લાખ જીવાયોનીને ખમાવી જીવનમાં થયેલા દુષ્કૃત્યોના પશ્ચાત્તાપ કરતા, સુકૃતની અનુમોદના કરતા સમતા રસના અપૂર્વ કુંડમાં ઝીલવા લાગ્યા.

એ મહામુનિ ઉપસર્ગને આનંદનું સ્થાન માની અપૂર્વ હર્ષથી સજ્જ ઊભા રહ્યા અને એ રાજસેવકોને જણાવી દીધું કે હવે તમે ચામડી ઉતારો. પણ ચામડી ઉતારતાં

કંઇ તમને હરકત કે બાધા ન પહોંચે તે માટે તમે કહો તેમ હું ઉભો રહેવા તૈયાર છું. સેવકોના હૃદયમા મુનિના એ વાકયે ઉંડી છાપ પાડી. ખરેખર સમતાની પરાકાષ્ટા કહેવાય! જ્યારે આત્મા આવી ઉન્નત દશાએ પહોંચે છે ત્યારે ખરેખર પરમપદને ક્ષણવારમા મેળવી શકે છે

સેવકો ચડચડ ચામડી ઉતારવા લાગ્યા. છતા મુનિના મનમા લગીરે વિષાદ ન થયો, ખેદ ન થયો. જરાયે અરેરાટી કે ઉકારો કરવાની ભાવના ન થઇ. તેઓ ભાવની વિશુદ્ધિ કેળવતા ક્ષપકશ્રેણિ પર આરોહણ કરી બારમા ગુણસ્થાનકે પહોચ્યા અને થોડીવારમા ચારે ઘનઘાતી કર્મ ખપાવી કેવળજ્ઞાન પામ્યા. અને તે જ ક્ષણે આયુષ્યાદિ ચાર અઘાતિકર્મો પણ બળીને ખાખ થતાં બધક મુનિવર અતકૃત કેવળી બન્યા યાને સિદ્ધિસૌધમા હંમેશને માટે બિરાજમાન થયા.

મુનિશ્રીની ચામડી ઉતારી સેવકો પાછા ફર્યા. મુનિવરનુ કલેવર ત્યા જ પડયુ હતું લોહીની ધારા છૂટતા ઓઘો ને મુહપત્તી પણ લોહીથી રંગાણા.

ગીધ–પક્ષીએ માસનો પીંડ સમજી તે ઓઘા–મુહપત્તીને પોતાના મુખમાં લીધા. પણ થોડે દૂર જતા જ ખબર પડી કે. આ કંઇ માસ નથી પણ કઇક બીજું જ છે, એટલે તેને આકાશમાથી પડતાં મૂકયા. ભવિતવ્યતાના યોગે એ ઓઘો. મુહપત્તી રાજદરબારમા પડયા, આ બાબતની સેવકોએ રાણીને જાણ કરી અને રાણી

ઓઘો ઉઠી અને આ ઓઘો-મુહપત્તી તો મારા ભાઈના છે, તેમણે દીક્ષા લીધી ત્યારે મેં જાતે જ તેમને આ ઓઘો અર્પણ કર્યો હતો. અરેરે! કોણે તેમની હત્યા કરી? કોણે એમના પ્રાણ હરી લીધા? એમ બોલતી તે ધ્રુસકે ધ્રુસકે રડવા લાગી. રાણીના રૂદને સમસ્ત અંતઃપુરમાં હાહાકાર મચાવી દીધો. દાસ-દાસીઓ રડવા લાગ્યા. રાજાને ખબર પડી કે રાણી રૂદન કરે છે એટલે તે અંતઃપુરમાં આવ્યો અને રાણીને પૂછવા લાગ્યો કે, 'રડવાનું શું કારણ?' રાણીએ કહ્યું: 'મારા ભાઈને કોઈએ મારી નાખ્યો લાગે છે.' 'શું એ તારો ભાઈ હતો?' 'હા એ મારો ભાઈ થાય.' અને એની તો મેં જાતે જ ચામડી ઉતારી નખાવી. મને સંદેહ થયો કે એ તારો યાર હશે.' રાજાએ કહ્યું.

'હાય! અરેરે! આ શું જુલમ કર્યો? મને પૂછવું તો હતું કે એ કોણ છે? રસ્તે પસાર થતા એ ત્યાગી મુનિને એક મારા રૂદનના કારણે 'યાર' સમજી હણી નાખવા એ ભયંકર અન્યાય છે.'

રાજા પણ પોતાના આ ભયંકર દુષ્કૃત્ય અને અન્યાયથી ધ્રુસકે ધ્રુસકે બાળકની જેમ રડવા લાગ્યો અને પોતાના પાપનો પશ્ચાત્તાપ કરવા લાગ્યો. થોડી વારે જ્યારે એ સ્વસ્થ થયો ત્યારે સાધુની સમતાના ગુણગાન કરવા લાગ્યો. 'કેવી ગજબની ક્ષમા!' 'કેવી અપૂર્વ સમતા!' ધન્ય હો એ મહામુનિને! આ રીતે પોતાની નિંદા-ગર્હા કરતા સાધુની

સમતાનાં વખાણ કરતાં રાજાને વૈરાગ્ય જાગ્યો. રાજા અને રાણી બન્ને ત્યાગી બન્યા. આ બન્ને આત્માઓએ ત્યાગ અને તપ દ્વારા પોતાનાં સર્વ કર્મો ખપાવીને કાળાંતરે કેવળ-જ્ઞાન પ્રાપ્ત કર્યું.

આજે પણ ખંધક મુનિની કથા શ્રોતાઓ સાંભળે છે ને કર્મનો અપૂર્વ મર્મ વિચારી ત્યાગ. તપશ્ચર્યા તથા ક્ષમાની ભૂરિ ભૂરિ પ્રશંસા કરવા લાગે છેઃ

માનવજીવનનું અંતિમ સાર્થક આ માર્ગે વિચરવામાં જ રહેલું છે.

નમો નમો ખંધક મહામુનિ.
ખંધક ખીમા ભંડાર રે!



# ઈલાચીકુમારની સજ્ઝાય

## ઢાળ પહેલી

### દુહા

મુદ્રાપુરીમંડન વિભુ ચંદ્રપ્રભુ ભગવાન
સમરી માતા શારદા પ્રણમી ગુરુ ગુણવાન ૧

દાન શિયળ તપ ભાવના ભાવ વડા કહેવાય,
ભાવ વિના નિષ્ફળ સવિ ભાવે કેવળ થાય ૨

જંબૂદ્વીપના ભરતમાં, ઈલા વર્ધનપુર
ધનદત્ત ધનપતિ ત્યાં વસે જગ જસ ચંગ મશહુર ૩

ધારણી ઉદરે જનમિયો નામે ઈલાચીકુમાર,
ભણ્યોગણ્યો પંડિત બન્યો ગુણગણ ભંડાર ૪

મોહી તાતને કારણે, કીના દુર્જન સંગ,
અગરંગ ખળ લીલા તેમ નચાવે જગ ૫

(આજ જિણું ! વે નિ કદી ન સંભારે ?)

ભવિ સુનો ઈલાપુત્રની વાત
મિત્રો સાથ રમતા ભમતા આવ્યો નગરની બહાર
નટ નટડીનું નાટક જોવા નગરીયા નર ને નાર ૧

રૂપે રંભા ઉર્વશી હારે. એવી નટડી જાણ.
સકળ કળા શીખી એ અબળા. સબળા ભૂલે ભાન. ૨
ઢમ ઢમ વાગે ઢોલકા ને. રણઝણ ઘુઘર પાય;
જનમનરંજન કરતી નાચે. મધુરા ગીતો ગાય. ૩
અદ્‌ભુત નૃત્ય નિહાળીને રે. મોહ્યો ઈલાચીકુમાર;
એવી નાર મળે જો મુજને. તો થાય સફળ અવતાર. ૪
રૂપ અનૂપ નિહાળી નટીનું. ફરી ફરી નિરખે અંગ;
મળીયાં નેનો ત્યાં ઉભયનાં. લાગ્યો અવિહડ રંગ. ૫
નૃત્યકળા અબળાની નિરખી. વિંધ્યા કામે નેણ;
ચિત્રે ચિત્ર્યો જીમ ત્યાં ઊભો. સુણવા મધુરાં વેણ. ૬
ભોજનની વેળા ગઇ વીતી, ચાલ ચાલ તું ચાલ;
મિત્રો સમજાવે સહુ એને. કરને જરા તું ખ્યાલ. ૭
ખાન પાન ને ભાન ભૂલીને. ખાટ પડ્યો બેચેન.
નટડી નટડી ને નટડીના. જાપ જપે દિનરેન. ૮
લાજ મૂકીને તાતશું વદતો. નટડીશું લાગ્યો રંગ;
પરણાવો નટપુત્રિકા એ, ઉપન્યો અંગ અનંગ. ૯
અઘટિત નવિ બોલીએ રે. નીચ કુળશું તુજ કામ;
ઉંચા કુળની આઠાઠ કન્યા પરણાવું ગુણધામ ૧૦
વાત ન માની તાતની રે. નટ તેડ્યા તે વાર,
મુજ સુત સાથે પુત્રી આપો. તો આપુ ધનભંડાર. ૧૧

## ઢાળ બીજી

### દુહા

શુ બોલો છો શેઠજી? નટ કહે તે વાર,
પુણ્યનિધાન એ પુત્રીથી, પામું માન અપાર,

નૃપ પાસે જઇ નટ ખટ કહેતો. આવ્યોનાટક કાજ;
ખ્યાતિ અતિ જગમાં છે તારી. તવ બોલ્યા નૃપરાજ;
દર્શાવો અનુપમ નાટક તુમ. દીઠું નહિ કોઈ વાર. ૩
મન મારું રીઝવશો તો હું. આપીશ દ્રવ્ય અપાર.
તવ ઇલાચી નાટક ભજવે મળીઆ લોક હજાર;
ચિહું દિશિ બાંધ્યાં દોરડા ને. ઉંચો વાંસ વિશેષ. ૪
કરતલમાં તલવાર ગ્રહી છે. બીજે લીધી ઢાલ.
પાવડીઓ પગમા પહેરીને. દોરે ચાલ્યો જાય,
વાસ ઉપર એક પાટિયું ને. ઉપર ખીલો એક. ૫

## ઢાળ ત્રીજી

### દુહા

નટડી મનમાં ચિંતવે, પ્રભુ પૂરો નટની આશ;
મુજ કારણ સઘળું ત્યજી, ચઢીયો ઊંચે વાંસ....૧

સુંદર વસ્ત્રો પહેરતો. કચ્છોટો છે આજ;
દેતો દાન હંમેશ જે, ભીખ માગે મુજ કાજ....૨

જમતો નિત નવી રસવતી. શોભે જિમ સુરરાજ,
વાર વાર પ્રભુ વિનવું. રાખો એની લાજ....૩

અવનવા નાટક કરી. રીઝવે નૃપ નરનાર;
તો મુજ પિતા પ્રેમથી. પરણાવે સુખકાર ...૪

(ચાલ–એક દિલકે ટુકડે હજાર હુએ)

હવે નૃપતિ મનમા ધ્યાવે છે, કેવી રુપે રુપાળી નારી છે;
નથી અ તે ઉરમાં પણ એવી, એવી રૂપે રૂપાળી નારી છે. ૧

શુ મુદ્દર એનો દેહ અને, વળી કેવી એ લટકાળી છે
એને નિરખે રીનહિ બીજી ગમે, એવી રૂપે રૂપાળી નારી છે ૨
એ મર્મ કળાને તમે જો મહા! કેવી અદ્ભુત નાચે છે?
છે સર્વ થકી નિરાળી એ એવી રૂપે રૂપાળી નારી છે ૩
મુજને જો આવી નાર મળે તો મારી સઘળી આશ ફળે,
એ ગોરી વિણ નિરર્થક અરે માર હૈયુ બળે મારુ હૈયુ બળે ૪
જો વાંસ ઉપરથી નાચતો, નટ જાય પડી નટ જાય મરી,
તો નારી મુજને આવી મળે, મુજ આશ ફળે મુજ આજ ફળે ૫

## ઢાળ ચોથી

### દુહા

ઝટપટ નટ નાટક કરી, ઉતર્યો તેણી વાર,
રાય વિના સઘળી પ્રજા, હરખી પારાવાર
તાળી સૌએ પીટતા, કરતા સૌ જયકાર,
ક્યા આવી નાટકકળા? રીઝયો ના નરનાર
નૃપતિ મનમા ચિંતવે, થઈ ન પૂરી આશ,
ફરી ફરી જો નટ ચઢે તો થાય પુરી મુજ આશ
રાજકાજ નાટક નહિ, નિરખ્યુ હે નટરાજ,
ફરી ફરી નાટક કરી રીઝવ તુ મુજ આજ
લીન બની વિષયાગ્નિમે લુબ્ધો નારીમાંય
કામી નર નર શુ કરે? સાનભાન ભૂલાય
બીજી ત્રીજી વાર ને ચઢીયો ચોથી વાર,
તોય ન ભૂપતિ આપતો, બહાના કાઢે બાર

નટડી કહે નટવર સુનો, મુજ જીવનઆધાર;
પ્રાણથકી પ્યારા તમે. છો હૈયાના હાર.
હિંમત હવે ના હારશો. બતાવી નાટક સાર;
પ્રસન્ન કરી મન રાયનું લેજો દાન સુમાર.
નૃપવાણી રાણી સુણી. કોપી ઉઠી તત્કાળ;
નટડી શું એ મોહીયો. ધિક્ ધિક્ હો ભૂપાળ.
ચાર વાર ચડી ઉતરી. ચડયો પાંચમી વાર;
વાંસ ઉપરથી નિરખતાં. દીઠા એક અણગાર

(ચાલ-પ્રભુના પગલે પગલે ચાલ્યા જાય રે...)

શોભે અલકાપુરી જેવું. એવું મોટું શહેર;
ગોચરી લેવા મુનિવર ચાલ્યા. આવ્યા શ્રેષ્ઠીઘેર. ૧

આંગણિયું અમ પાવન કરજો. કરજો અમ પર મ્હેર;
લળી લળી વિનવે છે શેઠાણી આજ પધારો ઘેર. ૨

ધર્મલાભ દઈ નીચી નજરે. પેઠા ત્યાં અણગાર;
થાળ ભરી મોદકનો ઊભી રૂપે રંભા નાર ૩

રૂપે રૂપાળી મોહનગારી. સોળ સજી શણગાર,
ઊભી સામે પ્રેમે વિનવે. તોય ન લેશ વિકાર. ૪

ખીલતી નવયુવાની જેની. તોયે નિર્વિકાર
મીઠા મધુરા વચણે વિનતિ કરતી તી એ નાર ૫

મોદક લ્યો લ્યો કહી રહી છે, નથી લેતા અણગાર,
વાંસ ઉપરથી નટખટ જોતો દંગ થયો તે વાર. ૬

જાડી માયા ને જાડી કાયા
વળી જાડી છે જગની છાયા
ત્યજી સર્વ બનુ ત્યાગી મુનિ હુ. ચિત્ત ચિંતી....૭

એમ ભાવના રગ રસે ચડતા
ઘન ઘાતિ કરમને દૂર હરતા
નૃત્ય કરતા કરતા વાસ પરે
ઈલાચી કેવળજ્ઞાન વરે... ચિત્ત ચિંતી....૮

હવે વાસ બને સિહાસન ત્યા
જન સઘળા અચરજ પામે ત્યા
જયકાર ભયો જયકાર ભયો....ચિત્ત ચિંતી....૯

## ઢાળ છઠ્ઠી

( ચાલ-ભારત કા ડંકા આલમ મે )

નૃપતિ ધ્યાવે નટડી ધ્યાને
મે કીધા બહુલા પાપ રે..
મે દુર્ગતિનુ ભાથું બાધ્યુ
ભૂપ કરતો પશ્ચાત્તાપ હવે .૧

છે નારી નરકની ખાણ કહી
વળી કૂડ--કપટની પેટી કહી
મળમૂત્રની એ ભડાર કહી
મેં ભવ હાર્યો એમા મોહી ..૨

અતેઉરમા ઘણી રાણી છતા
નીચ નારી શુ મોહ્યો પ્રીત થતા;

મુજ કારણ નૃપતિને નટને થયો ઘણો સંતાપ:
પાતક બાંધ્યા મે ઘણા રે. કરતી પશ્ચાત્તાપ.

નિજની નિંદા ગર્હા કરતી. ધ્યાવે ઉંચુ ધ્યાન,
કીધા કઠિન કરમના ચૂરા પામી કેવળજ્ઞાન.

શાસનદેવી આવી સહુને. આપે સાધુ-વેશ,
ઉત્તમ ચારે આતમા રે, ટાળ્યા ભવના કલેશ

વિજયાનંદસૂરીશ્વર પાટે કમલસૂરીશ્વરરાય,
કવિકુલકિરીટ મુગટ મુનિગણ. લબ્ધિસૂરીશ્વરરાય,

દક્ષિણ દેશ ઉદ્ધારક સૂરિવર. લક્ષ્મણસૂરીશ્વરરાય,
તસ પદ પંકજ મધુકર ગુંજે. કીર્તિસૂરી ગુણ ગાય.

卐

ઈલાચીકુમારના જીવનમાં પણ આમ જ બન્યું છે. વાત ઇતિહાસ પ્રસિદ્ધ છે.

તે કાળે તે સમયે ઇલાવર્ધનપુરમા ન્યાયનિષ્ઠ જિતશત્રુ રાજાનું શાસન ચાલતુ હતુ. નગરીમા અનેક ધનાઢ્યો, કળાકારો, વ્યાપારીઓ. વિદ્વાનો અને મુત્સદ્દીઓ વસતા હતા. ધનાઢ્યોમા ધનદત્ત શેઠનુ નામ મોખરે હતુ. શેઠ પોતાની પત્ની ધારિણી સાથે આનદ-ચમન કરતા વૈભવ-વિલાસમા જીવન વ્યતીત કરી રહ્યા હતા, પરતુ મોટી ખોટ એ હતી કે-ઘરને દીપાવનાર એકે પુત્ર ન હતો. પુત્ર-વિહુણી એ શેઠાણી કોંક પળે એવી તો ઉદાસ બની જતી કે જાણે મસ્તક પર મોટો પહાડ તૂટી પડયો હોય.

એક વખત શેઠાણીએ ઇલાદેવીની આરાધના કરી. ઇલાદેવી પ્રસન્ન થયા અને શેઠાણી એક પુત્રની માતા બન્યા. ઇલાદેવીની આરાધનાથી પુત્રપ્રાપ્તિ થવાથી પુત્રનુ નામ ઇલાચીકુમાર રાખવામા આવ્યુ. તે બીજના ચદ્રની જેમ વૃદ્ધિ પામ્યો. તેને બાળપણથી જ વિદ્યાભ્યાસ, સાધુ સત અને ધર્મ આ બધું પ્યારૂ લાગતુ હતુ. તેનામા યુવાનીનો ઉન્માદ ન હતો. એ તો એકાતપ્રિય બની શાસ્ત્રાધ્યયનમા અવિરત મશગુલ રહેતો હતો.

માતા-પિતા પુત્રની આ પ્રમાણે રીતભાત નિહાળી ભારે ખિન્ન થયા. આટઆટલુ ભણ્યો ગણ્યો પણ વ્યવહારમા તો ઠ છે એ કઇ પણ સમજતો નથી, વ્યવહારીને વ્યવહારનુ જ્ઞાન હોવુ એ આવશ્યક છે વ્યવહારથી અનભિજ્ઞ આ ઇલા-

ચીનો સંસાર કેમ ચાલશે! લોકોની દ્રષ્ટિએ એ ભોટ ગણાશે માટે એને એવી સોબતમા રાખુ કે જેથી તેને દુનિયાનુ ભાન થાય આ પ્રમાણે વિચારી પિતાએ ઇલાચીકુમારને લુચ્ચાઓની ટોળીમા ગોઠવ્યો બુરી સોબત તરત અસર કરે છે, 'સગ તેવો રંગ' એ કહેવત અનુસાર ઇલાચી સંસ્કારી હોવા છતા અસંસ્કારીની જેમ જ્યા ત્યા ભમવા લાગ્યો તે એટલે સુધી કે ઘણી વખત ભટકી ભટકી મોડી રાતે ઘરના બારણા ખખડાવતો, માતાપિતા પણ કંટાળ્યા, પણ આ તો 'હાથના કર્યા હૈયે વાગ્યા' જેવુ બન્યુ

એક અસંસ્કારી, વ્યસની અને બૂરી સંગતમા પડેલા પુત્રને માતા-પિતા સંસ્કારી બનાવવા સારી સોબત કરાવે છે ત્યારે અહીં એથી ઉલટુ જ બન્યુ એક સંસ્કારી બાળકને ખુદ માતા-પિતા બૂરી સંગતમા જોડે એ કેટલુ આશ્ચર્યજનક!

ઇલાચીના માતા-પિતા ચિંતાતુર બન્યા તેમને લાગ્યુ કે ખરેખર આપણે ઠીક ન કર્યું પણ હવે પસ્તાવા પછીનુ ડહાપણ કામ ન આવે તેમ ઇલાચી હવે હાથથી ગયો હાથની વાત ન રહી એક વખત બનાવ એ બન્યો કે લંખી ર નામનો એક પ્રસિદ્ધ નટકાર પોતાની રૂપરૂપના અંબાર સમી પુત્રી અને પરિવાર સાથે નગર બહાર ભાર નાટક ભજવી રહ્યો હતા એના નાટકને નિરખવા હજારો નગરીઓ ચોમેરથી આવી ચઢ્યા હતા ઇલાચીકુમાર પણ લુચ્ચાઓની ટોળી સાથે રખડતો રખડતો ત્યા આવી ચડ્યા નટ અને નટડીની અદ્ભુત કળાએ લોકોને મુગ્ધ બનાવી

દીધા. સૌ તાલીઓ પીટતા હતા. શું નટકારની કળા! શું નટડીનુ રૂપ? આહાહા! એમ સૌ કોઈ એકી અવાજે નટ-નટડીના ગુણગાન કરી રહ્યા હતા. ઈલાચીકુમાર તો જોવામાં એવો તલ્લીન બની ગયો કે ન પૂછો વાત. સૌ કરતા એ કઇંક નવીન જ અનુભવી રહ્યો હતો. નાટક સમાપ્ત થતા સૌ ટપોટપ ઘર ભાગી ચાલવા માંડ્યા. પણ ઇલાચીકુમાર તો નટડીના અંગોપાંગ નિહાળતો ચિતરેલા પુતળાની જેમ ત્યા જ સ્થિર થઇ ગયો ભોજનની વેળા વીતી ગઈ મિત્રોએ ઘણુ ઘણુ સમજાવ્યો, ત્યારે માંડમાંડ ઘેર આવ્યો. ઘેર તો આવ્યો પણ એને જરા ય ચેન પડતુ નથી. એ તો નટડી-નટડીના જાપ જપતો હતો પલગ-ગાદી-તકીયા કે સુખ સાહ્યબીના સઘળા ય સાધનો એને ઝેર જેવા લાગતા હતા એની નજર સમક્ષ ફક્ત એક જ નટડી તરવરી રહી હતી

'અહાહા!! કેવી એ રૂપાળી! શુ એનુ નૃત્ય! શુ એની કળા! સોળે કળાએ ખીલતુ શુ એનુ યૌવન! સકળ કળામા ખરેખર એ અબળા પ્રવીણ છે એ છે અબળા છતા ય મારા જેવા સબળા પણ એની આગળ નિર્બળ બની જાય છે. બસ પરણુ તો એને જ પરણુ. એના વગર મારુ જીવ-તર ધૂળ છે.' આમ વિચારતો ઇલાચી-ખાતો નથી પીતો નથી અને બોલતો પણ નથી મા-બાપ પૂછે છે 'અરે બેટા ઇલાચી! તને શુ થયુ છે? કેમ બોલતો નથી? તને શુ દુ:ખ છે? આપણે ત્યા કશી જ કમીના નથી. અઢળક પૈસો, નોકર-ચાકર, વૈભવ વગેરે બધી વાતે

પુત્ર, એને દુઃખ થાય એ પણ શેઠને મન ન ગમતી વાત હતી. ઈલાચીને ઘણું ઘણું સમજાવ્યો. છતાં તે તો એકનો બે ન થયો. પોતાના વિચારમાં તે મક્કમ હતો. એના અંતરમાં નટડી–વિરહની આગ ભભૂકતી હતી. નટડી એ જ એને મન સર્વસ્વ હતું. નટડી વગરનો સંસાર એને મન આગ અને ઝેર સમો લાગતો હતો.

जा दव्वे होइ मइ, अहवा तरुणीसु रुववंतीसु ।
ता जइ जिणवरधम्मे करयलमज्झे ठिया सिद्ध ॥

વ્યાપારીઓને ધન મેળવવામાં અને યુવાનોને રૂપવંતી સ્ત્રીઓ પર જેવો રાગ હોય છે. તેવો જ રાગ જો જિનેશ્વરદેવે પ્રરૂપેલા ધર્મની આરાધનામાં થઇ જાય તો મુક્તિ હાથમાં છે. માણસો ધન કમાવવામાં કેવા એકતાર અને તન્મય બની જાય છે? કેટકેટલી દોડધામ મચાવે છે? અને યુવાનો યુવતી સ્ત્રીઓના રાગમાં જીવનને કેવું ફના કરી નાખે છે? તેવી જ તન્મયતા જો જીવનની સાર્થકતામાં અને ધર્મની આરાધનામાં થઇ જાય તો મુક્તિ જરાએ દૂર નથી.

જ્યારે ઇલાચી કોઇપણ ભોગે નટડીને જ પરણવા ઇચ્છતો હતો, ત્યારે તેના મા–બાપે નટડીના પિતા લંખીકાર નટને પોતાને ત્યા બોલાવ્યો અને નટને કહ્યુ કે 'તારી પુત્રી મારા પુત્રને આપ.' તને જોઇએ તેટલું ધન આપવા હું તૈયાર છું. આ સાંભળી નટ ચકિત થઇ ગયો. અને શેઠ શું બોલી રહ્યા છે, એ વિચારવા લાગ્યો.

નટે કહ્યું–'શેઠજી! શું બોલો છો? ક્યાં અમારી નાતજાત અને ક્યા તમે?'

પરંતુ શેઠે પોતાની માગણી આગ્રહપૂર્વક ચાલુ રાખી ત્યારે નટ કહે 'શેઠજી! આ પુત્રી વડે તો જગતમાં હું જ્યાં ત્યાં પૂજાઈ રહ્યો છું, જો કે તે આ પુત્રી છે તમારી ખાતરે સબળ આવતા મારી પુત્રી વગોવાય, ભાતકુભાત ન થાય શેઠ સાહેબ! આ વાત પડતી મૂકી બીજું જે કંઈ કામ હોય તે જણાવો' પરંતુ શેઠ એકના બે ન થયા તેમણે પોતાની એક માગણી જ આગળ ધરી ત્યારે લંખીકાર નટે શેઠને કહ્યું 'તો મારી મારી શરત સાંભળી લ્યો શેઠ સાહેબ! મારી પુત્રી સાથે જો તમારા પુત્રના લગ્ન કરવા જ હોય તો પુત્રને નટવિદ્યા શીખવી પડશે, નૃત્ય કરવું પડશે, જ્યાં ત્યાં જવું પડશે, ટાઢ-તડકા વેઠવા પડશે, વૈભવ-વિલાસ છોડવા પડશે બોલો તે માટે છો તૈયાર?"

શેઠે ઇલાચી તરફ નજર કરી

શેઠ કંઈ બોલી ઉઠે તે પહેલાં જ ઇલાચી બોલી ઉઠ્યો 'નટરાજ! જેમ કહો તેમ કરવા હું તૈયાર છું'

માનવી કામાંધ બની કેવા-કેવા કામો કરવા તૈયાર થાય છે! ઇલાચી ભાન ભૂલી આજે કેવું અધમ કાર્ય કરવાની હામ ભીડે છે!

નટે આગળ જણાવ્યું 'શેઠજી આ કન્યા પરણીને તમારે ઘેર નહિ આવે પણ તમારા છોકરાને ઘરજમાઈ થઈને રહેવું પડશે બોલો છે કબૂલ? શેઠે કહ્યું 'ભાઈ આ વાત કબૂલ'

શેઠ સમજતા હતા કે છોકરો એકનો બે થાય તેમ નથી જો નટડી નહિ પરણાવું તો આગમાં પડી બળી

મરશે અને એના પ્રાણ ચાલ્યા જશે. નટે વિશેષ ખુલાસો કરતાં કહ્યું: 'શેઠજી! બીજી વાત પણ જણાવી દઉં. મારી પુત્રી કંઇ રસ્તામાં નથી પડી. તમારો છોકરો નટવિદ્યામાં પ્રવીણ થશે કોઇ મોટા રાજાને રીઝવી દાન લઇને આવશે. ત્યારે હું મારી નાતને જમાડીને પછી તમારા પુત્ર સાથે મારી પુત્રીને પરણાવીશ સમજ્યા!

શેઠને બધુંય કબૂલ કરવું પડ્યું. ન કરે તો જાય ક્યાં? ઇલાચીકુમારને પોતાની આશા કંઇક અંશે ફળી રહી છે, એમ જણાતાં આનંદ થયો. 'એક નટડી કાજે માબાપ-ઘરબાર-સ્વજન-પરિવાર અને સુખ-સાહ્યબી. વગેરે બધુંય છોડવા તે તૈયાર થયો. ઝીણા વસ્ત્રો ફગાવી દીધાં, માર્યો કચ્છોટો. હાથમા લીધો વાંસ ને ઢોલ, અને નટની સાથે એ ચાલી નીકળ્યો.

માતા-પિતાને પારાવાર દુઃખ થયું. પણ કરે શું? 'હાથનાં કર્યાં હૈયે વાગ્યાં' એમ એ સમજતા હતા.

ઈલાચીએ ટૂંક સમયમાં જ નટવિદ્યા શીખી લીધી. તે એક કુશળ કલાકાર બન્યો, હવે વાત રહી એક રાજાને રીઝવવાની. અનુક્રમે નટ મંડળી સાથે તે બેનાતટ નગરે આવ્યો.

ઇલાચીની ખ્યાતિ એક કુશળ નટ તરીકે ચોમેર પ્રસરી ચૂકી હતી. બેનાતટના અધિપતિ મહારાજા મહીપાળે પણ તેની ખ્યાતિ સાંભળી હતી. નટકાર લંખીકારે મહારાજાને પ્રાર્થના કરી. 'મહારાજ! આપની આજ્ઞા હોય તો અમે એક નાટક ભજવી બતાવીએ!' મહારાજાએ હુકમ આપ્યો:

જઇ તેણે ઇનામ લેવા હાથ ધર્યો. લોકો તો તેને ઘરેણાં–ગાંઠા. રૂપિયા. પૈસા આપવા અધીરા અને તલપાપડ થઇ ગયા હતા. પણ જ્યાં સુધી મહારાજા દાન ન આપે, ત્યાં સુધી કોઇથી ય પહેલ ન થાય. આ એક મર્યાદા છે. રાજા નટડીનું રૂપ જોઇને મોહિત થયો હતો અને તે કોઈ પણ પ્રકારે પોતાના હાથમાં આવે એવું વિચારી રહ્યો હતો. એટલે તેણે કહ્યું· 'અરે નટરાજ! મારૂ ધ્યાન તો રાજકાજમાં હતું. મે તો આ નાટક જોયું જ નથી. ફરી ભજવી બતાવો.

નટરાજ ફરી વાર વાંસ ઉપર ચડયો અને નટડીએ ગાયન લલકાર્યું અને પ્રભુને પ્રાર્થના કરી· 'પ્રભુ! પૂરો એની આશ! મારી ખાતર જેણે ઘરબાર ત્યજી. માતપિતાને ત્યજી. ધનમાલને ત્યજી. ઝીણાં વસ્ત્રો અને અવનવી રસવતીના સ્વાદને તરછોડી આ લગોટી વાળી છે, મારે માટે જેણે પ્રાણ પાથર્યા છે. મારા માટે જેણે આટઆટલું કર્યું છે. પ્રભુ! શું તેની આશા નહિ પૂરો!' ઇલાચીકુમારે બીજીવારનો ખેલ પૂરો કર્યો અને નીચે ઉતરી મહારાજા પાસે જઇ ને પુનઃ હાથ ધર્યો.

એક વખતનો વૈભવ–વિલાસ ભોગવતો કુમાર આજે આ રીતે એક નટડી માટે ભિખ માગે છે! ખરેખર! કર્મની ગતિ ન્યારી છે!

રાજાએ વિચાર્યું· 'નટ તો જીવતો નીચે ઉતર્યો. મારી ઇચ્છા તો પૂરી થઇ નહિ.' નટ પડે અને નટડી હાથ આવે એ એની ઇચ્છા હતી કામવાસના તેને સતાવી રહી હતી, તે એના રૂપમા પાગલ બન્યો હતો. ભાન ભૂલ્યો હતો. તેણે

કહ્યું 'અરે નટ! મેં તો તારું નાટક જોયું જ નથી હું તો અમુક વિચારમાં હતો' એમ બહાનું કાઢી રાજાએ દાન આપ્યું નહિ! લોકો કળી ગયા કે જરૂર રાજાની દાનત બગડી છે, દાળમાં કંઈક કાળું છે, નહિ તો આવા અદ્ભુત ખેલ કરનારને દાન કેમ ન આપે? નટ પણ સમજી ગયો નટડી વિચારે છે–કસોટીનો સમય છે, નટ જો પાછો જશે તો બાજી બગડી જશે તેણે ઈલાચીને ઉત્સાહ આપ્યો આમ ત્રીજી ચોથી અને પાંચમી વાર ઈલાચી વાંસ ઉપર ચઢયો રાજા મનમાં મલકાય છે જરૂર નટ થાકયો છે આ વખતે તો પડી જ જશે અને નટડી મારા હાથમાં આવશે

રાજમહેલની સામે જ એક શેઠની મોટી હવેલી છે, વૈભવની તો જાણે છોળો ઉછળી રહી છે શેઠાણી ઘરમાં એકલા હતા નવયૌવના શેઠાણીના શા વખાણ કરવા? જાણે સ્વર્ગની દેવી જ જોઈ લ્યો રંગબેરંગી ઝીણા–ઝીણા રેશમી વસ્ત્રોમાં સજ્જ શેઠાણીએ દૂરથી એક મુનિવરને જોયા મુનિશ્રી ઘર ઘર ગોચરી ફરી રહ્યા હતા તેમને શેઠાણીએ વહોરવા માટે આમંત્રણ આપ્યું 'પધારો! ગુરુદેવ પધારો! અમારું આંગણું પાવન કરો, લાભ આપો'

મુનિશ્રીનું લલાટ ચમકી રહ્યું હતું ચહેરો તેજ મારી રહ્યો હતો વય યુવાન હતી મુનિશ્રી શેઠાણીની વિનતીને માન આપી લાભ આપવા માટે પધાર્યા શેઠાણીએ વંદના કરી સુખશાતા પૂછી રસોડામાં મોદકનો થાળ લીધો શેઠાણી મુનિશ્રીને વિનવવા લાગ્યા 'ગુરુદેવ! લાભ આપો!'

વાંસ ઉપર ની નાચતા–નાચતા ઈલાચીકુમારની દૃષ્ટિ

સામેની હવેલી ઉપર પડી. તેણે દૂરથી ત્યાગી સાધુને નિહાળ્યા. શેઠાણી મોદકનો થાળ લઇ વળી વળી, લળી લળી પ્રાર્થના કરી રહ્યાં હતાં. આ દૃશ્ય ઇલાચીકુમારે નિહાળ્યું અને એને ઘણો અચંબો થયો, અરે! આ સાધુની વય યુવાન છે. ચહેરો તેજસ્વી છે. શેઠાણી પણ જુવાન છેઃ રૂપાળી તેમજ વૈભવશાળી છે. સ્થાન એકાંત છે. આમ છતાં તે કેવા નિર્વિકાર. નીચી દૃષ્ટિ રાખીને ઊભેલા છે! ચહેરા પર કેટલી સૌમ્યતા છે! શેઠાણી પણ કેવા ભાવમાં ચઢયા છે! લાડવાનો થાળ લઇ ઊભેલા શેઠાણી લ્યો. લ્યો કહી રહ્યા છે છતા મુનિશ્રી ના. ના કહી રહ્યા છે નહિ જોઇએ! નહિ જોઇએ! ભારે આશ્ચર્ય! ઇલાચીનાં જીવનપરિવર્તન માટે આ દૃશ્ય બસ હતું. ઇલાચી વિચારે છે કે 'મારામાં ને આ મુનિશ્રીમાં આસમાન–પાતાળ જેટલું અંતર છે. હું માંગ--માંગ કરુ છું. તો ય રાજા દાન આપતો નથી અને મુનિવરને લ્યો. લ્યો કહેવા છતાં લેતા નથી. અ હા.. હા કેટલી નિર્વિકાર દશા! કેવી નિર્લોભતા! કેવો ગજબ ત્યાગ! માટે જ કહ્યું છે ને 'વણમાંગ્યા મોતી મળે માગી મળે ન ભીખ.'

ખરે જ મને શતશ સહસ્રશ: ધિક્કાર હો! સાચે જ આ મુનિરાજ કોટિ--કોટિવાર ધન્યવાદને પાત્ર છે. કયા હુ અને કયા આ ત્યાગી અણગાર! મારામાં ને એમનામાં સરસવ ને મેરૂ જેટલુ અંતર છે! હુ કેવો અધમ છું! હુ કેવો નિર્લજ્જ છુ! એક નટડીની ખાતર ઘરબાર તજ્યા. માત--પિતાને દુ:ખી કર્યા. કુળની લાજ--શરમ છોડી. અને જ્યાં



( ઇલાચીકુમાર નૃત્ય કરે છે )

માદક લો લો કહી રહી છે, નથી લેતા અણગાર,
વાસ ઉપરથી નટવર જોતા, દિગ થયો તે વાર !



ચાર પુણ્યાત્માઓને કેવળજ્ઞાન થાય છે

[ ઇલા, નટી, રાજા અને રાણી ]

ગામનદેવી આવી સહુને, આપે સાધુ-વેશ,
ઉત્તમ ચારે આતમા એ, ટાળ્યા ભવના ક્લેશ.

ત્યાં ભગી રહ્યા છું. આમ છતાય મારી ઇચ્છા પૂરી થઇ નહિ. રાજા દાન આપતો નથી અને દાન લીધા વગર નટ, નટડી પરણાવવાનો નથી. કદાચ આ નિરાધાર વાસ ઉપર નાચતા--નાચતા જો જરાક ગબડયો--ચૂકયે! તો મારી શી દશા ! હાડકાના ચૂરેચૂરા ! નટડી એને ઠેકાણે રહી જાય અને પરલોકમા આત્માની દુર્ગતિ થાય એ જુદી. વારવાર એ ત્યાગી મુનિની પ્રશસા કરે છે. પોતાને ધિક્કારે છે, પશ્ચાત્તાપ કરે છે અનિત્ય ભાવનામા ચઢે છે, તન્મય બની જાય છે અને કયારે હું આ પવિત્ર ચારિત્રમાર્ગ અગીકાર કરી મારા આત્માનુ કલ્યાણ કરીશ ? એવી ભાવધારાની અભિવૃદ્ધિ થઈ રહી છે, નગરજનો નટનું નાટક નિહાળી આક્ષીન થઇ ગયા છે, રાજા સમજે છે 'હમણા પડશે.' નટડી સમજે છે 'બસ હવે વાર નથી. મારા પ્રાણપ્રિય ભરથારની આશા ફળીભૂત થશે.'

તેટલામા તો બનાવ કઇક ઓર બન્યો. વાતાવરણે જબ્બર પલટો આણ્યો. વાસ ઉપર નાચતા નાચતા અનિત્ય ભાવના ભાવતા નટ ઇલાચીકુમાર ચાર ઘાતી કર્મનો ચૂરો કરી તત્ક્ષણ વાંસ ઉપર જ કેવળજ્ઞાન પામ્યા. વાસ વાસ મટી સુવર્ણમય સિહાસન બની ગયો છે અને તે સિહાસન ઉપર કેવળી ભગવાન ઇલાચીકુમાર બેઠા છે.

દેવો કેવળજ્ઞાનનો મહિમા કરવા આવ્યા. 'આ શુ ? આ શુ ?' લોકો તો છક થઇ ગયા શું આ તે ઇંદ્રજાળ ! શું જાદુ ! ખરે જ આપણે શુ જોઇ રહ્યા છીએ ! અરે આ ઇંદ્રજાળ નથી ! ત્યારે શુ ઇલાચીકુમાર પરમાત્મા બન્યા ?

લોકો તો ભારે આશ્ચર્ય પામ્યા જય-જયના ગુંજારવોથી ગગન ગુંજી ઉઠયું

માટે જ કહ્યું છે કે- જીવનમાં મંગળ ઘડી એક આવે'

મહારાણી બધું નિહાળી રહ્યા હતા મહારાણીને મહારાજા ઉપર ભારે તિરસ્કાર છૂટયો 'અરે ! આ આટઆટલી રૂપાળી નારીઓ હોવા છતાં મહારાજા આ નટડીમાં મુગ્ધ બન્યા ? ધિક્કાર છે ! ધિક્કાર છે ! આ સંસાર ખરે જ અસાર છે નાહક આવા અમૂલ્ય માનવદેહને આત્મા વિષય વિકારમાં વેડફી રહ્યો ? રાણી ભાવના ભાવે છે કે ક્યારે હું આ સંસારનો ત્યાગ કરી પવિત્ર ચારિત્ર અંગીકાર કરીશ ? રાણીને સંસાર ઝેર જેવો લાગ્યો પવિત્ર ભાવનામાં ચઢતા તે જ ક્ષણે રાણીના કર્મપડલ તૂટી ગયા અને તે કેવળજ્ઞાન અને કેવલજ્ઞાનને વર્યા

આ દૃશ્યો જોતા જ મહારાજાનું હૃદય પલટાયું અરે ! જે હું અધમ છું, પાપી છું, મારી કેવી બૂરી ભાવના ! આ નટને મારી નાખવા સુધીની ભાવના 'નટ પડે, નટડી મળે અને મારા મનોરથ ફળે' એ જ હું ઇચ્છતો હતો આટઆટલી નારીઓ અંતઃપુરમાં હોવા છતાં આ નીચ નટડીમાં હું મુગ્ધ બન્યો ! ધિક્કાર છે મન ! મારા શા હાલ થશે ? હું પણ આ સંયમમાર્ગે પ્રયાણ કરી આત્મકલ્યાણ સાધું મહારાજા મહીપાલ પણ ભાવનાઓમાં ચઢ્યા ભાવના ભાવતી ઠની સંસાર અસાર લાગ્યો ચારિત્ર સાર લાગ્યું પોતાને ધિક્કારતા મહારાજાએ કર્મમળને પવિત્ર ભાવના-જળથી ધોઈ નાખ્યા મહારાજા નિર્મળ બન્યા ઘાતિકર્મની બેડી

તરી અને મહારાજા તે જ ક્ષણે કેવળજ્ઞાન પામ્યા. કેવી ગજબ ઘટના !

જનતા તો વાતોના રસમાં ચડી. આ અજબ ગજબ આશ્ચર્ય સૌ કોઇ નિહાળી રહ્યા હતા. કોઇ કંઈ, કોઇ કંઇ એમ પરસ્પર સૌના મુખથી અવનવી વાતો વ્હેતી થઈ રહી હતી.

હવે રહી નટડી નટડીએ પણ વિચાર્યું 'સાચે જ મારા રૂપનો વાક છે. હુ આવી રૂપાળી છુ માટે જ આ મહારાજા અને આ ઇલાચી મારા રૂપમા મોહાણા ધિક્કાર હો મારી જાતને ને મારા રૂપને ! મારા રૂપની ખાતર આ નટે ઘરબાર તજ્યાં અને લંગોટી વાળી જીવનું જોખમ ખેડ્યુ. રાજાની ભાવના બગડી આ બધાનુ કારણ હું પોતે જ છુ. હુ જ ન હોત તો આમ ન બનત. બસ, આ સંસાર કારમો ઝેર જેવો છે. હું પણ એ પવિત્ર ચારિત્રમાર્ગે સંચરી ક્યારે આત્મકલ્યાણ કરીશ ?' પોતાના રૂપ ઉપર તિરસ્કાર છૂટ્યો. એને સંસાર કારાગૃહ લાગ્યો સંસારની અસારતા વિચારતા અને અનિત્ય ભાવનામા લીન બનતા બનતા તે જ પળે નટડીને પણ કેવળજ્ઞાન થયુ

કેવળજ્ઞાની ઇલાચીકુમારે અમોઘ દેશના આપી. પોતાનો પૂર્વભવ જણાવ્યો નટડી સાથેનો પૂર્વનો સંબંધ અત્યારના અનુરાગનુ કારણ હતો માનવી એક નકલી નાટક નિહાળવા ખાતર પૈસા ખરચીને ઉજાગરા વેઠીને દોડાદોડ કરે છે, પણ જન્મ-જન્મમા આત્મા પોતે જ નાટક ભજવી રહ્યો છે, એ પોતાના નાટકને કેમ નિહાળતો નથી ? વગેરે,

વગેરે દેશના રૂપ અમૃતના ઝરણા વહાવી શ્રોતાજનોના હૃદય ભીંજવી નાખ્યા કે આત્માઓ તરી ગયા

ભાવધર્મની પ્રધાનતા ઉપર શાસ્ત્રકારોએ આ દૃષ્ટાંત આપ્યું છે આમ ઉચ્ચ આલંબન એક ક્ષણમાં જીવનમાં કેવું અનોખું પરિવર્તન આણે છે? ચાર ચાર ઉત્તમ આત્માઓ કેવળજ્ઞાન પામી છેક મુક્તિપુરીમાં સીધાવી જાય છે આપણને સત્સંગ, સારા આલંબન ઉચ્ચ આદર્શો શિષ્ટ સાહિત્ય, દેવ-ગુરુ અને ધર્મની ઉપાસના—આ બધી વસ્તુની જીવનમાં ડગલે ને પગલે જરૂર છે ક્ષણિક પ્રલોભનોમાં ફસાઈ આત્મા જીવનની બરબાદી કરે તે પહેલા જાગવાની જરૂર છે



# શ્રી પૃથ્વીચંદ્ર ગુણસાગરની સજઝાય

## ઢાળ

### દુહા

વીર જિણંદ વંદન કરી, પ્રણમી ગુરુના પાય;
સમરી માતા શારદા, વિરચું હું સજઝાય. ૧
પૃથ્વીચંદ્ર ગુણસાગરું, ગુણના સાગર જાણ;
ગુણીજન ગુણ શ્રુણતાં થકા, કરીએ શિવપ્રયાણ. ૨

( રાગ—પ્રભુના પગલે પગલે ચાલ્યા જાય છે નરનાર )

ત્યાગ વિરાગ અથાગ ભર્યાં છે જેના જીવનમા,
ગુણ ગાવા તલસે છે. રસના એના જીવનના ૧
નયરી અયોધ્યામા જીતારી. હરિસિંહ નામે ભૂપ;
પદ્માવતી રાણી ગુણખાણી, રંભા રૂપ સ્વરૂપ. ૨
સરવારથસિદ્ધેથી ચ્યવીને, તસ કુક્ષી અવતાર,
પુણ્યનિધિ એ પૃથ્વીચંદ્ર, સમતા–રસ ભંડાર. ૩
ગણ્યા ગણાય નહીં ગુણ એના, રુપ કળા નિધાન,
કન્યા સોળ પિતા પરણાવે, આગ્રહથી ગુણધામ. ૪
ગીત વિલાપ વિલાપ ગણે છે, આભૂપણને ભાર;
ભોગને રોગ ગણે વળી નૃત્યો, વિડંબન કરનાર ૫

માત પિતા આગ્રહવશ ભાગે, મકર પડયુ છે ગિર,
પણ પિતા માતા લગ્નનાને પ્રતિબોધ્યુ વરી ધીર ૬

નયમ પચના પવિત્ર બનાવુ, તો ઉપકાર અપાર,
નાવવાહ બની ભવ અટવી ઉતારૂ હુ પાર ૭

લગ્નતાની પહેલી રાતે પણ, રમતો રૂડે ભાવ,
નારી મોગ નાંટાઈ વગી છે લગી લગી લવા લ્હાવ ૮

ભવ્યોવનના મગીત સુણે, રાગ વરે વિરાગ,
હાર વદતુ હાલ ઉઠ તુ, ત્યાગ ત્યાગ ને ત્યાગ ૯

ધીર વીર ગંભીર બનીને, સમજાવે છે સાર,
આ સંસારે સાર ન દીસે સુણજે નારી નાર ૧૦

ભોગસુખ છે બિંદુ સરીખુ, સાગર દુખ વિપાક,
મીઠા મધુરા લાગે ભોગો, દગમા જિમ કિંપાક ૧૧

પરિણામે એ પ્રાણ હરતા નમતે ચતુર સુજાણ,
વિષય વિનાશો પણ છે એવા નાખે નરકની ખાણ ૧૨

મનજગ જેવા વનારીના સુખ તણો અવધાન,
સુખ અનત છે નિજ આતમા, ગીયત જેનો નાગ ૧૩

ખાજ ખાતા મીઠી લાગે, પરિણામે મહાદુખ,
તિમ વિપાકે મહાદુખદાયી, વિષયો કેરુ સુખ ૧૪

તૃપ્તિ ન્હે નહિ કાષ્ટે અગ્નિ ને ઉદધિ પયો પનાર
તિમ આ ભોગોમા નર તૃપ્તિ, જીવનના પાતુ નાય ૧૫

થાકયો નવ ભોગો ભોગવતા. વીત્યો કાળ અનંત,
ચુસેલાને ફરી ફરી ચુસ્યા આથી એહ અનંત ૧૬

સુલક્ષણી શાણી સુંદરીઓ. કંથારે સમજો;
જન્મ મરણની સાકળને વળી વિષયો વિષ સમજો. ૧૭

## ઢાળ બીજી

### દુહા

વૈરાગી પિયુની સુણી. વાણી શીતળ ચંદ,
પ્રિયા સોળ બુઝી ગઇ. વદતી પિયુને મંદ. ૧

ઉતરવા ભવ પાર આ. કંત કહો ઉપાય.
કંત કહે સંયમ ગ્રહો. નહિ બીજો ઉપાય. ૨

લલનાઓ વળગી કહે, ગ્રહશું સંયમભાર,
આતમને ઉજાળવા, ઢીલ હવે ન લગાર. ૩

ધરો ધીર કુંવર કહે. સંપ્રતિ નહિ ગુરુજોગ,
સુગુરુની સાનિધ્યમાં, વહશું સંયમયોગ. ૪

(ચાલ–જિણંદા વે દિન કયીં ન સંભારે)

સુણજો આગળ કહું છું વાત . ..

માતપિતા ચિત ચિંતવે રે, નારી વશ નહિ થાય,
ઉલટી નારી વશ થઈ અને, ગાયુ એનુ ગાય. ૧

નૃપતિ મનમા ચિંતવે રે, સોપુ રાજ્યનો ભાર.
રાજકાજમા ગુંથાઇને એ, ગુંથાશે સંસાર. ૨

## દુહા

ત્યાગ વિરાગના બાગમાં, મ્હાલે એ મતિશૂર,
જળકમલ નિર્લેપ રહી વાગે રાજ્યની ધૂર ૧

અતિ નિર્મળ ચિત્તથી જોતો સદ્ગુરુ વાટ,
ભારભૂત લાગે અંગે, રાજપાટના ઠાઠ ૨

મોહરાયના રાજમાં દારુડીયાની જેમ
એમ મનાવી જીવને નાચ નચાવે તેમ ૩

( ચાલ ઉપરની )

ધર્મ વિવેકી ચિંતવે રે સંસારીના ઘાટ,
ક્ષણભંગુર છે કાયામાયા ઠીક ઠાઠ ને હાટ ૧

રાજ સિંહાસન શોભતા રે, નૃપતિ પૂર્ણચંદ્ર,
તિપા વેગા રસરાગી આવે મુખ આનંદ અમંદ ૨

નામ સુધન છે તેહનું રે પેખ્યા કૌતુક રંગ
ક્યાં ક્યાં કેવા કૌતુક જોયા, પૂછે નૃપતિ ઉમંગ ૩

સ્વસ્વદાગી કહે સાંભળો રે સુણતા અચરજ થાય
કૌતુક તો દીઠાં ઘણાં સંભાર્યાં એ ન ભલાય ૪

ઉર ઉગમે ને અંતર નિરખે ઉત્તમ ઉમંગ થાય,
ઘડી ઘડી નાચે મનડું નાચે આ તે શું કહેવાય? ૫

કાગ ગનાનિ ભામના જોયા કૌતુક ભગ અનેક,
પણ પેખ્યું ના કૌતુક આવું પ્રગટે દીપવિવેક ૬

## ઢાળ ત્રીજી

(ચાલ-મેં પ્રભુ ચરણોંમેં લાગી હૂં)

હું હસ્તીનાપુરથી આવ્યો. તમે ધ્યાન દઇને સાંભળજો;
મેં કૌતુક નિરખ્યું અજબ ગજબ. તમે ધ્યાન દઇને સાંભળજો. ૧
વસે રત્નસંચય ત્યાં વ્યવહારી. સુમંગલા નામે સુશીલ નારી;
તસ ગુણસાગર સુત ગુણ દરિયો. તમે ધ્યાન દઇને સાંભળજો. ૨
એક વેળા ઝરુખામાં બેઠા, શમરસમાં ઝીલતા મુનિ દીઠાં;
મુનિ પેખી હૈયું હર્ષ ભર્યું. તમે ધ્યાન દઇને સાંભળજો. ૩
ત્યાં જાતિ સ્મરણ તેને ઉપન્યું. ભવ પરવ ચરણ ગ્રહ્યું નિરખ્યું;
ચિત્ત સંવેગરંગ-તરંગ ભર્યું; તમે ધ્યાન દઇને સાંભળજો. ૪

દુહા

વિનવે જનની જનકને, ગુણસાગર ગુણવાન;
અનુમતિ દ્યો મુજને હવે, લઉ સંયમ સુખખાણ. ૧
વાત સુણીને કુંવરની. બોલ્યા માત ને તાત;
કોડ હમારા પૂરીને, કરજો સંયમવાત. ૨
પરણી પનોતી પદ્મિણી. પૂરો મનની આશ;
પછી ભલે સંયમ ગ્રહો. કરશું નહિ નિરાશ. ૩
માત તાતની વાતનો, વિનય કરી સ્વીકાર,
ગુણસાગર મન ચિંતવે, વહશું સંયમભાર. ૪

## ઢાળ ચોથી

( ચાલ-ભારતકા ડંકા આલમ મે )

આઠ કન્યાના માબાપોને. વ્યવહારી કહેણ કહાવે છે,
અમ પુત્ર ખરેખર વૈરાગી, દિક્ષાની ભાવના ભાવે છે.
એ લગ્ન કરી બીજે દિવસે સંયમનાં પંથે સંચરશે. ૧

તમ દુહિતાઓને સમજાવો, ને ઉચિત જણાતો પથ ગ્રહો,
સુણી આઠ સુતાના માતપિતા, ચમકી ઉઠ્યા સૌના દીલડા,
જો પુત્રીઓ પરણાવીએ તો, પરણી શુ પામે સુખડા ? ૨

એ વાત કરી પુત્રીઓને સુણી વાત સુતા સર્વે બોલી
મહાપુણ્યે મળ્યો એ નર વરશુ શા માટે રંગે ચોલચોળી ૩

પ્રાણનાથ અમારા જે કરશે તમ પાછળ પ્રિયા ડગ ભરશે,
સુણી વચન સહુ દુહિતાઓના, વ્યવહારી દિલ ઠર્યા હર્ષે ૪

થઈ લગ્ન ઉત્સવની તૈયારી, શણગાર સજ્યા સૌએ ભારી,
ગીત વાજિંત્ર વળી નૃત્ય કરી લલકારે ગૌરી પ્રીત ધરી ૫

વરઘોડે ચઢયા છે વરરાજા, મળ્યા સાજન માજન ત્યા ઝાઝા,
વર નિરખી કન્યાઓ હરખી, મળી જોડી ખરે સરખે સરખી ૬

ગુણસાગર માંડવે આવે છે, સયમની ભાવના ભાવે છે,
શિવરમણી વરવા ચાહે છે, અંતરની જ્યોત જગાવે છે ૭

શ્રુત ભણશુ ગણશુ તપ તપશુ, ને કઠણ કરમને પીલીશુ,
સદ્ગુરુ કને સયમ લઈને, સમતા સાગરમા ઝીલીશુ ૮

ગુણસાગર ભાવના ભાવે છે, ત્યા વર વહુ હાથ મિલાવે છે,
ગુણસાગર ગુણશ્રેણી ચડતા, ચોરીમા કેવળ પામે છે ૯

નારી આઠે પિયુ મુખડુ જોતી શુ અગમ વિચારે પ્રાણપતિ,
મમ નાથ નગીના આઠ રતિ આદરશુ સયમ શુદ્ધમતિ ૧૦

ગુણસાગર છે ગુણસાગરનર, એમ ભાવના ભાવે ચોરીમા,
નારી આઠ થઈ કેવળનાણી, પીયુડાનો હાથ મિલાવે ત્યા ૧૧

## ઢાળ પાંચમી

(ચાલ-તમે જોજો જોજો રે દીક્ષાનો પ્રભાવ તમે જોજો જોજો રે)

તમે જોજો જોજો રે ગજબ એ બનાવ તમે જોજો જોજો રે.
ગગનાંગણમાં દુંદુભિ ગાજે. સુરવર આવે ત્યાંય;
સહુને સાધુ વેશ સમર્પી, સેવા કરે સુરરાય. ૧

આશ્ચર્યમુગ્ધ બન્યા સહુ લોકો. કરતાં જય જયકાર;
કૌતુક જોવા નરપતિ આવે. વંદે વળી નરનાર. ૨
ગુણસાગરના માત ને તાત. ચિંતે ચિત્ત મોઝાર;
સંવેગ રંગ તરંગે ઝીલતા. વરતાં કેવળ સાર. ૩

શંખ કળાવતી ભવથી જણાવી. પૂરવ ભવની વાત.
એકવીસ ભવનુ નિજનું સુંદર, વરણવીયું વૃત્તાંત. ૪
વાણી સુણી વૈરાગ્ય ભરેલી. બુઝયાં કેઈ નરનાર;
સુધન બોલે સાંભળો રાજન્, આશ્ચર્ય પારાવાર. ૫
કેવળી ભાખે એથી અધિકું, જોશો અયોધ્યામાંય;
જ્ઞાનીની વાણી સુણી હર્ષે. આવ્યો અયોધ્યામાય. ૬
ગુણસાગરની જીવનગાથા. વર્ણવી સુંદર સાર.
કરજોડી શિર નામી ઉભો. વ્યાપારી સરદાર. ૭

## ઢાળ છઠ્ઠી

(ચાલ-આંગણીએ આપ પધારોને મુજ વિનતડી સ્વીકારોને)

સુણી શ્રવણે ગુણસાગરની વાત, હવે પૃથ્વીચંદ્ર વિચારે છે;
ધન્ય ધન્ય હજો ગુણસાગરને, હવે પૃથ્વીચંદ્ર વિચારે છે. ૧

માતપિતાના આનંદકનશ થઈ, મા ગન્ધધુરાને ધારૂં પ્રુ
પણ ક્યારે હું અણગાર બનું એમ પૃ વીચંદ વિચારે છે ૨

ધન્ન ધન્ય હો એના મુનિવરને જે રમતા આતમ ધ્યાને રે,
ગુરુસેવાના મેવા લેવા, હવે પૃથ્વીચંદ વિચારે છે ૩

ઝીલી સમતા રસના કુંડે હું થઈ પાવન કુંવર પાવન હું,
મળ પાપતાા નવિ આગના, હવે પૃથ્વીચંદ વિચારે છે ૪

સમિતિ ગુપ્તિ ધરી સંયમને, દીપાવીશ હું દીપાવીશ હું,
નીજ સિંહાસન બેઠા નૃપવર શુ સુંદર ભાવના ભાવે છે ? ૫

કેઈ ભવ્ય જનો ભવજલ તરતા, શિવપુરીને વેગે વરતા,
તવ ધ્યાન શુક્લ વરતા વરતા, ગુણશ્રેણી ચઢી કેવળ વરતા ૬

થયુ પુત્રને કેવળજ્ઞાન સુણી, ત્યા હરિસિંહ રાજા આવી ચઢ્યો,
જાણી ભોળ પ્રિયાના મનમા પણ, ઉલ્લાસ ન ચો C જ્ઞાન વર્યો ૭

ચઢી ભાવના ભાગ રસે ભોળે ત્યા કેવળજ્ઞાન વરે સારે,
વ્યવહારી સુવન મન ચિંતવતો, નવિ કેવળજ્ઞાન વયા સારે, ૮

## ઢાળ સાતમી

(ચાલ—આયા તુમ દરબાર પ્રભુ તીર જાનેકે લિયે)

ચન્દ્રુન્મગ વઢી મુનિવરના પૂછે હરિસિંહ રાય,
કિણ કારણ છે એનો અધિક મુજ દર્શાવો ગુરુરાય
કેવળી ભાખે ચંપાપુરીમા, પૂર્વભવ જયરાય
પ્રિયા પ્રિયમતિ નામે ને વળી, કુસુમાયુધ સુત થાય,
નૃપતિ સુનૃ સંયમ પાળી ઉપન્યા વિજય વિમાન ૧

વિજય વિમાને સુખ અનુત્તર, ભોગવી સુર ચવિયા,
ઉભય થયા તમે રાજા રાણી, પુણ્યતણા દરિયા;
કુસુમાયુધ ચ્યવી પુત્ર તમારો, નામે પૃથ્વીચંદ્ર. ૨

શ્રવણ કરી પૂરવ ભવ વર્ણન, જ્ઞાન અનેરું થાય,
ભાવના રંગે ચઢતા બેઉ જણ, કેવલનાણી થાય;
સુધન પૂછે છે ગુણસાગરને, તુમશું પ્રીતિ કેમ? ૩

જ્ઞાની ભાખે પૂરવભવનો, નંદન એ મુજ થાય,
અમ બેઉની એ આઠાઠે, પ્રિયા ત્યાં પણ થાય;
સમ પરિણામી સંયમ પાળી, સુર અનુત્તર માંય. ૪

તે નીસુણી સુધન વ્રત લેતો, લેતા બહુ નરનાર,
કેવળી પૃથ્વીચંદ્ર વિચરતા, પૃથ્વીતલ સુખકાર;
એવા ગુણીજનના ગુણ ગાતાં, જીવન પાવન થાય. ૫

ઉઠી પ્રભાતે નિત નિત સમરું, દુરિત સવિ દૂર થાય,
કેવી અદભુત જીવનગાથા, ભૂલી નહી ભૂલાય;
પુણ્ય પુરુષનાં જીવન શુણતાં, જિહ્વા પાવન થાય. ૬

સૂરિશેખર શ્રી લબ્ધિસૂરીશ્વર, ગીતારથ કવિરાય,
પટ્ટપ્રદીપક શાસનદીપક, લક્ષ્મણસૂરીશ્વર રાય,
તસ શિશુ કીર્તિસૂરી ગુણ ગાવે, ઉતરવા ભવપાર. ૭

દોય સહસ અગ્યારની સાલે, નિપાણી ચઉમાસ,
ગુંથી ગુણ-પુષ્પોની માળા, કંઠ ઠવું ઉલ્લાસ;
ભવિજન ગાવે ધ્યાવે ભાવે, વર્તે મંગળમાળ. ૮

❋

## ૧૪ :

# શ્રી પૃથ્વીચંદ્ર ગુણસાગર

શ્રી ઋષભદેવ ભગવાનના પાદપદ્મથી પુનિત બનેલી અયોધ્યા નામ સાર્થક કરતી અયોધ્યાપુરી—દાન, માન, ગીતનૃત્ય અને સત્કૃત્યથી સ્વર્ગપુરીને મ્હાત કરે તેવી હતી આ અયોધ્યા નગરીમા હરિસિંહ રાજાનુ શાસન ચાલતુ હતુ તે શૂરવીર, દાનવીર ધીર અને ગંભીર હતો, સેવકોની ઇચ્છા પૂર્ણ કરવામા સાક્ષાત્ કલ્પવૃક્ષ સમો અને યાચકોના મનોરથ પૂર્ણ કરવામા સાક્ષાત્ કુબેરના જેવો હતો તેની નેત્રરૂપી પદ્મથી પરાભૂત એવી પદ્માના જેવી પદ્માવતી નામની પટ્ટરાણી હતી

દેવલોકમા ઇન્દ્ર જેમ પોતાની ઇન્દ્રાણીઓ સાથે યથેચ્છ વૈભવવિલાસમા આસક્ત બની આનંદપ્રમોદમા પોતાના દિવસો વ્યતીત કરે છે તેમ આ યુગલ પણ અનેરા આનંદસાગરમા મહાલતુ હતુ

કેટલોક કાળ નિર્ગમન થતા તેમને એક પુત્રની પ્રાપ્તિ થઇ જેનુ નામ પૃથ્વીચંદ્ર રાખવામા આવ્યુ

પૃથ્વીચંદ્ર તો એક અસાધારણ ગુણ સંપન્ન આત્મા હતો સર્વાર્થસિદ્ધ નામના વિમાનના દિવ્ય સુખોને ભોગવીને અહીં જન્મ લીધો હતો જ્યારે આ પુત્ર ગર્ભમા આવ્યો ત્યારે તેની જનનીએ સ્વપ્નમા એક મહાન વિમાન જોયુ



નામ સુધન છે તેહનું, પેખ્યાં કૌતુક રંગ;
ક્યાં ક્યાં કેવાં કૌતુક જોયાં, પૂછે નૃપતિ ઉમંગ.



'માતપિતાના આગ્રહવશ થઈ, રાજ્યધુરાને ધારું છું;
પણ ક્યારે હું અણગાર બનું' એમ પૃથ્વીચંદ્ર વિચારે છે

કોઇની સાથે આલાપ સંલાપ કરતો નથી. પ્રીતિ સ્નેહ દર્શાવતો નથી અને આમ અતડો રહે છે? સુનમુન રહેવાનું શુ કારણ? આપણે ત્યા શી કમીના છે?

પુત્ર વ્યવહાર-કાર્યોમા ગુંથાય અને રસમય જીવન જીવે એ માટે તેમણે લગ્ન સંબધ જોડવાનો વિચાર કર્યો. કુમાર જો લગ્ન ગ્રથીથી જોડાશે તો એની આ સૂનમૂનતા. એકાકીપણું અને અતડાપણું આપોઆપ ટળી જશે. આમ નિર્ણય કરી માતાપિતાએ પુત્રને લગ્નની વાત કરી. પુત્રે કહ્યુ કે મારે લગ્ન કરવા નથી. ભોગ એ રોગનું ઘર છે જન્મ જન્મમા ભોગ ભોગવવા છતા ય તેમા તૃપ્તિ થતી નથી. આત્માને નવું ને નવુ લાગે છે. ખરેખર! તે ઝાઝવાના નીર જેવા કાલ્પનિક અને તુચ્છ છે. તેના પ્રતાપે આત્મા હજારો વર્ષો સુધી નારકીના ઘોર દુઃખો વહોરી લે છે, માટે એવા લગ્નથી સર્યું.

છતા ય માતાપિતાએ મોહવશ પુત્રના લગ્નની તૈયારી કરી અને તે માટે જયપુરના રાજા વિજયદેવની આઠ કન્યાઓની માગણી કરી. અને તેમણે પણ એ માગણીનો સ્વીકાર કર્યો, તેમજ બીજા એક પૃથ્વીપતિની કનકવતી આદિ આઠ કન્યાઓ પણ વિવિધ વાહન આદિ સામગ્રી સાથે ત્યા આવી પહોચી

રાજાને ત્યા લગ્નનો ઉત્સવ ઉજવાય પછી પૂછવુ શું? સમસ્ત નગર આનંદ સાગરમા મગ્ન બન્યુ. કુમારને સોળ કન્યાઓ સાથે પાણી ગ્રહણ કરાવવામા આવ્યું.

આ બધુ મોહનુ તાડવ નિહાળી પૃથ્વીચદ્ર વિચારે છે 'અહાહા ! મોહની લીલા કેવી અજબ છે ! તેને માટે મહા પુરુષોએ કહ્યું છે કે—

સવ્વ વિલવીય ગીય,
નદ્ર નટ્ટ વિડબણા ।
સવ્વે આભરણા ભાર,
સવ્વે કામા દુહાવહા ।।

આ મીઠા, મધુર, મનમોહક ગીતો એ ગીતો નથી પણ વિલાપ છે વિવિધ નૃત્ય એ તો આત્માની એક જાતની વિડબના છે શરીરને શણગારના આ આભરણ અને અલકારો ખરખર ભારભૂત છે અને આ કામ-ભોગની મદન સામગ્રી આપદ-વિપદ સમી છે આમ વૈરાગ્ય રગથી રગાયલા પૃથ્વીચદ્ર અગમનિગમ વિચારમા ચઢે છે બીજી બાજુ સોળે સુદરીઓ ગણ ાાર સજી પોતાના પ્રાણપ્યારા પ્રિય તમને પ્રેમરસથી તરબોળ કરવા અનેક ઉપાયો અજમાવ છે

પૃથ્વીચદ્રકુમાર સિહાસન ઉપર બેઠા છે, ત્યા મોહનુ અદ્ભુત નાટક શરૂ થાય છે અપ્સરાના રૂપને નમાવ તેવી રૂપાળી મનોહર યોગ યુવતીઓએ અનેકના અનકારો અને શણગાર સજ્યા છે પ્રાણનાથને પ્રસન્ન કરવા ની પ્રયત્ન કરી રહી છે, પરતુ તેમનો એ પ્રયત્ન નિષ્ફળ નીવડે છે

પૃથ્વીચદ્રકુમાર આત્મધ્યાનના મગ્ન છે, ઉદાસીન ભાવમા આરૂઢ થયા છે ભજવાતા વિરાગી મહાત્માઓ પાછ ના ની ધ્યાનમા ખાખ થઈ ગયા નાભળ્યા , ત્યા કુમાર ની

વિસાતમાં ? રાગની ભડભડતી આગ જ્યાં ભભૂકી રહી હોય ત્યા વિરાગના તૃણને ભસ્મ થતા શી વાર !

રંગરાગથી ભભકતો ભવ્ય રાજમહેલ. યુવાનીનો ઉન્માદ પ્રણયરસ ભરપૂર વાતાવરણ. સંગીતની રમઝટ. આંખને આંજી દે તેવા મનમોહક દૃશ્યો, સુવાસથી મઘમઘતા ને તાજગી-ભર્યા સાધનો અને હૈયાના તારને હલાવી મૂકે તેવું અદ્ભૂત સૌંદર્ય ! આવા રંગ રાગના જ્વલંત વાતાવરણમા પણ અણનમ રહેવુ વિરાગને ટકાવવો એ તો સિંહના મુખમા હાથ નાખવા બરાબર કઠિન અને કપરૂં કાર્ય છે.

વિષયભોગના પિપાસુ આત્માઓ વિષયભોગ માટે જ્યા ત્યા વલખા મારે છે. આમ તેમ ભમે છે અને આર્તધ્યાનમા પાગલની જેમ પડી રહે છે. દારૂપાન કરનારની જે દશા થાય છે, તેથી પણ બૂરી દશા વિષયાસક્ત આત્માઓની જોવામા આવે છે. કહ્યુ છે કે :

ભિક્ષાશનં તદપિ નીરસમેકવાર.
શય્યા ચ ભૂ પરિજનો નિજદેહમાત્રં ।
વસ્ત્રં ચ જીર્ણં શતખંડમયી ચ કન્થા.
હા ! હા ! તથાપિ વિષયા ન પરિત્યજન્તિ ॥

ભોજન નીરસ અને એકવાર અને તે પણ ભીખ માગીને કરે છે. અને રહેવા સૂવા માટે મકાન તો શું પણ તૂટી ફૂટી ઝુપડીનુ પણ ઠેકાણું નથી ! પહેરવા માટે સુદર વસ્ત્રો તો દૂર રહ્યા, પણ ગાભાના ફાટયા તૂટયા વસ્ત્રો પણ પૂરા અંગને ઢાકવા નથી આવી સ્થિતિમા પણ આત્મા વિષય-ભોગને છોડી શકતો નથી એ કેટલુ આશ્ચર્યજનક છે !

પુત્રની ઇચ્છા ન હોવા છતાં પિતાએ દૃઢ આગ્રહ કરી પુત્રને રાજગાદી અર્પણ કરી. પૃથ્વીચંદ્ર રાજા બન્યા. પરંતુ જેમ કમળ કીચડમા પેદા થાય, પાણીમાં વધે અને બનેને ત્યજી ઉપર આવીને રહે, તેમ કુમાર પણ જળમા-કમળની જેમ નિર્લેપ રહે છે. એને કોઇ વસ્તુ લોભાવી શકતી નથી. અમૃતને ઢોળીને વિષયપાન કોણ કરે? રત્નોની ખાણમાથી કાકરા કોણ ભરે? આ માનવભવ રત્નની ખાણ છે. એમા વિષયના કાકરા ભરવાના ન હોય! આત્માને અધ્યાત્મ રગે રગી નિજગુણને વિકસાવવાના હોય!

પૃથ્વીચંદ્રકુમારનાં રાજ્યારોહણ પછી સમસ્ત પ્રજા ધર્મકર્મમાં રત બનવા લાગી. આ નૂતન રાજવીએ અમારી પડહ વગડાવ્યો તથા પ્રજાને કર મુક્ત કરી બીજાં કષ્ટો પણ દૂર કર્યાં. એટલે પ્રજાજનો પણ ભારે સતુષ્ટ બન્યા. સાત વ્યસનને દેશવટો આપવામા આવ્યો. વિકથાઓને વર્જી ધર્મકથામય વાતાવરણ સર્વત્ર ફેલાયુ 'યથા રાજા તથા પ્રજા' એ ઉક્તિ ચરિતાર્થ થઇ.

રાજા પ્રજા સૌ આનંદમગ્ન બન્યા. મહારાજા વૈરાગ્ય ભાવના ભાવે છે, અલિપ્ત અને નિર્લેપ થઈ રાજ્યની ધુરાને વહન કરે છે અને ક્યારે સદગુરુનો સયોગ મળે અને તેની સાનિધ્યમા આત્મકલ્યાણ કરું, એવી ભાવના ભાવી રહ્યા છે.

રાજસભા ભરાઈ છે, મહારાજા સિહાસન પર બિરાજ્યા છે ત્યાં દ્વારપાળે વિનતિ કરી; 'પ્રભો! દૂર દેશથી સુધન નામનો વ્યાપારી આપના દર્શન માટે ઉત્સુક છે, આપની

આજ્ઞાની જ વાર છે' રાજાએ હુકમ કર્યો 'એને આવવા દ્યો' સુવન રાજસભામા પ્રવેશ કરે છે, રાજાને પ્રણામ કરે છે રાજા તેને પૂછે છે 'કેમ શેઠ? કઈ નવીન છે?' ત્યારે વ્યાપારી સુધન જણાવે છે કે 'રાજન! આ જગતમા અનેક કૌતુકો મે જોયા છે પણ ન દીઠુ, ન સાભળ્યુ ભારે કૌતુક મે નજરે જોયુ છે મહારાજ! શુ વર્ણન કરૂ! કૌતુક તો મે ઘણા ય જોયા, પણ આ તો ભારે આશ્ચર્યની વાત છે યાદ આવે છે અને રૂવાડા ખડા થાય છે' સુધનની વાત કર્ણગોચર કરી રાજા અને પ્રજા સૌ વિસ્મય પામ્યા, સૌની ઉત્કંઠા વધી પડી અને સુવનની સામે નિર્નિમેષ દૃષ્ટિથી સૌ આતુર બનીને આલોકવા લાગ્યા

સુવન બનેલી હકીકત અને કૌતુકનુ વર્ણન કરતા જણાવે છે મહારાજ! કુરુદેશના વિભૂષણ સમી ઋદ્ધિ સિદ્ધિથી છલોછલ ભરેલી હસ્તિનાપુર નામની નગરીથી હુ અહીં આવી રહ્યો છુ ત્યા રત્નસચય નામના મહાન વમાત્મા શ્રેષ્ઠી રહે છે તેમને લક્ષ્મીના અવતાર સમી સુમગલા નામની સ્ત્રી છે તેમને ત્યા પુણ્યનિધાન એવા એક પુત્રનો જન્મ થયો, જેનુ નામ ગુણસાગર પાડવામા આવ્યુ ખરેખર! તે ગુણનો સાગર હતો

તેની માતાએ સ્વપ્નમા એક શ્રેષ્ઠ સાગરનુ પાન કર્યુ તેથી તેને અનુરૂપ એવુ ગુણસાગર એવુ નામ પાડવામા આવ્યુ ખરેખર એ ગુણનો સાગર જ છે લાલન પાલન કરાતો એ મોટો થયો, અને એણે સુનાનીમા પગરણ માડ્યા

જેમ અલંકારથી શરીર શોભી ઉઠે. તેમ એ અવનવી વિદ્યાથી વિભુષિત બન્યો અને પ્રૌઢકળાનો સ્વામી બન્યો.

યુવાની માણસને ઉન્મત્ત બનાવે છે, પરંતુ ગુણસાગરમા એ વિકૃતિ પ્રકૃતિથી જ નહોતી. જેમ કમળ પાણીથી ન લેપાય તેમ આ સ્ત્રીઓના હાવ. ભાવ, કટાક્ષ અને વિભ્રમથી જરા ય લેપાયો ન હતો. એ સસ્કારી અને આધ્યાત્મપ્રિય હતો.

તે જ નગરમા એક મહાન શ્રીમંત રહેતો હતો. ઋદ્ધિ-સિદ્ધિ તો તેના પગમાં આળોટતી હતી. તેમને આઠ કન્યાઓ હતી જાણે સ્વર્ગપુરીની પરીઓ જોઇ લ્યો ! તે કન્યાઓએ એક વખત રાજમાર્ગથી પસાર થતા ગુણસાગરને જોયો અને તેના રૂપમા સૌ મુગ્ધ બની કુમાર જેમ ગુણસપન્ન હતો, તેમ રૂપસપન્ન પણ હતો. આવા સૌભાગ્યશાળી કુમારને નિહાળી તેઓ કામાતુર બની જાણે મદને બાણ માર્યું હોય તેમ તેમના હૃદય કામબાણથી વીંધાઈ ગયા. સૌ આકુળ-વ્યાકુળ બની અને એમણે મનથી નિશ્ચય કર્યો કે આપણે આની સાથે જ લગ્ન કરવા એ વાત જાણી માતપિતાને ઘણી ખુશી થઇ કે કુમારિકાઓનો રાગ યોગ્ય સ્થાને છે. કન્યાઓના માતપિતાએ રત્નસચય શેઠને વાત કરી. રત્નસંચય શેઠ પણ તેમની વાત શ્રવણ કરી પ્રસન્ન થયા કે દૂધ અને સાકરની જેમ બન્નેનો યોગ યોગ્ય છે.

રત્નસચય શેઠે માગણીનો સ્વીકાર કર્યો. આમ આઠ

કન્યા સાથે ગુણસાગરના વિવાહ કરવામાં આવ્યા અને પાન બીડા આપવામાં આવ્યા

કુમાર ગુણસાગર રાજમહેલના ઝરૂખામાં ઉભો ઉભો ચારે કોર નજર ફેરવે છે આમ દ્રષ્ટિપાત કરતા કુમારે એક શ્વેત વસ્ત્રવાળા સાધુ મુનિરાજને જોયા અને તેનુ ચિત્ત વિચાર વમળમાં પડ્યુ તે ઉહાપોહ કરવા લાગ્યો અને તે જ ક્ષણે તેને જાતિસ્મરણ જ્ઞાન ઉત્પન્ન થયુ આમ પૂર્વભવનુ જ્ઞાન થતા જ હાથમાં રહેલા આમળા જેમ સ્પષ્ટ દેખાય તેમ તે પોતાના પૂર્વભવને નિહાળવા લાગ્યો અને તે જ વખતે તેને મૂર્છા આવી અકસ્માત પુત્રની આ સ્થિતિ નિહાળી માતાપિતા ભારે વિષાદમાં પડ્યા ચંદનનો લેપ કરવામાં આવ્યો, શીતળ જળના છાંટણા નાખવામાં આવ્યા અને સેવકો પંખાથી પવન નાખવા લાગ્યા થોડીવારમાં ચેતના આવી પિતાએ પૂછ્યુ 'કેમ? પુત્ર! શુ થયુ? તારૂ ચિત્ત શુ નથી બીજે ચોટ્યુ છે? શુ થયુ તે તુ જણાવી દે, અમે તારા સર્વ મનોરથ પૂર્ણ કરવા તૈયાર છીએ તારી જે ઇચ્છા હોય તે તુ સત્વર જણાવ'

ત્યારે ગુણસાગરે જણાવ્યુ 'પિતાજી, મારી કોઈ જ ઇચ્છા નથી અને કોઈની આવશ્યકતા નથી મારૂ ચિત્ત ત્યાગ તરફ આકર્ષાયુ છે ભોગો તો જન્મ જન્મમાં ભોગવ્યા છે છતા તૃપ્તિ થઈ નથી પૂર્વભવે હુ દેવ હતો ત્યા પણ એ બધી સામગ્રી મળી હતી પણ ત્યા આત્માની પૂર્તિ ન થઈ તો આ નાનકડા જીવનમાં ક્યા થવાની છે? મારા

ચિત્તને હવે દેવભોગો કે મનુષ્યના ભોગો કોઇ પણ રીતે ડોલાવી શકે તેમ નથી. મારી ઇચ્છા સંસારનાં બંધનોને ફગાવી. ચારિત્ર ગ્રહણ કરવાની છે, માટે આપ મને આજ્ઞા આપો. પૂર્વભવમાં પણ મેં ચારિત્રનું પાલન કર્યું છે. એકવાર જેણે આ અધ્યાત્મરસનું પાન કર્યું છે. તેને જ તે પુનઃ પાન કરવાની અભિલાષા પ્રગટે છે. મારી એકેક ક્ષણ પણ મોંઘેરી વીતી રહી છે. આપ વિલંબ ન કરો.'

પુત્રની આ વાત સાંભળતાં પિતાએ પ્રત્યુત્તર આપ્યો કે 'પુત્ર! તરુણવય એ ભોગને યોગ્ય વય છે. એટલે હમણાં લગ્ન કરી લે પછી તું દીક્ષા લઇ શકે છે!'

પિતાની વાત સાંભળી ગુણસાગરે જવાબ આપ્યો: 'પિતાજી! ધર્મથી જે સુખની પ્રાપ્તિ થાય છે તે કામ ભોગથી થતી નથી. પરમાનન્દનો આસ્વાદ જેણે ચાખ્યો નથી, તેઓ જ '**विषय एव रमणीयः**' વિષયને જ રમણીય, સુંદર અને મનોહર માને છે. જેણે ઘી કદી જોયું નથી. તે જ તેલના ગુણ ગાય છે. જેણે ઘેબર ખાધા નથી, તે જ ઘેંસને બહુ ઉંચું ભોજન માને છે. પણ મેં તો આનો સ્વાદ ચાખેલો છે. એટલે આ બધી વસ્તુ મને તુચ્છ લાગે છે. નિસાર લાગે છે, માટે આપ જલ્દી મને પ્રવ્રજ્યાની અનુમતિ આપો.

પિતાજી સમજી ગયા કે પુત્ર દૃઢ નિશ્ચયી છે. વૈરાગી છે, ગમે તેટલા લોભામણા સાધનો પણ એને લોભાવી શકવાના નથી, ત્યારબાદ ગુણસાગરની માતા આંખમા આંસુ

મારતી ગદ્ ગદ્ સ્વરે ઉચ્ચારે છે 'બેટા ! પાકેલા ફળની જેમ મારુ હૃદય તારા વગર ફાટી જશે અને મારા પ્રાણ ચાલ્યા જશે, માટે મારા મનના કોડ તુ પૂર્ણ કર ' આમ ઘણો જ આલાપ-સ લાપ થાય છે પુત્રને પોતાના નિશ્ચયમા અડગ જાણી છેલ્લે માતાએ પ્રાર્થના કરી કે તારા લગ્ન કરીને તારી નવવધૂઓના મુખ મને જોવા દે, પછી ભલે તુ દીક્ષા લેજે ' બસ આટલી ઇચ્છા તુ પૂર્ણ કર

માતા તારા કહેવાથી હુ લગ્ન કરૂ પણ લગ્ન કર્યા પછી સ્ત્રીઓ કહેશે કે દીક્ષા લેવી હતી, તો લગ્ન શા માટે કર્યા ? માટે તેમને સ્પષ્ટ હકીકત જણાવી દો કે અમારો પુત્ર લગ્ન કર્યા પછી બીજે જ દિવસે દીક્ષા લેશે કોઇને અ ધારામા રાખવાની જરૂર નથી

આમ આઠે કન્યાના માતાપિતાને એ વાતથી વાકેફ કરવામા આવ્યા કે અમારો પુત્ર લગ્નના બીજે જ દિવસે દીક્ષા ગ્રહણ કરશે તમારી ઇચ્છા હોય તો લગ્નનુ કહેણ સ્વીકારો આ સાભળી આઠે કન્યાના મા-બાપ વિચારમા પડયા ચિંતા સાગરમા ડૂબી ગયા જો દીક્ષા જ લેવાના હોય તો પછી વિવાહ કરવાનો કોઇ મર્મ નથી, છતા પુત્રી ઓને પૂછી જોઇએ પુત્રીઓને પૂછતા તેમણે જણાવ્યુ કે 'પિતાજી ! અમારા નાથ જે કરશે તે અમને સ મત છે, પરતુ અમારા લગ્ન તો તેમની સાથે જ થશે ભલે તેઓ દીક્ષા લે અમે પણ પતિના માર્ગે સચરશુ પતિ અમારા દેવ છે એમની પાછળ ચાલવુ એ જ અમારી ફરજ છે પુત્રીઓના માબાપે વિચાર્યુ કે પુત્રીઓ જ્યારે

વિવાહ કરવા તૈયાર છે, તો બીજો વિચાર કરવાની જરૂર નથી, તેમણે આ નિર્ણય ગુણસાગરના માતા-પિતાને જણાવી દીધો. લગ્ન-મહોત્સવની તડામાર તૈયારીઓ થઇ. ભેરીભૂંગળ વાગવા લાગ્યા. શરણાઇના સૂર સંભળાવા લાગ્યા આઠે કન્યાઓ હર્ષના હિલોળે ચઢી.

વરરાજા ગુણસાગર ઘોડે ચઢયા છે, વિવિધ વાજીંત્રો વાગી રહ્યા છે. અગણિત માનવમહેરામણ ઉભરાયો છે. શું ઠાઠ, શું ઉત્સાહ ! શુ વરઘોડો ! તરહતરહની લોકવાયકા ચાલે છે.

ગુણસાગરનો વરઘોડો આગળ વધે છે, તેમ તેની ભાવના પણ આગળ વધી રહી છે તે ધર્મધ્યાનની શુભ શ્રેણીમાં ચઢી રહ્યા છે, લગ્નના વરઘોડે પણ અધ્યાત્મરસથી તરબોળ બની ગયો છે. જોતજોતામાં વરઘોડો માંડવા આગળ આવી પહોંચ્યો. તોરણ દ્વારે વરરાજા ઉભા છે. પોંખી લેવાની તૈયારી છે.

આઠે કન્યાઓએ અવનવા શણગાર સજ્યા છે અને ભારે ધામધૂમ મચી છે

એક બાજુ ધવલમંગળ ગીતોની રમઝટ જામી છે. બીજી બાજુ મધુર અને મંજુલ વાદ્યધ્વનિ થઇ રહ્યો છે મોટા મોટા ભટજી વરને મંગળ આશીર્વાદ આપી રહ્યા છે અને હર્ષના આવેશનાં જાણે સિંહનાદ થતો હોય તેમ ઉંચેથી મંગળ ધ્વની કરે છે. આ અવસરે ગુણસાગર વર તમામ વિવાહ સામગ્રીને તત્ત્વવૃત્તિથી વિચારે છે.

અહો! આ પરસ્પર વેવાઈઓ–વેવાહિકા કહેવાય છે, તે બરાબર છે વે એટલે નિશ્ચય કરીને વાહનાત્–એટલે વહન કરાવે છે, મતલબ કે સંસાર સમુદ્રમાં પાડનાર હોવાથી ખરેખર તેઓ વૈવાહિક કહેવાય છે

અને આ બાજોઠીની પરસ્પર ફેરબદલી કરવામાં આવે છે તેથી હવે પુણ્યનું પાપમાં સારેપણ થાય છે અને આ રાફોરાને ફોડવાથી આજથી ધર્મરૂપ ભગરા ભગ્ન થાય છે, અને હવે અધર્મની શરૂઆત થવાની રગી માળા ખેંચે છે એટલે વાસ્તવમાં અપરાધ કરનારનું અપમાન કરવામાં આવે છે બાણથી પોંખવામાં આવે છે, તે એમ સૂચવે છે કે હવે જીવહિંસા અને આરંભ સમારંભ વધવાનો બીજા પોંખણામાં મુશળ હોય છે તે એમ જણાવે છે કે હવે ભારે આરંભથી જીવોની હિંસા થવાની અને સુગનું–ત્રાંબડીનું પોંખણું એ બતાવે છે કે અત્યારથી જ તમારા ઉપર ભાર લાદવામાં આવે છે

કર્મરૂપી સૂતરને હવે કાંતવાનું છે આ ચારે પોંખણાનો આ યાત્મિક વિચાર કર્યા પછી માયરામાં પ્રવેશ થાય છે બરોબર! આ માયરું નહિ પણ માયાનું છે, એ વાત ખોટી નથી અને ચોરીમાં ચાર ફેરા ફરવામાં આવે છે તે તે ચાર ગતિમાં ભ્રમણ ચાલુ જ રહેશે એમ કહી આપે છે અને રાત્રીના સમયે એક બીજાના મુખનો એઠો કંસાર ખાવામાં આવે છે તે તો લજ્જાસ્પદ અને આચારભ્રષ્ટતા દર્શાવે છે કોરા વસ્ત્ર પહેરવાથી આજથી જ પવિત્રતા હવે દૂર ગઈ

આમ અલૌકિક વિચારતરંગો ઉછળી રહ્યા છે, અને તે સંવેગ રસના રંગમાં ઝીલી રહ્યા છે.

ભટ્ટ મહારાજ 'પુણ્યાહં પુણ્યાહં' આજનો દિવસ પવિત્ર છે, પવિત્ર છે. 'સાવધાન' એમ ઉચ્ચ સ્વરે બોલે છે. તે પણ સત્ય જ છે. આટલા દિવસ તો પુણ્યના જ હતા. હવે લગ્નની શરૂઆત પછી પાપના દિવસોની શરૂઆત થઇ રહી છે. માટે ભટજી કહે છે: 'સાવધાન! સાવધાન! સાવધ રહો. સાવધ રહો! અને અહીંથી ભાગી જાવ. આમ કહેવા છતાં આ સંસારી આત્માઓ, મહામોહી આત્માઓ આના અર્થને સમજતા નથી ખરેખર અજ્ઞાન છે. 'अज्ञानं खलु कष्टम् ॥ વિચારધારા આગળ વધે છે કે હવે તો હું સંયમ લઈ ને પાપ કર્મને દૂર કરીશ, તપ જપમાં તલ્લીન બની પાપમળને પખાળીશ. એમ સંવેગરંગની ઊંચી ભાવનામાં ચઢે છે, ક્ષપકશ્રેણિ પર અરોહણ કરે છે. ભાવનાના તારે ઘાતિ કર્મના તારો તોડી નાંખે છે. તે જ ક્ષણે ચોરીમાં બેઠેલા ગુણસાગરને કેવલજ્ઞાન ઉત્પન્ન થાય છે. કેવલજ્ઞાનનો મહોત્સવ ઉજવવા માટે દેવલોકમાંથી દેવો ને દેવેન્દ્રો ઉતરી આવે છે. લોકોમાં ભારે આશ્ચર્ય ફેલાય છે. અહો! કુમાર કેટલો પુણ્યશાળી છે કે દેવો પણ તેના વિવાહ-મહોત્સવમાં ઉતરી આવે છે.

નગરજનો પોતાના કાર્યો પડતાં મૂકી લગ્નની ધામધૂમ નિરખવા એકત્રિત થયા છે. વરવધૂના સૌંદર્યને નિહાળી સૌ મુક્ત કંઠે પ્રશંસાના પુષ્પોને વેરી રહ્યા છે. લોકો તરહ તરહની વાતો કરે છે. આવી રૂપાળી સ્ત્રીઓને ત્યજીને આ

આવતી કાલે તો દીક્ષા લેવાનો છે ખરેખર! આ મહા છે ત્યારે બીજી કહે છે એના જેવો ધન્યવાદને પાત્ર બીજો કોણ હોઇ શકે? આવી નવયુવાવસ્થામા આવી રમણીય કામિનીઓને છોડીને દીક્ષા લે છે બલિહારી છે એની''

કેટલીક સ્ત્રીઓ કહે છે મા સ્ત્રીઓ મહા છે લાગણ કે જે કાલે દીક્ષા લેવાનો છે તેની સાથે લગ્ન કરે તેથી શુ લાભ? શુ સોનાની છરી લઇ પેટમા ભોકાય?' ત્યારે બીજી બોલી ઉઠે છે કે 'આ સ્ત્રીઓ પણ કેટલી યોગ્ય અને ઉત્તમ છે કે પોતાનો પતિ દીક્ષા લેવાનો છે, છતા ય બીજાને ચાહતી નથી એ જ એમની ઉત્તમતા છે'

આ તરફ ગુણમાર વરની વાત, દાત ધીર અને ગભીર મુખમુદ્રા નિહાળી માર્ગે ય કાતાઓ વિચારે છે કે ધન્ય છે પતિદેવને કે જેઓ સમતારસમા લીન બન્યા છે આવા મહાન આત્મા શુ આ રાગમા લેપાય ખરા! ખરેખર આપણે પણ ભાગ્યશાળી છીએ કે આવો ઉત્તમ મુક્તિગામી ભર્તાર આપણને મળ્યો આપણે પણ પતિ જે માર્ગે જશે તે જ માર્ગે અનુસરી સ્વાર્થ કરીશુ અને જરૂર મુક્તિપદને મેળવીશુ સર્વ બાઓ ભાવનારસમા ચઢે છે અધ્યાત્મ શિખર ઉપર આરૂઢ થાય છે ભાવનાના બળે ઘાતિકર્મના ચૂરા કરી નાખે છે અને યોગીના ને નારીમા સઘળી સ્ત્રીઓ કેવળજ્ઞાન પામે છે આકાશમા દેવદુન્દુભિ વાગે છે નગરીમા જય જય અને પ્રશસાના પુરાની વૃદ્ધિ થાય છે, દેવતાઓ કેવળજ્ઞાનના મહિમાને ઉજવવા માટે આવ્યા

ગણુથી ઉતરી આવે છે. લોકો તો મોંમાં આંગળાં નાંખવા મંડયા અને બોલવા લાગ્યા કે લગ્ન મંડપમાં અરે! મહા-મોહના સામ્રાજ્યમાં કેવળજ્ઞાન? ધન્ય છે ધન્ય છે! એમ સૌ સ્હેજે બોલી ઉઠે છે. વાત વાયુવેગે નગરમાં પ્રસરે છે. ત્યાંનો રાજા પણ આવી પહોંચે છે અને ત્રણ પ્રદક્ષિણા આપી કેવળજ્ઞાની પરમાત્માને વંદન કરે છે.

આ બધી હકીકત–પૃથ્વીચંદ્ર પૃથ્વીપતિની રાજસભામાં સુધન વ્યાપારી સંભળાવી રહ્યો છે અને આગળ જણાવે છે કે હું પણ વ્યાપારાર્થે પ્રયાણ કરી રહ્યો હતો. પણ મેં આ વાત સાભળી એટલે ત્યાંથી હું પાછો ફર્યો અને નજરોનજર આ અદભૂત દૃશ્ય નિહાળ્યુ, તેથી મારાં રૂવાં ખડાં થઇ ગયાં. હું મનમા વિચાર કરતો હતો કે શું આ કૌતુક છે કે સત્ય છે? તેટલામાં મારા મનના ભાવને જાણીને કેવળ-જ્ઞાની ગુણસાગર ભગવાન બોલી ઉઠ્યા કે અરે સુધન? અયો-ધ્યામાં આથી પણ વધારે આશ્ચર્ય તને જોવા મળશે. તેથી હુ ત્યાથી પ્રયાણ કરી એથી વધુ આશ્ચર્ય જોવા આપની સભામાં આવ્યો છું. આ નગરની નગરચર્યા અને અહીંનો વ્યવહાર જોઈ હુ ઘણો વિસ્મય પામ્યો છુ.

પૃથ્વીચંદ્ર મહારાજા ગુણસાગરના આ અદભૂત વર્ણનને શ્રવણ કરી ભાવના ભાવવા લાગ્યા કે ખરેખર હું જ અભાગી છું એ મહાત્મા મહામોહને જીતી કેવળ લક્ષ્મીને વર્યા પણ હુ કયારે દીક્ષા લઇને સદગુરુની સેવા કરીશ? પર્વત પર ગિરિગુહામા શ્મશાનમા કે શૂન્યાગારમા કાયોત્સર્ગમા

તન્મય બનીને ક્યારે હું સમતા રસનું પાન કરીશ? તેમ જ ક્યારે હું તપ-જપ-ત્યાગમાં એકરસ બની કેવળ લક્ષ્મીને પ્રગટાવીશ? આ રીતે તે આત્મરમણમાં તરબોળ બને છે ભાવનારૂપ પવનના જોરે વનસ્પતિ કર્મોના વૃંદો ચૂર્ણ થઈ જાય છે અને રાજસભામાં સિંહાસન ઉપર પૃથ્વીચંદ્ર નૃપતિને કેવળ જ્ઞાન થાય છે. એવા કેવળજ્ઞાનનો મહિમા ઉજવવા માટે અમરો ત્યાંના આવે છે અને પૃથ્વીચંદ્ર કેવળીને મુનિનો વેશ અર્પણ કરે છે. જનતામાં ભારે કુતુહલ પેદા થાય છે. સૌ હિંમત બની જાય છે. પૃથ્વીચંદ્રના માતા પિતા અને રાણી નારીઓ ત્યાં આવી પહોંચે છે. મહારાજા પશ્ચા ત્તાપ કરે છે કે આવા એક ઉત્તમ પુરુષને મેં જબરજ સ્તીથી સંસારની માયામાં લપટવાનો વિચાર કર્યો! સ્ત્રીઓ પણ પોતાના ભાગ્યની પ્રશંસા કરે છે કે ખરેખર આપણ મહાપુણ્યશાળી કે આપણને આવો ઉત્તમ નર મળ્યો! કેવળી ભગવાન દેશના આપે છે. અનેકોને વૈરાગ્ય થાય છે અને અનેક આત્માઓ વ્રત-નિયમ અંગીકાર કરે છે.

દેશના બાદ પદ્માવતી દેવીએ સવિનય જણાવ્યું કે— પ્રભો! અમે મહત્ ધર્મના ઉપાસક હોવા છતાં તમારા ઉપર આટલો બધો સ્નેહ શાથી? જેથી અમે તમને આવા લતા મતાય કર્યો? આ સાંભળી કેવલી ભગવંત જણાવ્યું કે પૂર્વ ભવે તમે મારા માતાપિતા હતા, તમારું નામ પ્રિયમતી હતું અને એમનું નામ જયભૂપતિ હતું અને હું તમારો કુસુમાયુધ નામનો પુત્ર હતો. પૂર્વભવે પણ ચારિત્રની આરાધના કરવાથી સર્વાર્થસિદ્ધ મહાવિમા

નમાં હું દેવ થયો હતો અને તમે પણ ત્યાં જ ઉત્પન્ન થયા હતા, પૂર્વ ભવના કારણે તમને મારા ઉપર ગાઢ સ્નેહ છે. આમ કેવળી ભગવંતના મુખથી પૂર્વભવનુ વર્ણન સાંભળતા રાજા રાણીને જાતિસ્મરણ જ્ઞાન ઉત્પન્ન થયું. આ બાજુ તમામ સ્ત્રીઓ ઉત્તમ ભાવના ભાવે છે વૈરાગ્યના રંગે ચઢે છે અને ક્ષપક શ્રેણી માંડે છે. તે જ ક્ષણે ચાર ઘાતીકર્મનો ચૂરો કરી નાખે છે અને કેવળજ્ઞાન પ્રાપ્ત કરે છે. આ અલૌકિક ઘટનાથી અયોધ્યા નગરીમા અપૂર્વ આનંદની છોળો ઉછળી. રહી છે.

સુવન સાર્થવાહે ભગવંતને પૂછયું :— હે ભગવન્ ! ગુણસાગર અને તમારા બન્નેનો શું સંબંધ છે ? ત્યારે તેના ઉત્તરમા કેવલી ભગવાને જણાવ્યુ કે–' શંખ અને કલાવતીના ભવથી લઈને એકવીશ ભવનો અમારો સંબંધ છે. કેવલજ્ઞાનીની વાણી શ્રવણ કરી અનેક આત્માઓ સંવેગરંગથી રંગાયા. આ કથા ભાવધર્મની પ્રધાનતા દર્શાવે છે આવા ઉત્તમ પુરૂષોના ચરિત્રો આત્માના ભાવદીપકને પ્રગટાવી કેવલજ્યોતિને પ્રગટાવવા સમર્થ બને છે. આપણે પણ ક્યારે એ ઉત્તમ ભાવના આરૂઢ થઈ આત્માની અનેરી જ્યોતને પ્રગટ કરવા સમર્થ બનીએ, એ અભિલાષા સાથે આ પુણ્યપુરૂષનું જીવન–ચરિત્ર અહીં પૂર્ણ કરીએ છીએ.



# શ્રી આષાઢાચાર્યની સજઝાય

## ઢાળ પહેલી

### દુહા

વાત ઘણી વિસ્તાર છે, કહું ટુંકમાં સાર,
સુણતાં અચરજ નીપજે, સાંભળજો નરનાર ૧

આચારજ મોટા હતા, બહુ શિષ્યતણો પરિવાર,
ભાવે ભણાવે શિષ્યને, જ્ઞાનતણા ભંડાર ૨

નામે આષાઢાભૂતિ વિચરે દેશવિદેશ,
મધુરી દેશના આપીને, ટાળે ભવના કલેશ ૩

એક શિષ્ય ગુરુજી તણો, ખુબ પડ્યો બિમાર,
બચવાની આશા નહિ, દીવા ગણતા ચાર ૪

ચેલાને ગુરુજી કહે, જઈ સ્વર્ગ મોઝાર,
આવીને કહેજે મને, ભૂલતો નહિ લગાર ૫

(ચાલ–છોડ બાબુલકા ઘર)

ચેલા ભૂલતો નહિ, ચેલા ભૂલતો નહિ,
ઝટ આવી જજે–હાં–ઝટ આવી જજે
શિષ્ય તું છે પ્યારા ઘણા મુજને,

સુણ વાત જ એક કહું તુજને;
મને કહી જજે. નહિ તું ભૂલજે-ઝટ. ૧

તને ભણાવીને હુશિયાર કર્યો;
ભવસાગરથી તને પાર કર્યો.
ઢીલ કરતો નહિ વિસરતો નહિ-ઝટ ૨

તેં ચારિત્ર સુંદર પાળ્યું ખરે,
તારી દેવગતિ નિશ્ચય થશે.
દેવગતિમા જઇ દેવી સુખ લહી;
ચેલા ચૂકતો નહિ હો ચેલા ચૂકતો નહિ. ૩

(સ્વર્ગમા ગયા પછી શિષ્ય જ્યારે ભૂલી જાય છે; ત્યારે સૂરિજી બીજા શિષ્યને કહી સભળાવે છે.)

(ચાલ-ગાયે જા ..ગાયે જા .ગાયે જા ..ગાયે જા... )

ભૂલમા ભૂલમા ભૂલમા ચેલા ભૂલમાં ભૂલમા,
ગયો એક ચેલો ભૂલી. તું ના જઇશ ભૂલી.
વિષયોમા ખૂબ ઝુલી. તુ ના જઇશ ભૂલી.
આવીને કહેજે મુજને, ફરીથી કહુ છું તુજને.
ગતિ દેવની લહીને,ભૂલતો નહિ તું મુજને..ભૂલમા.

## ઢાળ બીજી

### દુહો

એક ભૂલ્યો બીજો ભૂલ્યો, ત્રીજો ભૂલી જાય;
ચોથો પણ ભૂલી ગયો, ને સૂરિજી ડગમગ થાય.

( ચાલ—પ્રભુના પગને પગને ચાલ્યા જાય છે નરનાર )

દેવી સુખમા મગ્ન બનીને, સૌએ ભુલી જાય,
ત્યાના વૈભવ નીરખી એતો, ગુરુને ભુલી જાય
રત્નોના વિમાના શોભે, વૈભવનો નહિ પાર,
રાત કદી પડતી નહિ ત્યાતો, જ્યોતિ ઝગમગ થાય દેવી૦ ૧
આખ નહિ મિચાતી કહીએ, માળા નહિ કરમાય,
માખણ જેવી કોમળ ખેતી, સૌરભ અતિ સુહાય દેવી૦ ૨
નાટક એક નીરખતા ત્યા તો વીત વર્ષ હજાર,
નાનાવિધ નાટક ને વાદ્યો વાગે છે મનોહાર દેવી૦ ૩
મન ચિંત્યુ ખરગુ ત્યા હોવે ભોગે ભોગ અપાર
રોગ નહિ જરા તનમા ઉપજે, આનદનો નહિ પાર દેવી૦ ૪

## ઢાળ ત્રીજી

### દુહા

સ્વર્ગ લીધુ ચોથા કને ન ગાવ તે કેમ ?
ગાન્ત્રો નાચ્યા હોય તો આવે ફરીને પ્રેમ
પરલોક ને વળી મોક્ષની, જાણની પાકળ વાત,
તપજપ કરી કાયા દમી, અરે ! થયા હુ ભ્રાત

( ચાલ—એક દિલકે ટુકડે હજાર હુએ )

( એક સરખી પણ ગોતી ગમાય છે )

અક્રિયાવાદી કહે છે અર્તા કઈ નથી, અર્તા કઈ નથી
નથી સ્વર્ગ અને વળી મોક્ષ નથી
નથી પુણ્ય અને વળી પાપ નથી

આટલા દિન ફોગટ ખોયા મેં. અહીં રહેવાથી શું કામ હવે ?
ખાઇપીને મસ્ત રહીશ હવે. હું ભોગવું ભોગવિલાસ હવે.
હું તો ઘરનો રસ્તો લઈશ હવે. નાટક નીરખી હરખીશ હવે.
જીવનનો લ્હાવો લઇશ હવે. અહીં કંઇ નથી, અહીં કંઇ નથી.

## ઢાળ ચોથી

આસન કંપ્યુ દેવનું, તત્ક્ષણ દે ઉપયોગ;
અવધિજ્ઞાને નિરખતા, ગુરૂએ છોડયો જોગ. ૧

યોગ તજી ભોગી બને, કર્યો નહિ વિચાર.
જિનવચન ઉત્થાપતા, ચાલ્યા ફરી સંસાર ૨

જે રસ્તે સૂરિજી જતા નાટક માંડયું ત્યાય,
છ મહિના વીતી ગયા. નાટક જોતાં ત્યાય. ૩

ભૂખ તરસ લાગી નહિ, હૈયે હર્ષ અપાર:
નાટક પૂરો થઇ જતા. સૂરિજી કરે વિહાર. ૪

( ચાલ—આયા તુજ દરબાર પ્રભુ તીર જાનેકે લિયે )

સૂરિવર ચાલ્યા વનમા આવ્યા, જાવ ઘર મોઝાર,
દેવ પરીક્ષા કરવા આવે, દયાતણી તે વાર. સૂ૦

નાના બાળ વિકુર્યાં એણે. જેની મનહર કાય,
કિમતી ઘરેણાં પહેરાવ્યા વળી. સુંદર વસ્ત્ર સજાય
પૃથવી પાણી તેઉ વાઉ, વણ અને ત્રસકાય; સૂ૦ ૧

## ઢાળ પાંચમી

(ચાલ-આગણાએ પ્રભુ આપ પધારો મહાવીર સ્વામી આપ પધારો)

(અથવા-તોરણ આઇ નેમજી ચાલ્યા, રાજુલ રૂવે રે)

સૂરિજી ચાલ્યા આગલ જ્યારે. સામેથી એક આવે;
ગર્ભવતી હતી સાધવી ને સવી. અલંકારો સોહાવે.

સૂરિજી બોલ્યા શાસન કેરો. ઉડ્ડાહ શાને કરાવે?
લાજ મૂકીને તુ શું ભટકે? શાસનને નિંદાવે.

સાધવી વદતી સુણો ગુરુજી. કહું છું એક જ વાત,
પહેલાં પોતાનું આપ સંભાલો. ને પછી કરો પંચાત.

પહેલાં પોતાનું સૌએ તપાસો. પછી દ્યોને ઉપદેશ;
નાના દોષો સૌએ બીજાના. જોતા હર-હમેશ.

ઝોલીમા શું નાખ્યું છે? તે તો, પહેલાં આપ બતાવો.
ઝોલી આટલી ભારે શાની? તે મુજ આપ બતાવો.

સાધવીજીની વાત સુણીને, સૂરિજી ખૂબ શરમાયા,
નીચુ મુખ કરીને સૂરિજી સીધા ત્યાથી સીધાવ્યા.

(નીચેની ચાર લાઇન ચલતીમાં ત્યો અગર ગમે તે રીતે બોલો)

આગલ મોટી ફોજ દેખી. બીજે રસ્તે જાય,
ઝટપટ ઝટપટ ત્યાથી ચાલ્યા. ગભરાયા સૂરિરાય.

પાછા કઇ એ પૂછશે મુજને. તેથી ખૂબ ગભરાય,
તે રસ્તે પણ સૈનિક આવ્યા, જે રસ્તે સૂરિરાય.

હાથી ઘોડા રથ છે એમાં મોગે છે પરિવાર,
નૃપતિ આગળ ચાલે એમાં, પાછળ છે નરનાર

## ઢાળ છઠ્ઠી

### દુહા

પ્રદક્ષિણા ગુરુને દઈ, વંદે સહુ પરિવાર
નૃપતિ હૈયે હરખીયો આજ મંગલ અવતાર

( ચાલ-ભીમપલાસ યા જ્ઞાન કદિ નવિ થાય મૂરખને )

સુગુરુજી આપ પધારો આજ, સુગુરુજી તારો અમોને આજ
મહાભાગ્યે તુમ દર્શન પાયા, જન્મ સફલ મુજ આજ સુ૦
આંગણીએ સુરતરુવર ફલિયો સિધ્યા સઘળા કાજ સુ૦
લળી લળીને વિનતી કરું છું, વરુ વાર હજાર સુ૦
ગચ્છના ધોરી ધર્મધુરંધર શાસનના સિરતાજ સુ૦
મેવા મીઠાઈ મોદક હોરી લાભ આપોને આજ સુ૦
વ્હોરાવ્યા વિણ નહિ જમવાનો નિયમ છે મહારાજ સુ૦
કૃપા કરીને વિનતી સ્વીકારો કરશો નહિ નારાજ સુ૦

## ઢાળ સાતમી

### દુહા

ખપ નથી મુજને લગીર, અતિ બોલ્યા તે વાર,
માનન કરશો નહિ તમે માંડ કરવો છે વિહાર ૧
પગમાં પડું છું આપના નૃપતિ કહે તે વાર,
ગુરુજી ! ગુરુજી ! તારજો, આ જીવન આધાર ૨
મેવા મીઠાઈ સૂઝતા અસૂઝતા છે જળપાન,
નિરાહારની હોરીયો ન લેવો એ ચતાણ ૩

શ્રાવક તો દીઠા ઘણા, પણ કોઇ ન તુમ તોલ:
આટલી હઠ શાને કરો ? સૂરિજી બોલે બોલ. ૪

સુરજ તપે ધરણી તપે. વાગ્યા બાર ને એક.
સમય ઘણો વીત્યો છતાં. કોઇ ન મૂકે ટેક. ૫

ઝોળીમાંથી પાત્રને. કેમ ન કાઢો આપ ?
સાચા છીએ શ્રાવક અમે. તારોને માબાપ. ૬

ખેંચતાણ વધી પડી. પકડે ઝોળી રાય;
સૂરિજી દબાવે જોરથી. પણ ઢાંકયું ન ઢંકાય. ૭

ઘરેણાં ઉછળી પડ્યાં, ઝોળીમાંથી બહાર:
રાજા મનમાં ચમકિયો. સૂરિજી કરે વિચાર. ૮

કર્યું કેવું અધમ કામ. મેં માર્યાં નાનાં બાલ:
ધરતી ફાટી જાય તો. પેસું હું પાતાલ. ૯

ધિક્કાર છે મુજ પાપીને ! ફિટકાર છે શતવાર.
ક્યાં જવું ? કોને કહું ? કુણ મારો આધાર ? ૧૦

જિનમાર્ગને ત્યજી દઇ, કર્યાં ઘણાં મેં પાપ;
શું થશે મ્હારું હવે ? કરતાં પશ્ચાત્તાપ. ૧૧

શોરબકોર મચ્યો ઘણો, રાણી કરે પુકાર,
ઘરેણાં છે મુજ પુત્રનાં, ક્યાં નાંખ્યા કુમાર ? ૧૨

( ચાલ—માનવ દેહ પાપી તું વૃથા નહીં ગુમાવજે )

આંસુડાં રાણી સારતી. પુત્રો હમારા ક્યાં ગયાં ?
હૈયું હમારું બળી રહ્યું. પુત્રના હાલ શા થયા ? ૧

## ઢાળ નવમી

### દુહા

એમ કહીને દેવતા. ત્યાંથી અદૃશ્ય થાય:
શું ઇંદ્રજાલ છે આ બધી. મુનિ મન સંશય થાય. ૧

દેવતણું રૂપ લઇ કર્યો. ઋદ્ધિનો વિસ્તાર:
ધર્મતણું ફલ જાણજો. શંકા નાણો લગાર. ૨

(ચાલ-વીર જિણંદ મેરે દિલમેં બાયા)

ધર્મતણાં ફલ સૂરિજી દેખો. ઋદ્ધિ સિદ્ધિ નાટક પેખો;
શંકા ન લાવો લગાર....સૂરિજી ...શંકા ન લાવો લગાર. ૧

જિનવચનો છે સર્વે સાચા. શ્રદ્ધામાં નહિ બનશો કાચા.
જિનશાસન છે સાર. જગમાં જિનશાસન છે સાર. ૨

શિષ્ય હું ચોથો આપનો ત્યારો,ધર્મ પ્રભાવે જીવ આ મારો.
ઉપન્યો સ્વર્ગ મોઝાર .. સૂરિજી .. ઉપન્યો સ્વર્ગ મોઝાર. ૩

સમકિતમાં દૂષણ નવિ આણો. સ્વર્ગ નરકને સાચા જાણો:
શંકા ન લાવો લગાર સૂરિજી... શંકા ન લાવો લગાર ૪

સમકિતને ગુરુજી દૃઢ કરજો. મિથ્યામતિ દૂરે હરજો;
શંકા ન લાવો લગાર . સૂરિજી ...શંકા ન લાવો લગાર. ૫

ચારિત્ર કેરાં ફલ છે રૂડાં, અંતે પામે મુક્તિ સુખડાં;
શંકા ન લાવો લગાર . સૂરિજી. ..શંકા ન લાવો લગાર ૬

પ્રતિબોધી ગુરુને સુર ચાલ્યો. ચારિત્રે ગુરુએ મન વાળ્યો.
સમકિત નિર્મળ ધાર....સૂરિજી ..સમકિત નિર્મળ ધાર. ૭

અંતમય આતમગુણ સૂરિ કરતા, મુક્તિપુરીમાં ગુરુ સંચરતા
સકલ કર્મ ખપાવે સૂરિજી, સકલ કર્મ ખપાય ૮

આત્મ-કમલ-લબ્ધિ વિકસાવે સૂરિ લક્ષ્મણકીર્તિ ગુણ ગાવે
જિનશાસન જયકાર, સૂરિજી જિનશાસન જયકાર ૯

સંવત દોય હજાર ને આઠની સાલ મોઝાર,
બેંગ્લોર ચાતુર્માસમાં, રચી સુંદર સજ્ઝાય



: ૧૬ :

# શ્રી આષાઢાચાર્ય

જ્ઞાન અને ક્રિયાનો મુખ્ય આધાર શ્રદ્ધા ઉપર છે. શ્રદ્ધાથી ભ્રષ્ટ થતા માણસ સર્વથી ભ્રષ્ટ થાય છે. સીડીનું એક પગથિયું ચૂકી જતા માણસ ક્યાં જઈને અટકશે તે કહી શકાતું નથી, તે ગબડતો ગબડતો નીચે જાય છે. અથડાય છે. ફૂટાય છે અને ખોપરી ને હાડકાનો ચૂરો થાય છે. માટે જ જીવનમાં શ્રદ્ધાની અત્યંત આવશ્યકતા છે.

શ્રદ્ધા-વિશ્વાસ વગર મનુષ્યોનો વ્યવહાર પણ ચાલતો નથી. હજારો અને લાખોની મિલકત વિશ્વાસથી જ મુનિમને સોંપવામાં આવે છે.

ઘરની સ્ત્રીના ઉપર પણ વિશ્વાસ રાખવો પડે છે. કોર્ટોમા વકીલો ઉપર વિદ્યાર્થીઓને શિક્ષક ઉપર. લેણદેણમાં વ્યાપારી ઉપર આમ સઘળે સ્થળે વિશ્વાસ રાખે જ વ્યવહાર ચાલે છે તેવી જ રીતે દેવ-ગુરુ અને ધર્મ ઉપર પણ વિશ્વાસ કે શ્રદ્ધા હોય તો જ આત્મા આ ભવસાગર જલ્દીથી પાર કરી શકે છે

શ્રદ્ધામા ચલિત થતા આત્માની સ્થિતિ ઘણી કફોડી બની જાય છે, જીવનમા મોટો ફેરફાર દેખાય છે. એ જ

વાત શ્રી આષાઢાચાર્ય મહારાજના વૃત્તાંતથી આપણને જાણવા મળે છે

શ્રી આષાઢાચાર્ય મહારાજ એ એક જબ્બર વિદ્વાન હતા, ધુરંધર આચાર્ય હતા વિપુલ શિષ્ય પરિવારના રખેવાળ હતા તેઓ એકદા ગ્રામાનુગ્રામ વિહાર કરતા એક નગરીમા પધાર્યા, ત્યા તેમનો એક શિષ્ય બિમાર પડયો બિમારી વધી પડી બચવાની આશા ન દેખાતા સૂરિજીએ અંતિમ આરાધના કરાવી અને તેને જણાવ્યુ કે 'તે સુંદર ચારિત્ર પાળ્યુ છે જેના પ્રભાવે જરૂર તારી દેવગતિ થશે જો દેવગતિમા જાય તો તરત જ મને આવીને કહી જજે કે હુ દેવલોકમા ઉત્પન્ન થયો છુ બસ આટલુ અવશ્ય કરજે'

શિષ્ય કાળ કરી દેવલોકમા ઉત્પન્ન થયો, પણ ત્યાના અપાર વૈભવ અને અનુપમ દૈવી સુખોમા મુગ્ધ બનીને તે ગુરુને ભૂલી ગયો ગુરુજી વાટ જોતા જ રહ્યા-કે હમણા આવશે હમણા આવશે પણ તે પાછો ન આવ્યો

ત્રીજા સમય પછી તેમનો બીજો શિષ્ય બમાર બન્યો તેને પણ તેમણે સુંદર આરાધના કરાવી અને તેની પાસેથી પણ વચન માગી લીધુ કે 'દેવગતિમા ઉત્પન્ન થઇ તુ મને કહી જજે કે હુ દેવલોકમા ઉત્પન્ન થયો છુ રખે ભૂલતો! એક શિષ્ય તો ભૂલી ગયો પણ તુ ન ભૂલીશ'

'ગુરુજી! હુ નહિ ભૂલુ' જરૂર આપને કહી જઇશ તે પણ ગયો તે ગયો ફરી ગુરુને કહેવા ન આવ્યો

ગુરુજીના વિમાસણનો પાર ન રહ્યો. આમ કેમ? શું તેઓ દેવલોકમાં ઉત્પન્ન નહિ થયા હોય! મને એ ભૂલી જાય એવા નથી. વચન આપ્યું છે કે જરૂર આવીશ. પણ એમાથી એકે ય કેમ ન આવ્યો?'

સૂરિજીના હૃદયમાં કંઇક સંદેહ થયો કે શું દેવલોક નહિ હોય?'

કેટલાક સમય પછી ત્રીજો શિષ્ય પણ બિમાર પડયો. તેની પાસેથી પણ વચન લીધું. તે પણ કાળ કરી દેવલોકમાં પેદા થયો, પરંતુ તેય ગુરૂને કહેવા આવ્યો નહિ. આમ એક-બે અને ત્રણ ત્રણ શિષ્યો પાસે વચન લેવા છતાં તેમાંનો એકે ય કહેવા માટે આવ્યો નહિ, ત્યારે સૂરિજીના હૃદયમાં તરેહ તરેહના તરંગો ઉઠવા લાગ્યા. એમનો સંદેહ દ્દઢ બનતો ગયો. ચોથા શિષ્ય પાસે પણ વચન લીધું અને તેય દેવલોકમાં ઉત્પન્ન થવા છતાં ય જ્યારે પાછો ન આવ્યો ત્યારે સૂરિજીની શ્રદ્ધા ચલાયમાન થઇ. સૂરિજી શ્રદ્ધાભ્રષ્ટ બન્યા. તેમને થયું કે દેવલોક કે પરલોક જેવી કોઇ વસ્તુ નથી. બધાં શાસ્રો ખોટા છે. ટાઢા પહોરના ગપ્પાં છે, આ બધી પોકળ વાતો છે. નાહકમાં તપજપ કરીને કાયાને કષ્ટ શા માટે આપવુ? જ્યારે સ્વર્ગ કે મુક્તિ જેવી વસ્તુ જ નથી તો સંયમ પાળવાની શી જરૂર છે? બસ હવે સાધુપણામા કંઇ નથી આપણે તો સંસારમા જઈ ભોગ વિલાસ કરીશુ અને આનંદચમનમા જીવનને વ્યતીત કરીશું. અને તેઓ રાત્રીના ઘોર અંધકારમા ગચ્છને-સાધુસમુદાયને



[ ચોથા શિષ્યે-ગુરુના ભાવ જાણવા ફેરી નાટક શરુ કર્યું ]

જે રસ્તે મુનિજી જતા, નાટક માંડ્યું ત્યાંય,
છ મહિના વીતી ગયા, નાટક જોતા ત્યાંય

રૈડો મૂકીને ઘેર જવાની ભાવનાથી એકાકી સાધુવેશમાં જ ત્યાંથી ચાલી નીકળ્યા.

શ્રદ્ધાભ્રષ્ટ થતાં આત્માનું કેવું અધઃપતન થાય છે. તેનો આ એક નમૂનો છે. મનના મોદક ઉડાવતા, આશાના હવાઇ કિલ્લાઓ ચણતાં. આમ કરીશું. તેમ કરીશું. એમ વિચારતા તેઓ આગળ વધવા લાગ્યા.

એવામા સૂરિજીના ચોથા શિષ્યે–અવધિજ્ઞાનથી નીહાળ્યું તો તેને ખબર પડી કે ગુરુજી તો શ્રદ્ધાભ્રષ્ટ બની ઘર–સંસાર માંડવા ઘર તરફ રવાના થઇ રહ્યા છે. તેના હૃદયમા ભારે વેદના થઇ. અરે ! મારા જરાક પ્રમાદમાં મારા ગુરુની આ દશા થઇ ? હવે ગુરુજીને શી રીતે રસ્તે લાવવા ? તેણે તરત જ ગુરૂજીને તે રસ્તે ચડાવવા પ્રયત્ન શરૂ કર્યો કે જે માર્ગે સૂરિજી જઇ રહ્યા હતા. બરાબર તે જ માર્ગે સૂરિજી જોઇ શકે તે રીતે તેણે દૈવી નાટક શરૂ કર્યું. આવુ અદ્ભુત દૈવી નાટક–નિહાળતા જ સૂરિજી આનંદ સાગરમા મહાલવા લાગ્યા. ભૂખતરસને વિસરી ગયા. તેમણે વિચાર્યું કે ઘેર જઈને પણ લહેર જ કરવી છે. તો આ તો–પ્રથમ પ્રસંગે જ મળી ગઇ ૫–૧૫ મિનિટ પછી જોઈને આગળ જઈશું. એમ વિચારવા લાગ્યા પણ અહીં તો છ છ મહિના ઊભાને ઊભા પગ થઇ ગયા. આ દૈવી નાટક નિહાળતા ભૂખ–તરસ કે થાક પણ લાગ્યો નહિ. મનુષ્ય-લોકના નાટક નિહાળતા છ છ કલાક જ્યારે ઊભા ઊભા વીની જાય છે. ત્યારે આ તો દૈવી નાટક. એમા છ–મહિના



સૂરિજી મસાણ માળવા ઘર તરફ જતા માર્ગમાં બાળક મળ્યો
તેની ગરદન મચડી ઘરેણા ઉતારી લીધા

( શ્રદ્ધા ભ્રષ્ટનું કેવું પતન થાય છે )

ઉભા ઉભા થાય એમાં કંઇ નવાઈ નથી. પણ સૂરિજીને લાગ્યું કે હજી તો ૫-૧૫ મિનિટ જ થઈ છે.

દેવે જ્ઞાનથી જોયું કે ગુરુદેવ તો સંસારમાં ઓતપ્રોત થઇ ગયા છે.

હવે તેમને શી રીતે માર્ગે લાવવા? ક્ષણ વિચારી દેવે બીજો ઉપાય આદર્યો.

ત્યાથી સૂરિજી વિહાર કરતા આગળ ચાલ્યા, ત્યાં તો સામેથી એક નાનકડો બાળક પહાડ ઉપરથી નીચે ઉતરીને દોડતો આવી સૂરિજીના ચરણમા ઝુકી પડયો અને કહેવા લાગ્યો 'ગુરુદેવ! મને બચાવો! બચાવો! મારું નામ પૃથ્વીકાય છે હું તમારા શરણે આવ્યો છું ગુરુદેવ તો એ બાળકની અનુપમ કાંતિ અને શરીર પર લાદેલા કિંમતી ઘરેણાં-નિહાળી આશ્ચર્યમા ડૂબી ગયા સૂરિજીએ ચારે દિશામા નજર નાંખી પણ કોઈ પણ જણાયું નહિ, તેમણે વિચાર્યું, 'આ અવસર ઠીક છે. બાળક એકલો છે. એના શરીર પર ઘણા કિંમતી ઘરેણા છે. એને ધમકાવીને પડાવી લઉં, કેમકે સંસાર કંઈ એમને એમ થોડો ચાલશે? પૈસાની ડગલે ને પગલે જરૂર પડશે' અને તેમણે તે જ વખતે બાળકને કહ્યુ. 'અરે! મૂકી દે ઘરેણા!' તેણે કહ્યું! 'નહિ મુકું! બાળક કહેવા લાગ્યો 'ગુરૂદેવ! હુ તો આપના શરણે આવ્યો છું, શરણે આવેલા બાળકનું રક્ષણ કરવું એ આપની ફરજ છે.' પણ સૂરિજીએ આંખ આડા કાન કર્યા

અને વિચાર્યું 'ઘણી ય–જીવ દયા પાળી પણ તેનું કઈ ફળ તો છે જ નહિ પરલોક કે મુક્તિ જેવી વસ્તુ જ નથી, પછી દયા પાળવાની શી જરૂર છે? તરત જ આચાર્ય મહારાજે બાળકની ગરદન પકડી અને તેને મારી નાખ્યો પછી શરીર પરના તમામ ઘરેણા ઉતારી લીધા તથા પાત્ર ભરીને ઝોળીમા નાખ્યા છોકરાને એવા નિર્જન સ્થળે ફેંકી દીધા કે કોઈને ખબર ન પડે મનમા મલકાતા સૂરિજી ત્યાંથી આગળ ચાલ્યા

આગળ જતા અપ્કાય નામનો બીજો છોકરો મળ્યો, તેના અંગના પણ તમામ ઘરેણા મારીને ઉતારી લીધા અને ઝોળી ભરી લીધી આમ માર્ગમા વિહાર કરતા બીજા ચાર બાળકો મળ્યા જેના નામ તેઉકાય, વાઉકાય, વનસ્પતિકાય અને ત્રસકાય હતા, એ બાળકોની ગરદન મરડી સૂરિજીએ તમામ જરઝવેરાત લીધું અને હર્ષોન્મત્ત ઝોળી અને પાત્રા [illegible] ભરી લીધા! પછી એ છએ બાળકોને એવા ગુપ્ત સ્થાને નાખી દીધા કે એના માબાપને ખબર ન પડે મરતા મરતા એ બાળકોએ દીન વદને સૂરિજીને વિનતિ કરી 'મહારાજ! આપ સાધુ અને આવા મોટા આચાર્ય થઈને દયાધર્મને મૂકી રહ્યા છો? [illegible] આવેલા બાળકોના નાહક પ્રાણ શા લો છો? પણ સૂરિજીએ કોઈનું ય સાંભળ્યું નહિ અને પોતાનું કામ કરી લીધું

જિનવચનમા સંદેહ પડતા આ તો કેવો ગબડી જાય છે, તેનું આ જ્વલંત દૃષ્ટાંત છે

આ છોકરાનાં માબાપને ખબર પડશે તો મારા બાર વાગશે, એવા વિચારથી સૂરિજી છુપાતા છુપાતા આગળ વધવા લાગ્યા. છાતી ધબકારા મારે છે. કારણ કે 'પાપા. સર્વત્ર શંકિતા.' પાપી માણસને ચોમેરથી ભય રહે છે

તેઓ આગળ વધ્યા ત્યાં એક સાધ્વીજી મહારાજ જોવામાં આવ્યા સૂરિજી તો વિચારમા પડી ગયા કે અહી સાધ્વી કયાથી? એવામાં તે નજીક આવ્યા અને સૂરિજીને 'મત્થએણ વંદામિ' કર્યા સાધ્વીજીનાં અગ ઉપર કિમની ઝવેરાત હતું. વળી તેઓ ગર્ભવતી હતા અને આવી ઘોર અટવીમા પાછા એકલા હતા. આ જોતાં જ સૂરિજીનો પિત્તો ગયો 'અરે! સાધ્વી! તને કઇ ભાન છે કે નહી! આમ એકલી પેટ વધારીને રખડે છે અને શાસનની હીલના કરાવે છે? આ રીતે શાસનનો કેવો ઉદ્દાહ થાય?' સૂરિજીએ કહેવાય તેટલુ કહી નાખ્યું. સાધ્વીજી મૌનપણે બધું સાભળી રહ્યા. જ્યારે આચાર્યશ્રી ઠંડા પડ્યા, ત્યારે ઠંડે કલેજે સાધ્વીજીએ કહ્યુ 'મહારાજ! ઉપદેશ દેવાની જરુર નથી. આપ આપનું સભાળો! માણસ બીજાના નાના સરખા દોષને પહાડ જેવા ગણે છે અને પોતાના પહાડ જેવા મોટા દોષોનો ઢાંકપીછોડો કરતો ફરે છે. મહારાજ! મહારાજ! રહેવા દો હવે પણ એ બતાવો કે આ ઝોળીમા શું ભર્યું છે? ઝોળી આટલી ભારે કેમ છે? છો તો એકલાને?' સૂરિજી તો સાધ્વીજીની વાત સાંભળતા જ આભા બની ગયા. સૂરિજીને થયું 'આને વધારે છેડવાસાં મજા

નથી, મારી પોલ ઉઘાડી પડી જશે' જેથી તેઓ નીચુ મુખ કરીને ત્યાથી રવાના થયા

ચોથા દેવે જોઇ લીધુ કે સૂરિજીના હૃદયમા દયા-કરુણા જેવી ચીજ રહી નથી, પણ શાસનનો પ્રેમ જરૂર છે, એટલે તેઓ માગ મા આવી જશે

સૂરિજીએ પ્રયાણ આગળ લબાવ્યુ હૃદયમા ગભરાટ હતો છાતીમા ધબકારા થતા હતા રખે કોઇ મારી પાલ ઉઘાડી પાડી દે, તેની બીકે પગલે લપાતા છુપાતા આગળ વધ્યા ત્યા તો હાથી, ઘોડા, રથ અને પાયદળથી પરિવરેલુ મોટુ સૈન્ય સામેથી આવતુ જણાયુ આ જોઇ સૂરિજી ગભરાયા તેમણે ગજમાગ પડતો મૂકયો અને કડી પકડી ઘોડા ગાગળ વધ્યા ત્યા તો અન્ધે પાછો જ કેડી પકડી સૂરિજી તો વિચારવમળમા અટવાયા શુ કરવુ? કયા જવુ? તેટલામા તો સૂરિજીની ચારેકોર રાજાના સૈનિકો વાટગાડ વળ્યા રાજા પણ સાથે જ હતા આવી ભયકર અટવીમા સૂરિજીના દર્શન થવાથી રાજા ખૂબ જ પ્રસન્ન થયો અને ત્રણ પ્રદક્ષિણા આપી, વન્દના કરી રાજાએ સુખશાતા પૂછી પછી તે પોતાની જાતને ધન્ય માનતો વિચાર કરવા લાગ્યો કે આવા ભયકર જગલમા મને આપ જેવા ગુરુદેવના દર્શન થયા! ધન્ય ઘડી અને ધન્ય દિવસ! જેમ જેમ રાજા સ્તુતિ કરે, તેમ તેમ સૂરિજી ગભરાય છે, આ બલા કયાથી આવી? હવે આનાથી છૂટવુ કેવી રીતે? કાઇ હાથ પડશે તો ભારે થશે! રખે ઝોળીમાથી ઘરેણુ ઉછળી પડે!!



એ ચાતાણી વધી પડી ને, પકડે ઝોળી રાય;
સૂરિજી દબાવે જોરથી, પણ ઢાંક્યું ના ઢંકાય !

ઐકનો ટકોરો થયો. છેવટે તેમણે કહ્યું: 'રાજન્! શ્રાવક તો મેં ઘણાય જોયા પણ આટલો આગ્રહ કરનાર કોઇ જોયો નથી. રાજન! માની જાવ મારે જરાય ખપ નથી.'

એમ રાજા માને તેમ નહોતો. તે જ વખતે રાજાએ સૂરિજીનો હાથ પકડયો, સૂરિજીએ ઝોળીને જોરથી દબાવી, પણ પાપ ઢાંક્યું ઢંકાતું નથી. અવસરે પાપ પીપળે ચડીને પોકારે છે. એટલે ખેંચતાણમાં ઝોળીમાંથી ઘરેણાં ઉછળી પડયાં! ઘરેણાં ઉછળતાં જ ૫૦ મણનો પત્થર છાતી ઉપર પડે અને માણસની જે દશા થાય તે દશા સૂરિજીની થઇ. અને રાજા તો આ જોઇને ઠંડો થઈ ગયો: 'આ શું? આ તો સાધુ મહારાજ! અને આટલાં ઘરેણાં ક્યાથી લાવ્યા? હું હવે સમજાયું. એટલા માટે તેઓ ઝોળીમાંથી પાત્રાં કાઢતા ન હતા. મને ભૂખ નથી. મને ખપ નથી, એમ કહીને મને ઠગતા હતા.' રાજા તો લાલચોળ થઇ ગયો અને સૂરિજીને ધમકાવવા લાગ્યો: 'મહારાજ! આ બધું ક્યાથી લાવ્યા?' શોરબકોર મચ્યો. રાણી પણ સાથે હતી. તે તંબુમાંથી એકદમ ત્યાં દોડી આવી અને ઘરેણા જોતાજ તેના હૃદયમા ફાળ પડી 'અરે! આ તો મારા બાળકના ઘરેણાં છે!' આમ બોલતા જ તેણે પોકાર કર્યો. આંસુ સાર્યાં અને મારાં બાળક ક્યાં છે? જરૂર આણે મારી નાખ્યા લાગે છે, એમ કહેતી તે કરુણ વિલાપ કરવા લાગી. પછી તે જોરથી સૂરિજીને કહેવા લાગી કે 'મારા બાળકો ક્યાં છે? તે બતાવો.'

સૂરિજી તો જેમ શિયાળામા ઘી થીજી જાય તેમ થીજી

ગયા, અને મનમા વિચારી રહ્યા હતા કે અરેરે! મારી પોલ ઉઘડી ગઈ મે કેવા અધમ કામ કર્યા ? બાળકોને માર્યા, અને ગચ્છને એમ મૂકી જિનવચનમા સદેહ આણી સસારમા જઈ રહ્યો છુ આ પાપથી કયારે છૂટીશ ? સૂરિજીના પશ્ચાત્તાપનો પાર ન રહ્યો એ ડઘાઈ જ ગયા, રાજાએ ન સભળાવાનુ સભળાવ્યુ

અને થોડી ક્ષણોમા તો બધુ ય અદૃશ્ય થઈ ગયુ

પેલા ચોથા દેવે વિચાર કર્યો 'હવે ગુરુદેવ માર્ગે આવી ગયા છે તેઓ સાચા દીલનો પશ્ચાત્તાપ કરે છે એટલે તેણે બધીય માયા સમેટી લીધી પેલા બાળકો કઈ મરણ પામ્યા નહોતા, ગભવની આ વી પણ દૈવી માયા જ હતી અને આ ફોજ અને રાજા વગેરેને એ જ સૂરિજીની પરીક્ષા કરવા દેવમાયાથી વિકુર્વ્યા હતા

સૂરિજીને ભારે આશ્ચર્ય થયુ કે આ શુ ? શુ આ બધી ઇન્દ્રજાળ હતી કે કોઈ દેવમાયા હતી ? એમ વિચારતા તેઓ રસ્તો કાપવા લાગ્યા ત્યા જ તે દેવ શિષ્યનુ રૂપ લઈ માર્ગમા સામો મળ્યો અને 'મત્થએણ વદામિ' કરી સુખશાતા પૂછવા લાગ્યો તેણે કહ્યુ ગુરુદેવ! આટલા મહીના આપ કયા હતા? સૂરિજીએ કહ્યુ મને' કઈ મહીના થયા નથી હુ તો હજી હમણા જ નીકળ્યો છુ, ત્યારે શિષ્યે જણાવ્યુ કે મહારાજ! આપ સૂરજનુ માડલુ જુઓ તો ખબર પડે કે કેટલા મહીના થયા આપ ગયા ત્યારે સૂર્ય દક્ષિણાયનમા હતો, જ્યારે અત્યારે ઉત્તરા

થણમાં છે.' ત્યારે સૂરિજીએ જણાવ્યું કે હું તો રસ્તામાં માત્ર પાંચ પંદર મિનિટ નાટક જોવા જ ઉભો હતો.

ત્યારે શિષ્યદેવે કહ્યું: ગુરુદેવ! 'જરૂર આપને એ નાટક જોતાં છ મહિના વીતી ગયા લાગે છે!' આટલી વાત થઇ ત્યાં તો દેવ અદૃશ્ય થઇ ગયો અને ગુરુદેવને પ્રતિબોધ કરવા તે જ માર્ગે દેવે ઋદ્ધિ સિદ્ધિ વિકુર્વી ચોથા શિષ્યનું સ્વરૂપ પ્રગટ કર્યું અને દૈવી નાટક શરૂ કર્યું. સૂરિજી ત્યાં જ ઉભા રહ્યા. દેવે કહ્યું: 'ગુરુદેવ! આપના પ્રતાપે જ નિરતિચાર ચારિત્ર પાળી હું આ દૈવી ઋદ્ધિ પામ્યો છું.'

મારા જરાક પ્રમાદમાં આપને શ્રી જિનેશ્વરદેવના વચન ઉપર સંદેહ થયો કે શાસ્ત્રો ખોટાં છે.' મારી ભૂલને માફ કરો, મને ક્ષમા આપો. ગુરુદેવ! શાસ્ત્રો સાચા છે. સર્વજ્ઞનાં પ્રરૂપેલાં છે. એમાં સંદેહ કરવો એ ઉચિત નથી, મેં આપને વચન આપ્યું હતું કે, જરૂર હું આવીશ પણ જ્યારે આત્મા દેવલોકમાં ઉત્પન્ન થાય છે ત્યારે ત્યાંના અપાર વૈભવ-વિલાસોમાં મશગુલ બની જાય છે. અને જરાક નાટક જોઇ લઉં. એવો વિચાર કરી નાટક જોવા લાગે છે. પણ જરાક નાટક જોતાં તો આપણા બબ્બે હજાર વર્ષ વીતી જાય એવા એ અદ્ભુત હોય છે. તેઓ નાટકમા મશગુલ બની મનુષ્યલોકના સ્વજન-સ્નેહીઓને ભૂલી જાય છે ત્યારે બધા વિચાર કરે છે કે અરે!! જુઓ અમુકે વચન આપ્યુ હતુ છતા કેમ ન આવ્યા? શુ દેવલોક નહિ હોય? આમ સંદેહ થાય છે, પણ એમા

દેહ કરવા જેવો નથી' સ્વર્ગ અને મોક્ષ તમામ વસ્તુ માગી છે પણ ઉપરના કારણે જ દેવો આ લોકમાં જલ્દી આવતા નથી હમણાં જઈશ હમણાં જઈશ, એમ કરતા બે હજાર વર્ષ પૂર્ણ થઈ જાય છે, ત્યાં તો મનુષ્યની જીંદગી ખલાસ થાય છે નહિ આવવાના બીજા પણ કારણો છે મનુષ્યલોકની દુર્ગંધ ૪૦૦-૫૦૦ જોજન ઉંચી ઉછળે છે આવા દુર્ગંધમય વાતાવરણમાં દેવો ખાસ કારણ સિવાય મનુષ્યલોકમાં આવતા નથી જિનેશ્વર દેવના કલ્યાણકોના દિવસોમાં, મહાન મહર્ષિઓના તપના આકર્ષણે અને સ્વજન સ્નેહીના કારણે જ બીજું રૂપ કરીને અહીં આવે છે

તરત જ સૂરિજી સમજી ગયા અને શ્રદ્ધામાં દૃઢ બન્યા પાપનું પ્રાયશ્ચિત કરી, પુન ચારિત્ર અંગીકાર કરી કર્મોને ખપાવી, કેવળજ્ઞાન પામી, તે જ ભવમાં શ્રી આષાઢાચાર્ય મુક્તિપુરીમાં સીધાવ્યા

આ દૃષ્ટાંત આપણને શ્રદ્ધાનો અણમોલ પાઠ પઢાવે છે અને જિનેશ્વર દેવોએ ભાખેલા વચનોમાં પરિપૂર્ણ શ્રદ્ધા રાખવાનો ઉપદેશ આપે છે શ્રદ્ધાળુ આત્મા જ સંસાર તરનાર સાગરનો પાર પામી જાય છે



# શ્રી વિજય શેઠ અને વિજયા શેઠાણીની સજઝાય

## દુહા

વંદી વીર જિણંદને. સમરી શારદા માય;
નિજ ગુરુને પ્રણમી વલી રચું સુંદર સજઝાય ૧
સમરી સુદર્શન શેઠને, સ્થૂલભદ્ર મુનિરાજ,
શેઠ વિજય વિજયા તણા. ગુણ ગાવું હું આજ. ૨

## ઢાળ પહેલી

(ચાલ–વીર જિણંદ મેરે દિલમેં ભાયા)

વિજય શેઠ શેઠાણી વિજયા. બ્રહ્મવ્રત પાળી ખ્યાતિ વરિયા;
વંદન હો કોટિવાર યુગલને વંદન હો કોટિવાર.
કચ્છ દેશના ઉભય રત્નો. નિયમ હતો જસ અજબ ગજબનો;
મહિમા જગ વખણાય.. ઉભયનો. મહિમા જગ વખણાય.
વિજયાને છે શુક્લપક્ષે. શેઠ વિજય વલી કૃષ્ણપક્ષે;
લીધું છે બ્રહ્મવ્રત ધાર, ઉભયને. લીધું છે બ્રહ્મવ્રત ધાર.
માતપિતા પ્રીને પરણાવે. લગ્નોત્સવ ઉમંગે મનાવે;
સૌને હર્ષ અપાર... આજે ...સૌને હર્ષ અપાર.

કેવલી ભાખે સંભવે નહીં એ. ગોચરી એક જ ગોક;
નિર્દોષ ગોચરી સાધુ ગવેષે. ટકાવવા નિજ દેહ. તમે૦

કચ્છ દેશ વસે છે નિર્મલ. અખંડ શીલવ્રતધાર;
વિજય શેઠ શેઠાણી વિજયા. જગતીતલ શણગાર. તમે૦

સહસ ચોરાશી સાધુપુરુષને. વ્હોરાવ્યે જેટલો લાભ:
નિજ ઘર ઉભય રત્નને તમે, જમાડી લેજો લાભ. તમે૦

વિમલસ્વામીની વાણી સુણીને. દિંગ થયો જિનદાસ;
જઈ કચ્છદેશ જમાડી એઉને. વર્યો અતિ ઉલ્લાસ. તમે૦

માત પિતાએ વાત જ જાણી. લીધો સંયમભાર;
કર્મ ખપાવી કેવલ પામ્યા. બન્ને સ્ત્રી ભરથાર. તમે૦

દંપતીના ગુણ ગાવો ધ્યાવો. સજી શીલ શણગાર,
લબ્ધિ-લક્ષ્મણ-કીર્તિ કેરા. વંદન કોટિવાર. તમે૦



૧૮

## વિજય શેઠ અને વિજયા શેઠાણી

જેમના નામમા જ જય અને વિજયના ભણકાર છે, જેમનુ નામ પ્રાતઃકાલમા લાખ્ખો નરનારીઓ વડે લેવાય છે અને જેમના નામથી અનેક માગલિક કાર્યો સિદ્ધ થાય છે, એવા એક પવિત્ર યુગલની જીવનકથા અહી આલેખવામા આવે છે

એક શ્રીમત અને સસ્કારી ગૃહસ્થને ત્યા વિજયનો જન્મ થયો હતો

વાચુ હોત તો તેઓ પોતે કોણ હતા અને કયા રહેતા હતા માતા પિતાનુ શુ નામ હતુ? નગર વગેરે હકીકતોનો તેમણે વિસ્તારથી ઉલ્લેખ કર્યો હોત પણ તેમને પોતાના નામની લેશ માત્ર પડવા ન હતી એટલે એની ભાજગડમા કેમ પડે?

શરીર સપત્તિ અને સુવિદ્યાથી સુશોભિત વિજય યુવાનીના ઉબરે આવી ઉભો હતો અને પોતાના કમનીય કાતિથી સહુનુ આકર્ષણ કરતો હતો વાણીમાધુર્ય, નમ્રતા અને ઉત્તમ સસ્કાર વડે તેણે પોતાના મિત્રવર્ગમા તથા સગા-સબધીઓમા ઉન્નત સ્થાન પ્રાપ્ત કર્યુ હતુ

તે એકદા એકાંતમા બેઠા હતા, ત વખતે એને વિચાર આવ્યો કે 'અહે! જન્મ-જન્મમા આ આત્મા વિષય ભોગમા મશગુલ બની આ માનવજીવનને હારી જાય છે. દેવભવમા પણ પલ્યોપમો અને સાગરોપમો અર્થાત્ અસંખ્યાત વર્ષો સુધી દૈવી ભોગ ભોગવ્યા છે છતાં ય હજી સુધી તૃપ્તિ થઇ નથી તો આ નાનકડા માનવજીવનમા આત્માને કયા તૃપ્તિ થવાની છે?

શાસ્ત્રકાર મહર્ષિઓ જણાવે છે કે મનુષ્યના એક ભોગમા નવ લાખ ગર્ભજ પંચેન્દ્રિય પ્રાણીનો વિનાશ થાય છે. ત સિવાય અસંખ્ય સમૂર્ચ્છિમ જીવોની હિંસા તો વળી જુદી જ

જે ભોગમા ગણનાતીત જીવોની હિંસા થતી હોય તેવા ભોગો આત્માને બળાત્કારે દુર્ગતિના મહેમાન બનાવે છે.

નજીવા આનંદની ખાતર આત્મા એમા ગાંડોઘેલો બની જાય છે. વિવેકને વિસરી જાય છે અને ઘોર પાપ-કર્મને બાંધી લે છે. પરિણામે પોતાને જ નરક-નિગોદની તીવ્ર વેદનાઓ, મહાન યાતનાઓ અને ઘોર પીડાઓ ભોગ-વવી પડે છે. તે પણ ૧-૨ વર્ષ નહિ, દસ-વીસ વર્ષ નહિ પણ હજારો લાખો વર્ષો સુધી ભોગવવી પડે છે.

સાચુ સુખ, સાચી શાંતિ તો આત્મામાં જ સમાયેલી છે, માટે એ પાપોથી બચવા એ ભોગોનો ત્યાગ કરવો એ જ શ્રેયસ્કર છે. જીવનભર ત્યાગ ન થાય તો અડધી જિંદગી

આ આત્માને તૃપ્તિ થઇ નથી. જાણે નવો જ અનુભવ કરતો હોય તેમ તેને ભોગની પિપાસા તાજી ને તાજી લાગે છે. તે એમા મોહાય છે. લપટાય છે અને વિષયનો કીડો બને છે અને પરિણામે દેવદુર્લભ માનવજીવનને હારી જાય છે. માટે વિષયભોગોને તજી આત્માનું કલ્યાણ કરવું જોઇએ. શાસ્ત્રોમા ઠેકઠેકાણે શિયળનો મહિમા ગાયો છે. શિયળના પ્રભાવે અગ્નિ જળરૂપ બની જાય છે અને સર્પ પણ ફૂલની માળામાં ફેરવાઇ જાય છે. શિયળનાં કેટલા વખાણ કરવાં!

દેવ, દાનવ અને ગંધર્વો શિયળવંતના કિંકર બને છે. ચક્રવર્તીનો ઘોડો યુદ્ધમા હાર ન ખાય તે માટે બળાત્કારે તેને બ્રહ્મચર્ય પળાવવામાં આવે છે. આમ બળાત્કારે પાળેલા બ્રહ્મચર્યના પ્રભાવે ચક્રવર્તીનો ઘોડો જાનવરની ઉત્કૃષ્ટ ગતિને મેળવે છે. યાને આઠમા દેવલોકનાં દિવ્ય સુખોને પામે છે.

જ્યારે દ્રવ્યથી. બળાત્કારથી અને ભાવ વિના પળાયેલા બ્રહ્મચર્યથી પણ આવું અપૂર્વ ફળ મળે તો ભાવથી--ઇચ્છા પૂર્વક અને કલ્યાણની કામનાથી જો બ્રહ્મચર્ય પાળવામા આવે તો પછી તેના ફળનું પૂછવું જ શું? સ્વર્ગનાં સુખો તો શું, આત્મા ઠેઠ મુક્તિપુરી સુધી પહોચી જાય તેમાં નવાઇ નથી. કહ્યું છે કે—

'જો દેઈ કણઇ કોડિં. અહવા કારેઇ કણયજિણભવણં;
તસ્સ ન તત્તિઅપુણ્ણં જત્તિય બંભવએ ધરિએ.'

કોઇ ભાવિક આત્મા કોડો સોના--મહોરનું દાન કરે

અથવા સુવર્ણનું જિનમંદિર બનાવે, તેનાથી પણ અધિક ફળ બ્રહ્મચર્યવ્રત અંગીકાર કરવાથી મળે છે.'

સાધ્વીજીની હૃદયવેધક અને વૈરાગ્ય નીતરતી વાણીએ વિજયાના હૃદયમાં અનેરો પ્રકાશ પાથર્યો, તેના હૃદયમાં ભારે અસર ઉપજાવી, તેને થયું કે વાત સાચી છે ખરેખર! આત્મા અજ્ઞાનને લીધે વિષયભોગમાં ડુબી, મળેલી અમૂલી તકને ગુમાવી દે છે. એના વિષયભોગના ત્યાગમાં જ કલ્યાણ છે. હું પણ આવી વિષયવાસનાને તિલાંજલી આપી આત્મશ્રેય સાધી લઉં તો કેવું સારું! આવી અમૂલ્ય તક બીજે ક્યાં સાંપડશે? અને તેણે સાધ્વીજીને કહ્યું 'ગુરુણીજી મહારાજ! મને પ્રતિજ્ઞા આપો. જીવનભર તો મારાથી બ્રહ્મચર્ય ન પાળી શકાય પરંતુ મહીનામાં પંદર દિવસ તો જરૂર હું પાળી શકું. આજથી યાવજ્જીવ શુક્લપક્ષમાં હું બ્રહ્મચર્ય પાળીશ, મૈથુનસેવન નહિ કરું.' સાધ્વીજીએ પ્રતિજ્ઞા આપી અને વિજયાએ બે હાથ જોડી પ્રતિજ્ઞા અંગીકાર કરી. આ ઘટના બાદ થોડા દિવસે વિજયાના લગ્નની વાત નીકળી, એટલે નાના મોટા ઘરના અનેક શ્રીફળો ભેગા થયા. તેમાં સુશીલ અને ડાહી અને રૂપાળી કન્યા તરીકે વિજયા પસંદગી પામી, તરત બોલ બોલાયા. શુભ મુહૂર્તે સગપણ થયા અને ગોળધાણા વહેંચાયા. પછી બન્ને વેવાઈઓએ સંપન્નતાની સંમતિથી ઘણા ઉત્સાહપૂર્વક બન્નેના લગ્ન કર્યા.

વિજયા સાસરે આવી, સાસુ-સસરાને પગે લાગી

અને નણંદ વગેરેનો વિનય કરવા લાગી. કુલવધુઓનો એ જ આચાર છે. એમ કરતા રાત્રિ પડી એટલે વાસભુવનમા આવી અને સોળે શણગાર સજી પતિદેવની સેવામાં એ હાજર થઇ.

યુવાવસ્થામા મસ્તી હોય છે થનગનાટ હોય છે અને મનનો અનોખો તલસાટ હોય છે. એટલે વિધવિધ પ્રકારની વાતો થાય છે, વિનોદ થાય છે અને મસ્તીના પગરણ થાય છે. એ રીતે વિજય અને વિજયા વચ્ચે અનેક પ્રકારની વાતો થઈ વિનોદ થયો અને તેમા વિજયે હાવકાઇથી જણાવી દીધુ કે કૃષ્ણપક્ષમા મારે બ્રહ્મચર્ય પાળવાનો નિયમ છે તેના ત્રણ દિવસ હજી બાકી છે આ શબ્દો સાભળતા જ વિજયા વિલખી પડી ગઇ પણ બીજી જ ક્ષણે તેણે મનને સભાળી લીધું અને પતિદેવને કોઇ વાતે ઓછું ન આવે તે માટે સાવધ બની.

અહીં વિચારવાનું એ છે કે સોળે શણગારથી સજ્જ એક નવયૌવના સામે ઉભી હોય. રૂપ અને લાવણ્યથી દેવાગના સમી દીપતી હોય અને પોતાના પ્રિયતમને પ્રેમ-ભર્યાં નયનોથી નિહાળી ભોગ માટે પ્રાર્થના કરતી હોય છતા યુવાનીના ઉબરે ઉભેલો એક યુવાન પ્રથમ રાત્રિએ પ્રથમ મિલનમા જ તેને નકારે તેમા કેટલો સંયમ જોઇએ? કેવું મનોબળ જોઇએ? અને આ રીતે પતિદેવ પ્રેમની માગણીનો સ્વીકાર ન કરે છતા જરા ય ઓછું આવવા ન દેવું એમા પણ કેટલો સયમ અને કેટલું મનોબળ જોઇએ?

વિજયની વાણી શ્રવણ કરી વિજયાને ખેદ એ વાતનો હતો કે મારા નાથનું શું ? જ્યારે એમને યાવજ્જીવ કૃષ્ણ પક્ષમાં બ્રહ્મચર્યનો નિયમ છે, ત્યારે મારે શુકલપક્ષનો નિયમ છે તેથી તેમને માટે હું નકામી છું બાકી મારું શું ? એ વિચારથી એને જરાયે ખેદ થયો નહોતો તેણે તરત જ મન માટે નિર્ણય કરી લીધો કે જે થયું તે ઠીક થયું અન્યથા આવો સુયોગ અને આવી મોંઘેરી તક ક્યાંથી સાંપડત ? તેણે વિનયથી પતિને કહ્યું 'પ્રાણનાથ ! આપ બીજી સુંદર સ્ત્રી સાથે લગ્ન કરી આપની મનોકામના પૂર્ણ કરો આપના માટે હું નકામી છું કારણ કે મારે શુક્લપક્ષમાં બ્રહ્મચર્યની પ્રતિજ્ઞા છે'

આ વાત સાંભળી વિજય શેઠે કહ્યું દેવાનુપ્રિયે ! મને વિષયભોગની જરા ય પીપાસા નથી, અરે બીજા લગ્ન કરવાની વાત રહેતી નથી સારું થયું કે તારા જેવી સ્ત્રીને પરણીને મને બ્રહ્મચર્ય પાળવાનો આવો સુભગ અવસર સાંપડ્યો વિષય તો કાળાકટ ઝેર જેવા છે

કહ્યું છે કે—

વિષથી પણ જે ભૂંડા વિષયો ખરે એ જાણજે,
એક ભવ વિષે વિષ મારશે, વિષયો ભવોભવ–મારજે

વિષ એક જન્મમાં માણસના પ્રાણ હરી લે છે ત્યારે વિષયો જન્મ–જન્મમાં આત્માના ભાવ–પ્રાણ લૂંટી લે છે પરિણામે આત્માને જન્મ–મરણની ચક્કીમાં પીસાવું પડે છે રીબાવું પડે છે, રડવું પડે છે અને ભારે દુઃખી થવું પડે છે,

કિંપાકના ફળ સમા દેખાવમા મનોહર અને ખાવામાં મીઠા પણ પરિણામે ભાવપ્રાણ હરી લેનારા એ દુઃખદાયી ભોગોથી સર્યું; મતલબ કે આપણે આજથી યાવજ્જીવ બ્રહ્મચર્ય વ્રત પાળીશું. વિજય શેઠ અને વિજયા શેઠાણી ત્યારથી નિર્મળ અને અખંડ શીલવ્રત પાળવા લાગ્યા.

માતા-પિતાને આ વાતની જાણ ન થાય તેથી એ પવિત્ર યુગલ એક જ શય્યામા સૂતું હતુ. અને વચ્ચે તરવાર મૂકી પોતાની પ્રતિજ્ઞાનો નિર્વાહ કરતુ હતું. કાજળની કોટડીમા દાખલ થવા છતા એકે ડાઘ પડવા ન દેવો એ કેવી આશ્ચર્યકારી વાત ? આવા દૃશ્યો તો આ જગતમાં કોઇક વાર જ જોવા મળે છે !

આ સ્થળે જો આજના યુવક-યુવતી હોત તો માથા ફૂટત કે કયા અમારા મા-બાપે આ બલા વળગાડી ! પૂછ્યું તો હતુ ! પરસ્પર એકમેકના ભાવ તો જાણવા હતા ! આવી આવી કંઇક વરાળ કાઢત અને પોતાના માતાપિતાને અનેક ગાળોથી નવાજત ! આજના યુવકયુવતીઓનો લગ્ન થતા પહેલાનો તલસાટ જુઓ ! વિષયની ભૂખ જુઓ ! ગુપ્ત રીતે અનેક પ્રેમપત્રો લખે છે ! ઉઘાડે છોગે ઉદ્ભટ વેષે હરવા ફરવા નીકળે છે ! આ તે જમાનો આગળ વધે છે કે પીછેહઠ કરે છે, તે કઇ સમજાતુ નથી !

આ જગાએ કોઇ કાચો પોચો હોત તો બોલી ઉઠત કે 'ચાલો ગુરુ મહારાજ પાસે જઇ છૂટ લઇ લઇએ ! સાહેબ ! શુ કરીએ ! પહેલા ખબર હતી નહિ અજાણપણે આમ બની ગયું છે. પ્રાયશ્ચિત આપો, કંઇક છૂટ આપો, અથવા તું શુકલ-

પક્ષના બદલે કૃષ્ણપક્ષનો નિયમ રાખ કે હું કૃષ્ણપક્ષને બદલે શુક્લપક્ષનો નિયમ રાખું પછી પ્રાયશ્ચિત લઈ લઈશું આવા બારીબારણા કાઢત, પરંતુ આ ભાગ્યશાળી યુવાન દંપતીને આમાનો કોઈપણ વિચાર હૃદયમા ઉદ્ભવ્યો નહિ, એ જ એમની ઉત્તમતા દર્શાવે છે

તે કાલ તે સમયે વિમલસ્વામી નામના કેવળી ભગવાન આ અવનિતલમા વિચરી સમસ્ત વિશ્વ ઉપર અનાગ ઉપકાર કરી રહ્યા હતા તેમણે વિચરતા વિચરતા ચોરાસી હજાર સાધુના વિશાળ પરિવાર સાથે ચંપાનગરી પાવન કરી તેમની મનોરમ અમૃતી દેશના શ્રવણ કરવા માનવ મહેરામણ ઉભરાયો કેવળી ભગવંતે દેશના આપી કંઈક આત્માઓના જીવન વૈરાગ્યરંગથી રંગાયા કંઈક આત્માઓનો જીવનપલટો થયો, દેશના પૂર્ણ થયા બાદ જિનદાસ નામના એક ઉદાર અને ભક્ત ગૃહસ્થે વિમલ કેવળી ભગવાનને બે કરજોડી વિનતિ કરી 'પ્રભો! ચોરાસી હજાર સાધુ મારે ત્યા પારણું કરે એવી મારી ભાવના છે પારણાનો લાભ આપી મારો ઉદ્ધાર કરો ભગવન્! કૃપા કરી વિનતિ સ્વીકારી સેવકને લાભ આપો

જિનદાસ શ્રાવકની વિનતિ શ્રવણ કરી કેવળી ભગવંતે જવાબમા જણાવ્યું કે 'શ્રેષ્ઠિ! તમારી ભાવના ભવ્ય અને સુંદર છે, પરંતુ આ વાત નીતાન્ત અશક્ય છે કારણ કે સાધુઓ પોતાના દેહને ટકાવવા માટે નિર્દોષ ગોચરી ગવેષે છે પોતાના માટે બનેલી રસોઈ કે ભોજન તેમને માટે સદોષ કહેવાય છે જેમ ભમરો ફુલનો રસ ફુલને કષ્ટ

ફૂલને જરાય કીલામણા થતી નથી, તેવી જ રીતે સાધુઓ ગૃહસ્થને ત્યાંથી તેમને માટે બનાવેલી રસવતીમાંથી થોડું-થોડું લે છે. જેથી તેમને ફરીવાર બનાવવું ન પડે, તેવી રીતે નિર્દોષ ગોચરી ગવેષનારા સાધુઓ એક જ ઘરની અને તે પણ ચોરાશી હજાર સાધુઓ ગોચરી વહોરે એ શી રીતે સંભવી શકે? તેમનાં નિમિત્તે જ બધી વસ્તુઓ તૈયાર કરવી પડે. માટે એ વસ્તુ તદ્દન અસંભવિત છે.

કેવળી ભગવંતની વાણી શ્રવણ કરી જિનદાસ શ્રાવક વિચારમાં તો પડી ગયો પણ પુનઃ પ્રાર્થના કરતાં બોલ્યો કે—'પ્રભો! તો પછી મારે શી રીતે લાભ લેવો? મારી ધારણા તો ચોરાશી હજાર સાધુને પારણાં કરાવવાની છે.'

સર્વજ્ઞ પરમાત્માએ જણાવ્યું: 'મહાનુભાવ! જો તારે લાભ જ લેવો હોય તો તું અહીંથી કચ્છ દેશમાં જા કે જ્યાં વિજય શેઠ અને વિજયા શેઠાણી જેવા નરરત્નો વસે છે. તેમનું શિયળ અખંડ છે, નિર્મળ છે અને નિષ્કલંક છે એ પવિત્ર-ચરિત્ર દંપતિને જમાડવાથી. તેમને પારણું કરાવવાથી તને ચોરાશી હજાર સાધુઓને પારણું--ભોજન કરાવ્યા બરાબર લાભ મળશે.

વિમળ કેવળીની વાણી કર્ણગોચર થતાં જિનદાસ શ્રાવકને અત્યંત આશ્ચર્ય થયું એ તો આભો જ બની ગયો કે -કેવળી ભગવંત શું કહી રહ્યા છે! એક દંપતીને જમાડવાથી ૮૪ હજાર સાધુઓને પારણા કરાવવા જેટલો લાભ!' આ સાંભળી એ તો દિગ્મૂઢ બની ગયો. તેને થયું કે એમનું

હૃદયની ઉર્મિથી. અપૂર્વ ભાવ અને ઉલ્લાસથી એ પવિત્ર યુગલની ખૂબ ભક્તિ કરી.

વિજયશેઠના માત-પિતાને આજે એ વાતની ખબર પડી કે, અમારાં ઘરમાં તો આવા ઉત્તમ રત્નો વસે છે કે જે અખંડ શિયળવ્રત ધારણ કરે છે. અહો ! કેટલી એમની ગંભીરતા ! કેવી એમની નિર્મળતા ! ખુદ કેવળી ભગવંત જેનાં વખાણ કરે છે. તેમાં શું બાકી હોય ?

થોડા તપ-ત્યાગની કે એવી જ વસ્તુઓની બાંગ ફૂંકનારાઓએ આ વાતનો ધડો લેવા જેવો છે.

માત-પિતાને ખબર પડવાથી તરત જ વિજય શેઠ અને વિજયા શેઠાણીએ ચારિત્ર અંગીકાર કર્યું. નિર્મળ ભાવનાના બળે ઘાતિકર્મો બળીને ભસ્મીભૂત થયાં અને એ દંપતિ કૈવલ્યજ્યોતિને વર્યાં. પછી પૃથ્વીતલમાં વર્ષો સુધી વિચરી જગતના જીવોનો ઉદ્ધાર કરી. અઘાતિ કર્મને બાળી, હંમેશને માટે મુક્તિપુરીમાં સીધાવી શાશ્વત સુખને લૂંટવા લાગ્યાં.

આવા યુગલને કરેલા સેંકડો-સહસ્રો અને લાખો પ્રણામ પણ ઓછા જ છે.



: ૧૯

# શ્રી નંદિષેણ મુનિની સજઝાય

ઢાળ ૧

દુહા

પચ્ચીસો વર્ષો જૂની કથા અતિ વિખ્યાત,
સઘ ચતુર્વિધ સમસ્તા નામ ઊઠી પરભાત ૧

ત્રિશલાનદન વીરનુ, હૃદય કમળ ધરી ધ્યાન,
સમરી અમરી શારદા, પ્રણમી ગુરુ ગુણવાન ૨

મગધ દેશનો રાજવી, નામે શ્રેણિકરાય,
તસ સુત નદિષેણની, ગુણુ હુ સજ્ઝાય ૩

( ચાલ-છોડ છોડ તું દુ ખમય દુનિયા )

સાભળજો શ્રોતાજન સર્વે, કહુ છુ અદ્ભૂત વાત,
વીર વિભુની વાણી સુણતા, છોડયા માત ને તાત

શાસનદેવી ના ના કહે છે
કર્મ ભોગાવવી બાકી હજી છે
તોયે સયમ પદ સ્વીકારે વીર વિભુના હાથ ૧

માગધે સયમ શુદ્ધ ભાવે
તપ જપ કરી મુનિ કર્મ ખપાવે
સયમ રમણીનુ નિત ધ્યાવે ચડતા શિર વાઢૂ ભાવ ૨



શ્રી નંદિષેણમુનિએ ધર્મલાભ આપ્યો પણ વેશ્યા કહે અહીં તો અર્થલાભ જોઈએ. ત્યાં જ મુનિએ લબ્ધિથી ક્રોડો સોનામહોરો વર્ષાવી.

એક ધનનાઢ્ય ઉંચુ નીરખી
મુનિવર પેઠા શુદ્ધ ગવેષી
ધર્મલાભ એના તન ગણિ !, કહે ઇહા અર્થ લાભ ૩

તવ મુનિ મન અભિમાન જ આણી
ખડ કરી નાખ્યુ તરણ તાણી
કોટિ સાડા બાર સોનયા, વરસ્યા તસ પ્રાસાદ ૪

## ઢાળ બીજી

### દુહો

ધર્મલાભ આપી મુનિ, વળવા લાગ્યા જ્યાય,
તવ આડી ઉભી રહી, વેશ્યા ઉંબરા માય ૧

( ચાલ–નગરી નગરી )

નાથ નગીના શ્યાને સીધાવો, સોનૈયા વરસાવી રે,
થેલા ભરી ભરીને લઇને જાવો, ગાડા ઉંચ મગાવી રે ૧
નાવે કામ એ દામ તમામ, લઈ જાવો સંગાત રે,
રહી જાવો જો ધામ હમારે, ભોગવશુ બેઉ સાથ રે ૨
સુરપતિ સરખુ મોહક મુખડુ, દીપે દિવ્ય દેદાર રે,
કમળશી કોમળ કાયા નીરખી, હુંચે હરખ અપાર રે ૩
અવસર આવો ફરી નહિ મળશે, સમજો ચતુર સુજાણ રે,
રહી જાઓ અહીંઆ ઓ વ્હાલા, મુજ હૈયાના હાર રે ૪
નવ યૌવન રસ નીતરતી છે, રૂપે રૂપાળી કાય રે,
કામણ ગારા નેત્ર તમારા, વિરહ ન સ્હેજે સહાય રે ૫

સોળ સજી શણગાર વળી હું. ગાવું રૂડા ગીતરે;
નૃત્ય ગીત સંગીત સુણાવું. પ્રીતની એવી રીત રે. ૬

નિત નિત નવલા વેશ સજીને. જન્મ કરો પવિત્ર રે;
ભાત ભાત ને જાતજાતના. ભોજન કરવા નિતરે. ૭

નવ યૌવનમાં વિષ્યારસના. લ્હાવા લેવા નાથ રે;
કેવી અનુપમ જોડી જાગી. મળીયો સુંદર સાથ રે. ૮

કામણગારી નયણે વીંધ્યા. રહ્યા વેશ્યા આવાસ રે;
ખીંટે ટગાવી મુનિ ઓઘો. પડીયા ગણિકા પાશરે. ૯

## ઢાળ ત્રીજી

(ચાલ-જીણુંદા વે દિન...)

મુનિવર વસીયા ગણિકા દ્વાર...

ભોગ કરમના તીવ્ર ઉદયથી ભોગવતાં એ ભોગ;
અંતરથી ન્યારા રહેનારા, માને કર્મનો રોગ. ૧

જળ કમળ જિમ રહી નિર્લેપ, વસતા વેષ્યા દ્વાર;
દશ નર દિનપ્રતિપ્રતિ બુઝવતા વીત્યા વર્ષો બાર. ૨

પ્રતિ બોધ્યા નવ નર એક વેળા. બુઝે ના સોનાર;
ભોજનની વેળા જાય વીતી. વિનતી કરે તે વાર. ૩

ધસમસતી હસતી તવ વદતી. ઉભી ગણિકાનાર;
દશમા આજે આપ જ સ્વામી. ધ્યાને કરો છો વિચાર. ૪

વચણ સુણી વેશ્યા વનિતાના, ઉઠ્યા મુનિ તે વાર;
આવી સદ્ગુરુ સંગે રંગે, સંયમ લે ફરી વાર. ૫

તપ જપ સંયમ કિરિયા સાધી, કરતા નિજ ઉદ્ધાર,
સંવેગરંગ તરંગે ઝીલતા, પહોંચ્યા સ્વર્ગ દુવાર ૬

કવિ કુલ કીરિટ લાવણ્યસૂરીશ્વર, શાસનના શણગાર,
તસ પટધર શ્રી લક્ષ્મણસૂરીશ્વર, સુંદર વ્યાખ્યાનકાર ૭

તસપદ પંકજ મધુકરસૂરિ, કીર્તિચંદ્ર ગુણ ગાય,
દાદર જૈન જ્ઞાન મંદિરમાં, રચી સુંદર સજ્ઝાય ૮

—



ક્ષમાના ભંડાર શ્રી ગજસુકુમાલ મુનિના મસ્તક પર તેના સસરા સોમિલ અંગારા મૂકે છે તો પણ મુનિશ્રી અપૂર્વ સમતા દાખવે છે

# શ્રી નંદિષેણ મુનિ

શ્રમણ ભગવાન મહાવીર સ્વામી જ્યારે આ પૃથ્વી-તલને પાવન કરતા રાજગૃહીનગરીમાં પધાર્યા ત્યારે તેમની અમીસમી મીઠી વાણી શ્રવણ કરવા નગરની જનતા ટોળે વળી ઉમટી હતી. મગધાધિપતિ રાજા શ્રેણિક પણ પોતાના વિશાળ પરિવાર સાથે આવ્યા હતા, પ્રભુની એક એક દેશ-નામા કેક આત્માઓ ભવ સાગર તરી જતાં હતા. રાજપુત્ર નંદિષેણ પણ પ્રભુની મધુરી વાણી સાંભળી વૈરાગી બન્યો અને દીક્ષા લેવા તૈયાર થયો. શાસન દેવીએ ના પાડી કે દીક્ષા ના લેશો કારણ કે તમારુ ભોગાવલી કર્મ હજી બાકી છે. પણ રણે ચઢયો લડવૈયો જેમ પાછો ન ફરે તેમ વૈરાગી બનેલા નંદિષેણે પણ આ વાત ધ્યાનમા લીધી નહિ અને ખુદ ભગવાન મહાવીરના વરદહસ્તે દીક્ષા અંગીકાર કરી એમના શિષ્ય બન્યા, દીક્ષા લીધા પછી તેમણે ઉગ્ર તપશ્ચર્યા આદરી એટલુ જ નહિ પણ કાયાની માયાને તિલાજલી આપવા એમણે પહાડ જેવા નિર્જન પ્રદેશમા વિહરવા માંડયું. તેઓ આત્મ સાધનામા લીન બન્યા આમ છતા એમનું મન કાબૂમાં નહોતું આવતું. છેલ્લે તેમણે આપઘાત કરવાનો વિચાર કર્યો, પણ પાછો વિચાર ફર્યો, અને તેઓ એકદા છઠના પારણે નગરીમા વહોરવા પધાર્યા, એક ઉચો પ્રાસાદ નિહાળી તેમણે ધર્મલાભ આપી ત્યાં પ્રવેશ કર્યો, પણ સામો અવાજ



ખીંટીએ લટકાવી રાખેલા ઓઘા લઈને મુનિશ્રી ત્યાંથી
ચાલવા માંડે છે અને વેશ્યા પગમાં પડી વિનવે છે પણ
મુનિશ્રી તો ક યાપુના માગે ઓધાવી ગયા

# શ્રી સનત્કુમાર ચક્રવર્તી

## ઢાળ પહેલી

### દુહા

રાજે રાજનગર મહીં, જિન ભવનો સુવિશાળ;
જૈન પુરી શોભે ખરી, શ્રાવક ગુણમણિ માળ. ૧

વાઘણપોળ વિરાજતા. આદીશ્વર ભગવાન.
જગ બ ધવ જગ સાર્થવાહ, હૃદય કમળ ધરી ધ્યાન. ૨

સમરી અમરી શારદા. પ્રણમી ગુરુ પદ પદ્મ,
ચક્રી સનંતકુમારના, ગુણ ગાવું ગુણ સદ્મ. ૩

(ચાલ–ભારતકા ડંકા આલમ મેં)

ભૂમિ ભારતમાં કુરુ દેશ વસે
ગજ પુર નયર સુંદર વિલસે
તિહા શોભે ચક્રી સનતકુમાર
જે અનુપમ રૂપ તણા ભંડાર. ૧

સુર લોકે સુરવર સમુહ મહી,
ગુણ ગાવે ઇંદ્ર નરિન્દ્ર ચહી
શું ચક્રી રૂપની વાત કહું;
ધરી કર્ણ સુરો સાંભળતા સહુ. ૨

સુણી વાણી શ્રવણે ઇન્દ્ર તણી
    દોય દેવને શંકા ઉપની ઘણી
દ્વિજ રૂપ ધરી દેવલોકેથી
    આવે જોવા પર ખંડ વણી    ૩

સ્નાન મંડપમા રાજ રાજેશ્વર
    તવ બેઠા સ્નાન કરણ કાજે
જાણે સોળ કળા ખીલ્યો ચંદ્રમા
    એના અનુપમ સૌંદર્ય છાજે    ૪

સુર નિરખી રૂપ રાજેન્દ્ર તણુ
    તન મસ્તક મસ્તર ડોલે છે
શુ રૂપ અનુપમ ચક્રીનુ
    નહિકો જગમા તસ તોલે છે    ૫

નવરાગની વેળા વિધાતાએ
    ઘડીયો શુ સુંદર દેહ ખરે
મહા પુણ્યે નિહાળ્યો નયણે અમે
    શુ શોભે નરપતિ રૂપ અંગે    ૬

ઢાળ બીજી

દુહા

કીણ કારણ આવ્યા તમે, કયાના વાસી જેહ
ચક્રી પુછે દેવને તવ બોલે ભૂદેવ ૧
તુમ કીર્તી સાંભળી આવીયા સુણી પ્રશંસા રાય !
અદ્ભુત રૂપ નિહાળતા, હૈયે હરખ ન માય ૨

વેણ સુણી ભૂદેવનાં. બોલે ચક્રી રાજ
જો જો તે વારે તમે. સજશુ જ્યારે સાજ....૩

હમણા શુ નિરખો તમે, ખેળ ભરી મુજ કાય
ન્હાઈ ધોઈ અલકરુ. તવ જો જો મુજ કાય....૪

મહા મૂલે આભૂપણે, સજીશ જ્યારે અગ
સુંદર ને સોહામણો. લાગે દેહનો રાગ....૫

શિર પર મુગટ સોહામણો, કાને કુંડળ સાર
આભૂપણ અંગે ઘણા, કઠે શોભે હાર. ૬

છત્ર ધરી સિહાસને બેસુ સભા મોઝાર
તમે જો જો આવી તમે, સુદર મુજ દેદાર... ૭

નિજ સ્તવના શ્રવણે સુણી, ઉપન્યો ગર્વ અપાર.
ગર્વ કરતાં તે ક્ષણે, પલટી કાય તે વાર... ૮

## ઢાળ ત્રીજી

(ચાલ-જ્ઞાનનાં એ દિવડાને)

જ્ઞાની ભાખે રૂપના કોઇ ગર્વ ન કરશો પ્રાણીરે
ચક્રી કેરી કાયા રોગે, ક્ષણમાહી પલટાણીરે
દ્વિજવર બોલે સુણહો રાજન્!
થાશો નહિ નારાજ

સોળ સોળ રોગે કરી કાયા, ઘેરાણી નૃપરાજરે. ૧

તે જ ક્ષણે તબોલ થુંક્યુ ત્યા,
ખદબદ કીડા થાય

કાયા કેરા કાચા કુભે, જીવલડો મલકાય રે. ૨

## ઢાળ ચોથી

ઉપન્યો ચક્રી મન વૈરાગ
દીધા ૭ ખંડ જેને ત્યાગ ઉપન્યો

લક્ષ ચોરાશી હયગય રથ તજી પાયદલ છન્નુ કોડ,
સહસ્ર ચોસઠ અંતે ઉરી ત્યાગી, ત્યાગી જિનનો મોડ ૧

ચૌદ રતન નવ નિધિ ત્યાગ્યા, સહસ્ર બત્રીસ વળી દેશ
છન્નુ કોટિ ગામડા છોડી, પહેર્યો સાધુ વેશ ૨

ચઉ કોટિ મર્ણ અન્ન નિત સીઝે લણ દશ લક્ષ પ્રમાણ
ગોકુળ ત્રણ કોટિ કોટિ હળ છોડી બહુ ધન ધાન ૩

સહસ પચીસ સુર સેના કરતા ઋદ્ધિ અપરંપાર
એકાકી સંયમ લઈ ચાલ્યા છોડી સવિ પરિવાર ૪

---

## ઢાળ પાંચમી

(ચાલ–છે સાવ જગતમાં અંધારું)

ઓ નાથ નગીના ક્યાં ચાલ્યા, રડવડતા અમને મૂકી
સૌ વિનવે ઝુકી ઝુકી

સહસ્ર ચોસઠ અંતે ઉરી મુનિની, પાછળ પાછળ ફરતી
કરુણ સ્વરે વિલપતી બોલે આંસુડા નારતી
છન્નુ કોડ પાયદળ ચાલે છે પાછળ પાછળ રડતા ૧

પચીસ સહસ બે કોટિ પુનો મહેલાતોને છોડી,
છ છ મહીના પાછળ ભમતા, વિનવે બે કર જોડી
મહા વૈરાગી ત્યાગી મુનિવર ચાલ્યા મમતા મોડી ૨

કૃપા કરીને વિનવે સહુએ. નેહ નગરથી નીરખો.
તોય ન સામું નિરખે મુનિવર. રાગ ન બિંદુ સરીખો
પાય અગવાવણે શિર ઉઘાડે. મનથી માયા મોડી....૩

શિરપર છત્ર ધરી બે બાજુ. ચામર ઢાળી ચાલે,
પ્રજા પુરોહિત ને વળી મંત્રી. એકી નજરે ભાળે
અગણિત નર ને નારી સઘળા. દડદડ આંસુ સારે....૪

પિયુ વિના સૂના મંદિરીયા. લૂણ વિના ભોજનીયા
દીપ વિના અંધારું ગેહે. જળ વિના સરવરીયા.
તુમ વિના અમ કુણ આધારો. બોલે \ રડતા રડતા....૫

એક લાખ ને હજાર બાણું. મળીને સહૂ વિનવતી
બીન પાની મછલી તડફડતી. તિમ સૌ તડફડ કરતી
કાંટા કાંકરા પગમા ચૂમતાં. તોયે પાછળ ફરતી....૬

## ઢાળ છઠ્ઠી

( ચાલ–મન ડોલે )

ધન્ય ધન્ય હજો, ધન્ય ધન્ય હજો.
મુનિરાજ શ્રી સનંતકુમાર રે. વંદન કોટિવાર.

ઇંદ્ર સભામાં પ્રશંસા કરતા, કરતાં મુનિ ગુણગાન,
ઇંદ્રિવચણ અણમાનંતો સુર, ભિષગરૂપ સુજાણ;
છળવા કાજે, મુનિવર પાસે, આવે સત્વર દેવ. ૧

રોગના ભોગ બન્યા મુનિરાયા, આપું ઔષધ સાર,
તવ મુનિ જંપે છે ઔષધ શું ? ભાવ રોગ હરનાર.
મુજ પાસે પણ છે ઔષધ આ, બાહ્ય રોગ હરનાર. ૨

શુક લગાડયુ અશુઠરે તર કથન અમ દેખાય,
અનુપમ લબ્ધિ મુનિની નીરખી, હૈયે હરખ ન માય,
કેવા ત્યાગી મહાવૈરાગી, પ્રણમે મુનિવર પાય ૩

સાતમે વર્ષ સુધી મહારોગે સહતા સમતા ભાવ,
ઔષધનો ઉપચાર ન કીધો, અનુપમ જાસ પ્રભાવ,
કોટિકોટિ વદન મારા, નિત ઉઠી પ્રભાત ૪

નિર્મળ ચારિત્ર પાળી ઉપન્યા, દેવગતિ મોઝાર,
ધર્મનાથ સ્વામીના તીર્થે, ચવી થયા સુખકાર,
એક જનમના અંતરમુક્તિ, એ મુનિવર વરનાર ૫

કવિકુલ કિરીટ લબ્ધિસૂરીશ્વર, પરમ પ્રભાવક જાણુ,
તસ પદ પદ્મે ભ્રમર સરીખો, કીર્તિસૂરી ગુણ ગાય ૬



# સનત્કુમાર ચક્રવર્તી

જ્યારે દેવોની સભામાં ખુદ ઇંદ્ર મહારાજ ચક્રવર્તી સનત્કુમારના રૂપગુણની ભારોભાર પ્રશંસા કરવા લાગ્યા, ત્યારે આ પ્રશસાના સુરો સાંભળી બે દેવો ચમકી ઊઠ્યા ! હાડ. માંસ અને રૂધિરથી ભરેલી માનવની કાયા શું આટલી રૂપાળી હોય ખરી ! હરગીઝ નહિ.

અને તેઓ ઇંદ્રની વાત જુઠી ઠરાવવા ભૂદેવના વેશમાં આ ભારત વર્ષના કુરુદેશમાં હસ્તિનાપુરમાં જ્યાં ચક્રવર્તી સનત્કુમારની રાજધાની હતી ત્યાં આવી ચઢયા.

સનત્કુમાર ચક્રવર્તી તે વખતે સ્નાનમંડપમાં સ્નાન કરી રહ્યા હતા.

સેવકોએ જણાવ્યું. મહારાજાધિરાજ ! આપના રૂપગુણની પ્રશંસા શ્રવણ કરી બે ભૂદેવો બહુ દૂરથી આપના દર્શને આવ્યા છે, શી આજ્ઞા છે ?

ભલે આવે ! મહારાજાએ જવાબ વાળ્યો. અને ભૂદેવના વેશમાં સજ્જ થયેલા બન્ને દેવો ત્યાં આવીને ઉભા રહ્યા. ચક્રવર્તીની કમનીય કાંતિ. અદ્ભુત રૂપ અને અનુપમ સૌંદર્ય નિહાળી તેઓ તો ઠરી જ ગયા, આશ્ચર્યમાં ગરકાવ થઇ ગયા. અને મોમાં આગળા નાંખી ડોલવા લાગ્યા કે ખરે જ ચક્રવર્તીનું રૂપ અને સૌદર્ય અનુપમ છે

ચક્રવર્તી ભૂદેવોનો ભાવ કળી ગયા અને બોલી ઊઠયા અરે ભૂદેવો ! આ તો હજી કંઇ નથી, જ્યારે હું વસ્ત્રા-

તપ જપથી કાયા કૃશ થઇ ગઇ છે એવા સનત્કુમાર રાજર્ષિનું શરીર ભયંકર રોગોનો ભોગ બન્યું. છતાં તેઓ ઔષધ લેતા નથી. લેવાની ઇચ્છા પણ રાખતા નથી.

એ દેવો પુનઃ તેમની સહનશીલતાની કસોટી કરવા આવ્યા. ઔષધ આપવા લાગ્યા. પણ મહામુનિવરે ઔષધ લેવાની ચોખ્ખી ના પાડી અને કહ્યું. આ બાહ્ય ઔષધ તો મારી પાસે પણ છે અને તેમણે પોતાનુ થૂંક આંગળીએ ચોપડ્યું. ત્યાં તો એ આંગળી કંચનવર્ણી બની ગઇ. દેવો એ જોઇને સ્તબ્ધ બની ગયા શું મહર્ષિના શરીરના મળ-મૂત્ર અને થૂંકમાં પણ આવી લબ્ધિઓ -શક્તિઓ ભરી પડી છે. અને તેઓ ભક્તિભર્યા હૃદયે વંદન કરીને અદૃશ્ય થયા.

દ્રવ્યરોગ દૂર કરવાની તાકાત તો તેમના મળ-મૂત્રમાં હતી. પણ એ તો ભાવ રોગ-કર્મને દૂર કરવા ઇચ્છતા હતા.

સનત્કુમાર રાજર્ષિ ૭૦૦ વર્ષો સુધી સમભાવે રોગોને સહન કરી. સુંદર ચારિત્ર પાળી અને સ્વર્ગે સીધાવ્યા.

આ કથા આપણને સુંદર બોધપાઠ આપી જાય છે કે રૂપ. જ્ઞાન. તપ. ઐશ્વર્ય. જાતિ, કુળ. બળ અને લાભ વિગેરેનું કોઇ અભિમાન કરશો નહિ

❦

' ૨૬ '

# શ્રી અષાઢાભુતિની સજ્ઝાય

## ઢાળ પહેલી

### દુહા

પાર્શ્વ શંખેશ્વર પ્રણમીને, વંદી સદગુરુપાય,
સમરી અમરી તારના, ગુંથતો હું સજ્ઝાય

( ચાલ-ઝંડા ઉંચા રહે હમારા )

શ્રી વચ્છ પાટણ શહેર વસંતા
શેઠ કમલ અતિ રિદ્ધિમંતા
સુશીલ સરલ વળી અતિ રૂપવંતી
ભાર્યા યશોદા જશ ગુણવંતી
તસ સુત નામે આષાઢા ભુતિ
અતિ તેજસ્વી મહાન વિભૂતિ ૧

ધર્મરૂચિ સૂરિવરની વાણી
સુણી વૈરાગી થયો વય નાની
આદર્યા વ્રત અગ્યારમે વર્ષે
સંયમ પાળે દિન દિન હર્ષે ૨

જ્ઞાન ધ્યાન તપ ત્યાગના રંગે
ગુરુ સેવા કરતા મન ચંગે
અંગ ઉપાંગાદિ જાણનારા
અનુપમ લબ્ધિના વરનારા ૩

ગુરૂ આણા અહી ગોચરી જાવે
ભમતા ભમતા નટગૃહ આવે
નાટકીયે મોદક પ્રતિ લાભ્યા
મોદક વહોરી મુનિશ્રી સીધાવ્યા.... ૪

**ઢાળ બીજી**

(ચાલ—એક દિલકે ટુકડે...)

હવે અષાઢાભૂતિ વિચારે છે
આ મોદક સૂરિવર વાપરશે
મન મોદ કરે એવો મોદક
પણ મુજને તો એ નહિ મળશે. ૧
ઇમ ચિંતવી રૂપ વિકુર્વિને
નટ ગૃહ ફરી મુનિ આવે છે
મુનિ વિવિધ રૂપ વિકુર્વિને
નટ મંદિર ફરી ફરી આવે છે. ૨

**ઢાળ ત્રીજી**

**દુહો**

ઝરૂખામાં ઊભો રહી. નટખટ નિરખે દૂર
પલટી રૂપ મુજ આંગણે. ફરી આવે મતિ શૂર

(મારે તે ગામડે ..)

મારે મંદિરીયે રોજ રોજ આવજો
મીઠા મોદક વહોરીને સીધાવજો...મારે.

**સાખી**

નટખટ કહે નિજ પુત્રીને. મુનિવર લબ્ધિવંત
વશ કરજો તેને તમે, તો થાશું ઋદ્ધિવંત

સાત ડેરી વાત એ તો દીલમાહી ધારતી
સોળે શણગારે કાયા શણગારતી
આગણીયે આજ ગુરુરાજ પધારજો
આટલી વિનતી મારી સ્વીકારજો મારે

## ઢાળ ચોથી

( ચાલ ઘર આવા મેરા પરદેશી )

આનંદ આનંદ આનંદ આજ
આગણે આપ પધારો આજ
જય સુંદરી ભુવન સુંદરી
જાણે અમરપુરીની પરી
વાણી ઉચરતી મધુરી ૧
નયન કટાક્ષે વીંધતી
લટકા ચટકા બહુ કરતી
મુનિવર મનડાને હરતી ૨
ઘર ઘર જાવુ ભિક્ષા કાજે
મેલુ ઘેલુ મુખ લાજે
તાપે ગિર ચરણ દાઝે ૩
કમળ થી કોમળ છે કાયા
સહવા બહુ તડકા છાયા
કાપો તમને નરમાયા ૪
માવો મોજથી વિલસીએ
રમીએ જમીએ ને હસીએ
સુંદર મહિમા વસીએ

મોહ નૃપે દીધો મુંઝવી
ચારિત્રથી દીધો ચૂકવી
ભાવનામાં સુંદરી વરવી. ૬

## ઢાળ પાંચમી

### દુહા

સુંદરીની વાણી સુણી. બોલ્યા મુનિવર તાસ
ગુરુને કહી હું આવું છું, સત્વર તારી પાસ. ૧
ઝટપટ નટ ગૃહથી મુનિ. આવે ગુરુવર પાસ
વેળા કયાં વીતી કહો. પૂછે સૂરિવર તાસ. ૨
વિષય વિવશ વિનય ચૂકી. બોલે ત્રાટકી ત્યાંય
ઘર ઘર ભિક્ષા માગવી. મુજથી નહિ સ્હેવાય. ૩
શીત તાપ પીડા વળી. સુણવા કડવા વેણ
હ્યો ઓઘો આ આપનો. વીંધ્યો નટડી નેણ. ૪

(ચાલ–લાખ લાખ દીવડાની)

લાખ લાખ વાર ગુરુદેવ સમજાવતાં
કરી લે જરા તું વિચાર....
મળશે ના જન્મ માનવનો
કાળ અનંતો ખોયો વિષયમાં
દુઃખ અનંત સહ્યા ભમતા ભવ રાનમાં
નરક નિગોદ મોઝાર.... ૧
કૂડ કપટની પેટી તું જાણજે
નારીને મળમૂત્ર ભંડાર માનજે
દેખાડે નરકનાં દ્વાર.... ૨

લટકાળી ચાલ ને રૂપે રૂપાળી
ઉપરથી ઉજળી ને અંદરથી કાળી
ભાળીને શાને મોહાય ૩
જૂઠા મોગન એ ખાતી ખનકાવતી
મીઠું બોલીને સૌને લલચાવતી
અપજશ આપતી અપાર ૪
ભણી ગણી તુ પંડિત બન્યો છે
શ્યાને હવે તુ ઘેલો બન્યો છે
લબ્ધિનો તુ ભંડાર ૫

## ઢાળ છટ્ઠી

### દુહા

મવગાળી ગુરુ શીખને, ચાલ્યા લબ્ધિવમાન,
તવ વદતા ગુરુ વારજે, માસ મદિરા પાન ૧

(ચાલ-છાડ ગયે ગીરનાર)

ત્યાંથી ચાલ્યો જાય, મુનિ વેષ અષાઢા છોડીને
માનંદ અંગ ન માય, એ જાય નટગૃહ દોડીને
અંગ અંગ અનંગ જગાવ્યો, મગન જ્યુ અંગ દહે
કામાતુર વતર પીવા જિમ, ઉંચ અધાપો લહે ૧
નેહે નાટકણી બે પરણ્યો, ઊર ધરી ઉચ્છરંગ,
નત ઉડાવી ઘર મંડાવ્યુ જો જો નટણી રંગ ૨

## ઢાળ સાતમી

### દુહા,

દૂર દેશથી આવીયા, નાટકીયા મગરૂર
સિંહરથ નૃપતિને વદે, વાદ કરણ આતુર ૧

વિજય વરી આ પૂતળા, મેળવીયા મહારાજ
અધિક કુશળ કોઈ હોય તો. સમુખ આવે આજ. ૨

આષાઢા તેઓ નૃપે નાટક કરવા કાજ
સઘળા નટ જીતી ગયો. નટમંડળ શિરતાજ. ૩

તસ પૂતળા છોડાવીને. ઉતાર્યો મદતાસ
વળતા નિજગૃહ નારીને નિરખી થયો ઉદાસ. ૪

ચિત ચિંતે હોય સુંદરી. સ્વામી ગયો છે આજ
માસ મદિરા પી કરી. મસ્ત થશુ સજી સાજ. ૫

( ચાલ-જોને ગુર્જર કાજે )

જેના રાગે પડી. દીધી દીક્ષા છોડી
મૂઢ કેવો-મને વાર હજાર ધિક્કાર....

માસ મદિરાનુ પાન એ કરતી
મુખ માખીઓ ભણભણ કરતી
દુર્ગંધનુ ઘર. નિર્દયતાનુ નગર... મૂઢ ૧

કરી વમન નગન પડી એ
હવે રહેવું ન અહીંઆ ઘડીએ
દઢ દીલ કરી, ગયા એ નીસરી....મૂઢ ૨

વિશ્વકર્માએ વાત જ જાણી
કહ્યું પુત્રીને લાવો તાણી
એ ચાલ્યો જશે, રંગ ભંગ થશે. મૂઢ ૩

## ઢાળ આઠમી

( ચાલ-ભિક્ષા દે દે મૈયા પિંગલા )

પરાણી શું જાવો છોડીને, નીલકું કરે પુકાર—વ્હાલા નાથજી
વિનતી કરું હું બે કર જોડી
અમને દગો ના તરછોડી
અન્ય ન અમ આધાર—વ્હાલા ૧
ભૂલ હમારી માફ કરજો
નેહ નજરથી નાથ નિરખજો
અરજી ઉર અવધાર—વ્હાલા ૨
કેમ હવે જીવન નિરવહશું
વિણ ધન જીવન પૂર્ણ શે કરશું
અમ જીવન આધાર—વ્હાલા ૩

## ઢાળ નવમી

### દુહા

વિનતી ઉર અવધારીને, દીલમાં લાગી વિરાગ
જળ કમળ નિર્લેપ થઇ, અંતર ચાહે ત્યાગ—

( ચાલ-પ્રભુના પગલે પગલે )

અતિ અદ્ભૂત અખાડો ભજવે, નાટક સુંદર સાર
નૃપતિને વિનતી કરી લીધા, પાયને રાજકુમાર ૧
ચક્રપાળ ભરતેશ્વર કેરું, રાજસભા મોઝાર
હુબહુ રાય જમૂ કરી એવો, દંગ કર્યા નરનાર ૨
પ્રેક્ષક સર્વે મુગ્ધ બનીને, કરતા ધન વરસાદ
અગણિત માનવ નિરખી હરખી, કરતા જય જયનાદ ૩

આંગળીથી વીંટી સરી પડતાં. આદર્શ ભુવને જાણ
અનિત્ય ભાવે ચઢતા ચઢતા. પામે કેવળ જ્ઞાન. ૪

ગગનાગણથી ઉત્સવ કરવા. આવે સુર પરિવાર
પાંચસે રાજકુમારે સાથે, લે સંયમ સ્વીકાર. ૫

ધન સઘળુ સસરાને મળતા. હરખ્યો પારાવાર
સાચા ચિત્તે વરણવીયું એ. ચિત્ત વિશુદ્ધિ મોઝાર. ૬

વિજયાનંદ સૂરીશ્વર પાટે. કમલસૂરીશ્વરરાય
સ્વપર સમયના જ્ઞાતા કવિગુરુ, લબ્ધિસૂરીશ્વરરાય. ૭

પટ્ટ પ્રદીપક દક્ષિણ દીપક. લક્ષ્મણસૂરીશ્વરરાય
તસ શિશુ કીર્તિસૂરી ગુણ ગાવે, ભવિજનને હિતકાર. ૮





શીત તાપ પીડા વળી, સુણવાં કડવાં વેણ;
લો ઓઘો આપનો, વીંચ્યો નટડી નેણ.



માંસ મદિરાનું પાન એ કરતી, મુખ માખીઓ બણબણ કરતી;
કરી વમન નગન પડી એ, હવે રહેવું ન અહીંયાં ઘડીયે.

( અષાઢાભૂતિ મુનિ સમજીને માર્ગે આવે છે. )

અષાઢાભૂતિ મુનિ ઉપાશ્રયે પાછા ફર્યા અને ગુરુદેવને કહ્યું ગુરુદેવ! આ આપનો ઓઘો અને મુહપત્તિ સભાળો હુ તો નટપુત્રીઓમા આસક્ત થયો છુ ગુરુદેવે ઘણુ સમજાવ્યા છતા મુનિશ્રી ન સમજ્યા અને સાધુ મટી સસારી બન્યા અને નટકારની બન્ને પુત્રીઓ સાથે લગ્નગ્રથીથી જોડાયા અને આનદ વિનોદમા દિવસો વ્યતીત કરવા લાગ્યા

અષાઢાભૂતિમા રૂપ પરાવર્તન કરવાની વિશિષ્ટ શક્તિ હોવાના કારણે ચારેકોર તેમના યશોગાન થવા લાગ્યા

નટકારે પોતાની પુત્રીઓને શિખામણ આપી કે ભૂલે ચૂકે તમે માસ મદિરાનુ પાન કરતા નહિ નહિતર આ મહાપુરુષ હાથમાથી છટકી જશે

એકદા અષાઢાભૂતિ રાજદરબારમા નાટક ભજવવા માટે સીધાવ્યા છે પણ રાજાને અચાનક કામ આવી પડવાથી નાટક બધ રાખવામા આવ્યુ, એટલે અષાઢાભૂતિ ત્યાથી પાછા ફર્યા

ઘરમા પગ મૂક્યો અને સ્ત્રીઓની નિર્લજ્જ દશા નિહાળી એમનુ હૈયુ હચમચી ઊઠ્યુ મુખ પર માખીઓ બણબણ કરી રહી હતી દુર્ગંધ-દુર્ગંધ પ્રસરી રહી હતી

આમ તો અષાઢાભૂતિ મહાવૈરાગી હતા તેમનો અતરાત્મા જાગ્રત હતો અને વળી આ દ્રશ્યે તેમને વધુ જાગૃત કર્યા

એક વખત રાજસભામા રાષ્ટ્રપાલ નામે ભરતેશ્વરનુ ભવ્ય નાટક ૫૦૦ રાજકુમારો સાથે અષાઢાભૂતિ ભજવી રહ્યા છે ભરત મહારાજાનો એક એક પ્રસગ હુબહુ રજૂ થઈ રહ્યા છે પ્રેક્ષકો આનદમગ્ન બની તાલીઓથી વધાવી રહ્યા છે છેવટે આરિસાભુવનમા ૫૦૦ રાજપુત્રો સાથે અષાઢાભૂતિ



**હાવભાવ અને રંગરાગપૂર્વક બન્ને યુવતીઓ અષાઢા ભૂતિમુનિને ચલાયમાન કરવા પ્રયત્ન કરે છે.**

---

આંગળીમાંથી મુદ્રિકા સરી પડતાં ભરત મહારાજાએ જેમ અનિત્ય ભાવના ભાવતાં કેવળજ્ઞાન મેળવ્યુ. તેવી રીતે અષાઢાભૂતિ પણ આબેહૂબ એજ પ્રસંગને રજૂ કરે છે. અનિત્ય ભાવનામાં ચઢે છે અને પાંચસો રાજપુત્રોની સાથે અષાઢાભૂતિ પણ કેવળજ્ઞાન મેળવે છે. દેવોએ અર્પણ કરેલ સાધુવેશને ગ્રહણ કરી ધર્મલાભ આપી ત્યાથી વિદાય લે છે અને અવનિતલ પર અગાધ ઉપકાર કરી મુક્તિ સૌધમાં સીધાવી જાય છે.

આ કથા ‘ભાવે ભાવના ભાવીએ ને ભાવે કેવળ થાય’ યાને ભાવ ધર્મની મહત્તા દર્શાવી આપણને ભાવનાનો અપૂર્વ પાઠ શીખવી જાય છે.

સમયે પૂછીશ પ્રશ્ન હું તેહને, ચિંતવી જાવે ગેહ
હુલરાવે બાળકને હોંશે કરતાં ભોજન નેહ. ૭

ઝુલતાં ઝુલતાં બાળ તે વારે. મુતરે ભોજન થાળ
હોંશે હોશે શ્રેષ્ઠિ જમતાં. કરતા બાળ સંભાળ. ૮

તે વેળા શ્રેષ્ઠિ ઘેર આવ્યા. જ્ઞાની ગુરુ ભગવંત
વળી પણ હસતાં દીઠા શેઠે. દિગ્મૂઢ થયો અત્યંત. ૯

## ઢાળ બીજી

(ચાલ—છે સાવ જગતમાં અંધારું)

આ વિશ્વે વ્યાપ્યું અંધારું
મહા મોહરાયના રાજે
સહુ સુણજો સજ્જન આજે

સંશય શ્રેષ્ઠિ ચિત્તમાં ઉપન્યો
ચઢયો અતિ ચકરાવે
ભોજન કરી હાટે તવ આવે
કસાઇ બોકડો લાવે
વાર વાર વારે તો યે એ
ચઢી દુકાને આવે. ૧

કસાઇ કહે છે પાછો વાળો
નહિતર આપો નાણા
કપડો રાખ્યો આડો એને
નહિ કંઇ આપ્યા નાણા
આંસુડા સારતો વળતો
બોકડો થાય રવાના. ૨

ત્રણ વેળા મુનિવર હસતા
દીઠા શેઠે જાતે
વિણ કારણ નહિ મુનિવર હસતા
હું જઇ પૂછુ જાતે ૩

તત્ક્ષણ ઉઠી શેઠજી ત્યાથી
આવ્યા પૌષધ શાળે
વંદન કરી બેઠા મુનિ પાસે
સશય મનમા સાલે ૪

દાળ ત્રીજી

(ચાલ—ભારતકા ડંકા આ આંગણીએ આજ પધારોને)

મુજ વિનતડી ગુરુ ઉર ધરો
મુજ મનનો સશય દૂર કરો
ત્રણ ત્રણ વેળા હસવું આવ્યુ,
કિરણ કારણ મુજ મન તલસાવ્યુ ૧
મુનિરાજ કહે સુણ હે શ્રેષ્ઠિ!
એ કહેવામા કઇ સાર નથી
જબ શ્રેષ્ઠિ આગ્રહ ખૂબ કરે
તસ સશય મુનિવર દૂર કરે ૨
હે શેઠજી! ધ્યાને સવકાવો
નિરખી પ્રાસાદ ત્યે હરખાવો
તારુ આતમ દિવસે મૃત્યુ વશે
પરલોકની વાટે સચરશે ૩

## ઢાળ ચોથી

તારું કોઇ નથી, ગયા જ્ઞાની કથી,
જરા જ્ઞાન નયન તું ખોલે રે,.... જ્ઞાન નયન તું ખોલ.

એકલો આવ્યો એકલો જાશે, નહિ કોઇ આવે સાથ
કુટુંબ કબીલો રાચરચીલું, માત-પિતા ને ભ્રાત,
અંત સમય સહુ અળગાં રહેશે નહિ કોઇ ઝાલે હાથ. ૧

વનમાં મોટો વડલો ને વળી, બહોળી શાખ સુહાય
અગણિત પંખી આશ્રય લેતાં, શીતળ જેની છાંય
દવ લાગંતાં તરુવર જળનાં, પંખી ઉડી વિખરાય. ૨

રાજકુંવર પરદેશે ફરતાં, ભાથું ન લીધું સાથ
મારગમાં મુંઝાણો બહુ એ, નહિ કોઇનો સંગાથ
ઈમ પરભવ સંચરતા જીવને, પીડાનો નહિ પાર. ૩

ઘેર પરોણો આવ્યો એણે, સંચરતા શી વાર
તિમ ઓચિંતો હંસલો જાવે, નિશ્ચય નહિ તિથી વાર
મનનાં મનોરથ મનમાં રહેશે, રહેશે અધુરાં કાજ. ૪

મૃગલાના યુથમાંથી મૃગપતિ, મૃગને ઉચકી જાય
તિમ સહુની વચમાંથી જીવને, મૃત્યુ ભરખી જાય
ચિંતામણી સરીખો માનવ ભવ, ઉપલ સાટે જાય. ૫

દુર્લભતા જાણી નરભવની, ધર્મ કરો સુખદાય.
રત્નત્રયી આરાધન કરતા, પાતિક દૂર પલાય
જનમ મરણના ફેરા ફેરા, ટળશે ગતિ દુઃખ ચાર. ૬

## ઢાળ પાંચમી

(ચાલ-આવો આવો દેવ! મારા સૂનાં સૂનાં દ્વાર)

સુણજો સુણજો સહુ, એ વાતે એક વાત
નિશ્ચય સાર નથી સંસાર
રમાડતો'તો સુત હું જ્યારે, કેમ હસ્યા તે વાર
જેને તું સુત કહી હુલરાવે, તે તુજ સ્ત્રીનો જાર ૧
નિજ હાથે તે માર્યો એને, કરતા ભુંડા કામ
વેર જ લેવા એ અવતરીયો, કૂડ કપટનું ધામ ૨
ધીરે ધીરે મોટો થઈ એ, ખોટા કરશે કામ
નિજ નારીને વિષ આપીને, પહોંચાડે યમધામ ૩
મોંઘા ખરચે બનાવ્યો બાંધ્યો, વેચી દેશે એહ
વ્યસનોમાં આસક્ત બનીને, નાણું ખોશે તેહ ૪
નિજ નારીના જારને તું તો, ફૂલરાવે ધરી પ્યાર
પીતો'તો પ્રેમે તસ મુતર, હસતો તેથી વાર ૫
ઢાંગે ચડતો બોકડો નીરખી, કેમ હસ્યા મુનિરાય!
જ્ઞાની મુનિવર જ્ઞાનથી ભાખે, સુણતાં અચરજ થાય ૬
કૂડા તોલ ને કૂડા નાપા, કૂડ કપટમય ભાવ
એ ઉપને તિર્યંચ ગતિમાં, માયા મળ સ્વભાવ ૭
એકદા શ્રેષ્ઠિ બારે બેઠા, ત્યાં આવ્યો ચંડાળ
પ્રપંચ કરી કે બોકડું માર્યું, કેવો જાગ્યો તાવ ૮
ધન જઈ તોડ્યું તન બોલ, ઉપન્યો ખેદ અપાર
કેવો થયો બારે તસ મનમાં, તેથી થયો વૈરુદાન ૯

કાળ કરી પિતા તવ પામ્યો. બોકડાનો અવતાર
હાટની વાટે ઘાતકી બોકડો. આણંતો તે વાર. ૧૦
દુકાન નિજની નિહાળતા તે. પામે જાતિ સ્મરણ
ઘાતકીથી નિજ રક્ષણ કાજે. આવ્યો પુત્ર શરણ. ૧૧
ચોધારાં આંસુડાં સારે. જ્યારે કાઢે બહાર
શ્રવણે સુણતાં સત્વર જાવે. કસાઇ કેરાં દ્વાર. ૧૨
આપી દે એ બોકડો મુજને. તો ઉર આનંદ થાય.
કસાઇ કહે કકડા કરી નાખ્યા, રહ્યો હવે રંધાય. ૧૩

## ઢાળ છઠ્ઠી

### દુહો

જ્યારે હું તુજ અર્પતો. ગ્રહ્યો નહિ તે વાર,
કસાઇ કહે તું મૂર્ખ છે. નહિ વિવેક વિચાર. ૧

(ચાલ–આંસુના ઘેરા અક્ષરે)

આંસુડા શ્રેષ્ઠિ સારતો, ત્યાંથી રવાના થાય છે.
ઘાતકી વાત સુણી હૃદય. ભાંગીને ભૂક્કો થાય છે. ૧
સાધુ સમીપ આવીને, પૃછે છે નાથ મારા તાત,
કઇ ગતિમા સંચર્યા, કૃપા કરી કહોને વાત. ૨

## ઢાળ સાતમી

### દુહા

રૌદ્ર ધ્યાન ધ્યાતા થકા, પામે મૃત્યુ ત્યાય,
કૂડ કપટના કારણે, પહેલી નરકે જાય. ૧

વાત સુણી ઋષિનાયની, કંપી ઉઠ્યો તત્કાળ,
મનમા પસ્તાવો કરે, થાશે શા મુજ હાલ ૨
નાગદત્ત શ્રષ્ટિ હવે, વિનવે છે મુનિરાજ,
સાત દિવસનુ આઉખુ, શે થાશે નિસ્તાર ૩

( ચાલ- જય જય જય જય )

જય જય જય જય, શ્રી જિન ધર્મ આરાધો ભવિયા
તરવા આ સસાર

વાણી સુણી જન બધુ બોલ્યા, કરશો નહિ ઉપતાપ
શ્રી જિનધર્મ આરાધન કરતા, ટળશે તુજ સતાપ ૧
એક દિવસના સયમથી પણ પામે સુર ઋદ્ધિ
અનુક્રમે સકળ કર્મને ચૂરી, પામે ગતિ સિદ્ધિ ૨
અધમાધમ મહાપાપી તરિયા, પાળી સયમ શુદ્ધ,
કર્મ ખપાવી કેવળ વરિયા, કેઇ થયા સિદ્ધ બુદ્ધ ૩
સુણતા સાધુ પુરુષની વાણી, ઉપન્યો ખુબ વરાગ,
શુદ્ધ સ્વભાવે સયમ ગ્રહીને, કરતા જપ તપ ત્યાગ ૪
ચારિત્ર ચાર દિવસનુ પાળે, મ્હાલે આતમ બાગ,
દિન ત્રણ સથારે સૂતા તા, કાયા માયા ત્યાગ ૫
સપ્તમ દિવસે શુભ કપાળે ઉપડ્યુ અતિ ભાર
શરણા ચાર ચતુર ગ્રહીને, સમતા ચિત્ત ધારે ૬
કાળ કરી પહેલા દેવલોકે ઉપન્યો શ્રષ્ટિ જીવ
ચારિત્ર કેરા ફળ છે રૂડા ટાળે ભવ અતિવ ૭
મહા પૂન્યે માનવ ભવ લાધ્યો લાધ્યુ ઉત્તમ કુળ
દેવગુરુ ને ધર્મ આરાધી, પામો સુખ અતુલ ૮

સંઘ સ્થવિર તપસ્વી ગુણી દાદા. વિજયસિદ્ધિસૂરિરાય
શીતળ છાયામાં નિવસતા. આનંદ મંગળ થાય. ૯

મહા પ્રભાવક લબ્ધિસૂરીશ્વર. કવિગણમાં સરદાર
તસ પટ ગગને દિનકર સરીખા. લક્ષ્મણસૂરિ સુખકાર. ૧૦

તસ પદ પંકજ મધુકર સરીખો. કીર્તિસૂરી ગુણ ગાય
સંવેગ રંગ તરંગે ઝીલતાં, શ્રોતાજન હરખાય. ૧૧

બે હજાર ને ચૌદની સાલે. વિદ્યાશાળામાંય
જ્યેષ્ઠ કૃષ્ણ પક્ષી રવિવારે. પૂરણ કરી સજ્ઝાય. ૧૨



# શ્રી નાગદત્ત શેઠ

મનહર માલવદેશની ઉજ્જયની નગરીનું સ્થાન પ્રાચીન કાળથી મોખરે રહેલું છે. ક્ષિપ્રા નદીના કિનારે આવેલો પ્રગટ પ્રભાવી શ્રી અવંતી પાર્શ્વનાથ સ્વામીનો ભવ્ય પ્રાસાદ ભવ્યાત્માઓને અદ્યાવધિ આનંદ આપી રહ્યો છે.

આ જ નગરના નિવાસી નાગદત્ત શેઠની ભાવના હતી કે હું એક ભવ્ય પ્રાસાદ બંધાવી અને લક્ષ્મીનો લ્હાવો લઉં. તે માટે તેમણે અનેક શિલ્પીઓને આમંત્રણ આપ્યું. પ્રાસાદ બંધાતા બાર બાર વર્ષ પસાર થઈ ચૂક્યા હતા. શેઠ કારીગરોને સૂચના આપતા હતા કે પ્રાસાદને સુંદર કળા કારીગરીથી અને રંગરોગાનથી ભવ્ય અને ભભકાદાર બનાવજો, તે જ વખતે એક જ્ઞાની ગુરુ મહારાજ તે રસ્તેથી પસાર થતા હતા, તેમના કાનમાં આ શેઠના શબ્દો અથડાયા અને સ્વભાવિક મુનિશ્રીને જરા હસવું આવ્યું. શેઠની દૃષ્ટિ મુનિશ્રી પર પડી અને શેઠ મનમાં જ બબડ્યા કે મારૂં મકાન છે અને કારીગરોને હું સૂચના આપું છું તેમાં મુનિશ્રીને હસવાનું શું પ્રયોજન? ઠીક સમયે પૂછીશ. એમ કહી ત્યાંથી શેઠે વિદાય લીધી.

મધ્યાહ્ન સમયે એ જ ગુરુમહારાજ તેમને ત્યાં વહોરવા પધાર્યા તે વખતે શેઠ ભોજન લઈ રહ્યા હતા. બાજુમાં જ એક નાનું બાળક ઘોડીયા-પારણામાં ઝુલી રહ્યું હતું. શેઠ દોરી ઝાલી તેને ઝુલાવી રહ્યા હતા અને અચાનક બાળકે પેશાબ કર્યો અને તે પેશાબ શેઠના થાળમાં પડયો. પણ શેઠ તો બાળ પ્રેમઘેલા અત્તર સમજી ભોજન સાથે ચાટી ગયા. આ દૃશ્ય મુનિવરે જોયું અને પુનઃ તેઓ હસી પડ્યા



ઝૂલતાં ઝૂલતાં બાળ તે વારે, મૂતરે ભોજન થાળ;
હોશે હોંશે શ્રેષ્ઠિ જમતાં, કરતાં બાળ સંભાળ.

શેઠને પુન આ મુનિશ્રીના હસવાનુ પ્રયોજન ન સમજાયુ' શેઠ વિચારવા લાગ્યા કે વિના કારણ મુનિશ્રી હસે તો નહિ ! પરતુ મુનિશ્રી તો ધર્મલાભ આપી ત્યાથી વિદાય થયા

જમી પરવારી શેઠ પોતાની દુકાને ગયા તે વખતે એક કસાઇ બોકડો લઇને ત્યાથી જઇ રહ્યો હતો પણ એ બોકડો તો શેઠની દુકાન પર ચઢી ગયો, તેની આખમા અશ્રુધારા વહી રહી હતી શેઠે તેને વાર્યો પણ પાછો તે દુકાન પર આવી ચઢયો કસાઇએ બદલામા પૈસા માગ્યા પણ શેઠના હૃદયના દયાનુ ઝરણુ ન ફટ્યુ શેઠ તો નિષ્કરુણ હતા

આ બનાવ પણ એ જ જ્ઞાની ગુરુદેવે દૂરથી જોયો, અને વળી તેઓ સ્હેજ હસી પડયા નાગદત્તની નજર મુનિશ્રી પર પડી અને હવે તેનાથી ન રહેવાયુ અને તરત જ મુનિશ્રીની પાસ ગયો હાથ જોડી પૂછ્યુ કે હે ભગવત ! વિના કારણે સાધુ કદી હસતા નથી, ને આપને મે ત્રણ ત્રણ વાર હસતા જોયા, તો આમ હસવાનુ શુ કારણ છે ? ગુરુદેવે કહ્યુ કે કારણ જણાવવામા મજા નથી પણ શેઠના અતિ આગ્રહને વશ થઇ જ્ઞાની ગુરુદેવે જણાવ્યુ કે પ્રથમ મારા હસવાનુ કારણ એ હતુ કે જ્યારે તમે કારીગરોને રગરોગાન માટે સૂચના આપતા હતા, ત્યારે મને થયુ કે શુ તમે એમા રહી શકશો ખરા ! તમારૂ આયુષ્ય હવે માત્ર સાત દિવસનુ જ છે, શે૦ તો ગુરુનુ કથન સાભળી આભા જ બની ગયા

ગુરુદેવે બીજીવાર હસવાનુ કારણ જણાવ્યુ કે શેઠ ! તમે જેને હુલરાવતા હતા અને જેનો પેશાબ પણ તમે હોસે હોસે ચાટી ગયા એ તો તમારો દુશ્મન છે તમારી પત્ની



નાગદત્ત–પોતાનો બાપ બોકડો થયો છે. જાતિસ્મરણ જ્ઞાનથી
તે પોતાની દુકાને ચઢી જાય છે એને થયું કે–કસાઈના હાથમાથી
મારો દીકરો મને છોડાવશે પણ તેને ન છોડાવ્યો.

સાથે કુકર્મ કરતા તમે જ તેના પ્રાણ લીધા હતા, એ જ આજે તમારો પુત્ર થયો છે

અને પેલો બોકડો એ તો તમારો બાપ છે જીવનભર કૂડ કપટ કરવાથી મરીને તે બોકડો થયો છે પોતાની દુકાન જોતા તેને જાતિસ્મરણ જ્ઞાન થયુ છે તેને થયુ કે મારો પુત્ર મને કસાઇના ફંદામાથી બચાવશે તેથી તે વારવાર દુકાન પર ચડતો હતો, પણ તમને એક જીવની દયા પણ ન આવી શેઠ આ સાભળતા જ ત્યાથી ઊઠીને કસાઇને ત્યા ગયા અને બોકડા વિશે પૂછ્યુ પણ ઉત્તરમા તો કસાઇએ કહ્યુ કે શેઠ એ તો ક્યારનો ય વધેરાઈ ગયો શેઠ તો વિલે મોઢે પાછા ફર્યા અને ગુરુદેવ પાસે આવી ખૂબ પશ્ચાત્તાપ કરવા લાગ્યા

શેઠે ગુરુદેવને પ્રાર્થના કરી કે ગુરુદેવ ! મારુ શુ થશે ? ગુરુદેવે આશ્વાસન આપતા કહ્યુ કે મહાનુભાવ ! આત્મ સાધન કરવાની હજી પણ સુદર તક છે એક દિવસનુ ચારિત્ર પણ આત્માને સદ્ગતિમા લઈ જાય છે ગુરુવાણી શ્રવણ કરી શેઠે ચારિત્ર અગીકાર કર્યુ પાપનો પશ્ચાત્તાપ કરી, સાત દિવસનુ ચારિત્ર પાળી જીવનને ઉજવાળી શેઠ સ્વર્ગલોક સીધાવી ગયા

આ કથા આપણને લાલબત્તી ધરે છે કે હે જીવ ! ક્યારે આણ ખીચાઇ જશે એની આપણને ખબર નથી બધુ ય મૂકીને અચાનક આ દુનિયા છોડી આપણે જવુ પડશે, તો તે પહેલા આત્માને ઓળખી, આત્મસાધના કરી, સ્વકલ્યાણ કરી લે અને આ પ્રાપ્ત થયેલ દુર્લભ માનવજીવનને સાર્થક કરી લે ’

: ૨૬ :

# શ્રી વજ્રસ્વામીજીની સજઝાય

## ઢાળ પહેલી

: દુહા :

પ્રણમી પ્રથમ જિણંદને, બાયગાલા મોઝાર;
સમરી અમરી શારદા. હૃદય કમળ સુખકાર. ૧

વંદી ગુરૂપદ પદ્મને. સરસ રચું સજ્ઝાય;
ગુણ ગાતા ગુણીજન તણા. જીહ્વા પાવન થાય. ૨

( ચાલ–પ્રભુના પગલે પગલે ચાલ્યા જાય છે )

સુણતાં શ્રવણે કૌતુક ઉપને, એવી અદ્‌ભુત વાત;
સુણજો સર્વે સજ્જન કહુ છુ, વયર કુંવરની વાત. ૧

મનહર માલવ દેશ મહીં છે, તુંબવન નામે ગામ;
શ્રેષ્ઠિ ધનગિરિ નામે સોહે. રૂપ કળા ગુણ ધામ. ૨

નાની વયથી પુણ્ય પુરૂપ એ ઝીલે શમરસ પૂર,
વિષય વિરાગી ત્યાગી બનવા, ચાતક જિમ આતુર. ૩

પણ તસ માત–પિતા ઇચ્છે છે. પરણાવુ ધરી પ્રીત;
પુત્રવધૂથી રૂમઝુમ કરતું. આગણુ દીપે નીત. ૪

મોટા મોટા શ્રેષ્ઠિ આવે, દેવા કન્યા ખાસ,
પણ ધનગિરિ કહે હું નવ પરણું, છે દીક્ષા અભિલાષ. ૫

મહાધની ધનપાલ શેઠની, સુતા સુનંદા નારી,
વરવો માગે ધનગિરિ વરને, નહિ તો રહુ કુમારી ૬
ધામધૂમથી માત પિતાએ, પરણાવી સુનંદા,
નરખે સરખી જોડી શોભે, જિમ સુરજ ને ચંદા ૭
નિશિ વેળા નિરખે છે સુદર, સ્વપ્નું એક સુનંદા,
સ્વર્ગ થકી એક ઉત્તમ જીવ ચ્યવી આવે ઉદર સુનંદા ૮
ભર યૌવનમા રમણી રાગે ભોગ નહિ રચાયા,
મધગીરી ઋદ્ધિસિદ્ધિ ત્યાગી ત્યાગના પંથે સીધાવ્યા ૯

## ઢાળ બીજી

(રાગ-આશાવરી)

આજે આનંદ અપરંપાર આજે
પૂરણમાસે, અતિ ઉલ્લાસે શુભ વાર તિથી વાર,
સુનંદા કૂખ સુત જનમીયો નીહે દિવ્ય દેદાર આજે ૧
હળી મળી સઘળી, સખીઓ ગાવે, ગીત સુનંદા દ્વાર,
દીક્ષા જો લીધી ના હોતે આ, બાળક જનક તે વાર,—આજે ૨
તો ઉત્સવ ઉજવાત અનેરો, આજ અધિક આ ઠાર,
ઝુલણે ઝુલાવે ગાવે બજાવે, હુલરાવે ધરી પ્યાર આજે ૩
શબ્દ શ્રવણ કરી દીક્ષા કેરો, બાળક કરતો વિચાર,
તવ ઉપન્યુ તસ પૂર્વ ભવનું જ્ઞાન અનુપમ સાર આજે ૪
દીક્ષા લઈ કરૂ ધન્ય જીવન હું, સાર નથી સંસાર,
પણ જનની મુજને કિમ ત્યજશે કરતો બાળ વિચાર આજે ૫
માતૃસ્નેહ હર કરવા માટે રડતો અશ્રુ ધાર,
છ મહીના એમ ધા [illegible] ના, માત મુઝાણી અપાર આજે ૬

## ઢાળ ત્રીજી

( રાગ–છોડ છોડ તું દુઃખમય દુનિયા )

વિચરંતા વિચરંતા આવ્યા. તુમ્બવને સૂરિરાજ:
ગુરૂ આણા ગ્રહી ગોચરી જાવે.
ધનગિરિ મુનિને સૂરિજી જણાવે:
વગર વિચારી વહોરી લેજો. જે વહોરાવે આજ. ૧

ઘર ઘર ગોચરી ફરતા ફરતા.
સુનંદા ગૃહે પગલા કરતા;
ધર્મ લાભ દઈ મુનિવર ઉભા. ગોચરી વ્હોરણ કાજ. ૨

બોલી સુનંદા લ્યો બાળકને.
રડી રડી થકવી નાંખી મુજને.
કંટાળેલી માતા અર્પે. બાળકને ગુરૂરાજ. ૩

ધર્મલાભ દઇ ગુરૂજી સીધાવ્યા.
ગોચરી ગ્રહી ગુરુ નિકટે આવ્યા;
વજ્રસા ગિરૂઆ ગુણના દરીયા, બાળ જુએ સૂરિરાજ. ૪

વજ્ર સો જાણી વજ્ર નામે,
નામ ઠવે તવ ગુરુ ગુણ ધામે.
શ્રાવિકા ગણને અર્પે જ્યાં. વસતો શ્રમણી સમાજ. ૫

અંગ અગ્યાર નિશિ સમરંતા.
સાધવી મુખથી શ્રવણે સુણંતા.
પાલણીયે પોઢયા અવધારે, વજ્ર કુંવર શિરતાજ. ૬

## ઢાળ ચોથી

### દુહા

નિરખી જિન સુત રત્નને હરખી પારાવાર,
સુનંદા ઉર ઉલ્લસે, પુત્ર સ્નેહ તે વાર ૧

આકર્ષે જે બાળને, તેહનો બાળ ગણાય,
નૃપતિ તોલે ન્યાયને, માત અતિ હરખાય ૨

ઇષ્ટ મિષ્ટ સ્વાદિષ્ટ ને, સુંદર ભરી રમવાળ,
જાત જાતના રમકડા, મેલ્યા રમવા કાજ ૩

સંઘ સકળ સહુ સૂરિ ગયા, રાજ સભા મોઝાર,
સુનંદા પણ પહોંચતી, હરખાતી હદ પાર ૪

વચ્ચે બાળ ઉભો રહ્યો નિરખી સહુ સમુદાય,
સાધન સર્વ લોભામણા, તોય ન લેશ લુભાય ૫

બાળ નચે વૈરાગીયા, એવા વજ્રકુમાર,
ઓઘો મુહપત્તિ લઇ, નૃત્ય કરે તે વાર ૬

જય જય જિનશાસન તણી, કરતા સૌ જયકાર,
સંઘ સકળ હરખ્યો તદા, વિલખી માત અપાર ૭

મહા મોંઘા આડંબરે દીક્ષા ઉત્સવ થાય,
વયરકુંવર મુનિવર બન્યા જાજમ યત્ન ષટકાય ૮

સંયમ પંથ સીધાવતા, નિજ નંદન લહી ભાત,
સુનંદા સંયમ ગ્રહે, પુત્ર સ્નેહ વખાત ૯

## ઢાળ પાંચમી

( ચાલ-આવો આવો દેવ મારા સૂનાં )

વંદો વંદો આજ જિન શાસન શિરતાજ.
એવા વયર કુંવર મુનિરાજ;
બાળવયે પણ શુદ્ધ ઉપયોગી. અદ્ભુત જસ અવદાત;
ગ્રામ નગર પુર પાવન કરતાં, વિહરે ગુરૂ સંઘાત. ૧
નયરી ઉજ્જયિની માર્ગે આવે. દેવ પરીક્ષા કાજ;
વિવિધ જાતનાં વૃક્ષ વિકુર્વી. શ્રાદ્ધ બને સુરરાજ. ૨
કોળાપાક ને ઘેબર ભિક્ષા, વ્હોરાવે મુનિરાજ;
નિરનિમેષ નિહાળી નયનો, વજ્રકુંવર મહારાજ. ૩
દેવ પિંડ કલ્પે ના અમને, તવ બોલ્યા મુનિ ત્યાંય;
અદ્ભુત વૃત્ત નિહાળી મુનિનું, પ્રસન્ન થયા સુરરાય. ૪
ગગન ગામિની ને વૈક્રિય લબ્ધિ. અર્પે છે સુરરાજ;
સૂરજ તેજ પ્રતાપી સૂરિવર, શાસનના શિરતાજ. ૫

## ઢાળ છઠ્ઠી

### દુહા

એક સમય સૂરિ સ્થંડિલે, બાહિર ભૂમિ જાય;
વીંટીયા સૌના લાવીને, નિજ સંમુખે ઠાય. ૧
આપે મધુરી વાંચના, વયર મુનિ સુખકાર,
સમજાવે જેમ શિષ્યને. સૂત્ર અર્થ વિસ્તાર. ૨
સૂરિજી બાહિર ભૂમિથી, આવ્યા વસતી માંય,
મધુર ધ્વનિ કર્ણે પડ્યા, થંભી ગયા સૂરિરાય. ૩

સૂત્ર અર્થ વિધ વિધ રીતે, સ્પષ્ટ ગયા સમજાય;
કયા કયારે બાળક ભણ્યો, દિંગ થયા સૂરિરાય. ૪

( ચાલ-જય જય )

જય જય જય જય જયવંતા જગમાં વિચરંતા
વજ્ર સ્વામી ગુરુરાય
ઋદ્ધિ સિદ્ધિથી ફાલ્યા ફૂલ્યા, પાટલી પુરની માય,
વિચરતા વિચરતા આવ્યો, સાધવીનો સમુદાય ૧
યુગપ્રધાન શ્રી વયર સ્વામીના, સહુ મળી ગુણો ગાય,
શ્રવણે સુણતા શ્રાવિકાના, હયે હર્ષ ન માય ૨
રાજે તેજે તરણિ શા વળી, શશી સમ સૌમ્યાકાર,
બૃહસ્પતિ બુદ્ધિથી હાર્યો, રૂપ રૂપ ભંડાર ૩
વાદી મતગજ કેસરી ને દશ પૂરવના જાણ,
શ્રમણી મુખથી શ્રવણ કરીને, વજ્ર સ્વામી ગુણગાન ૪
રૂખમણી ચિંતવતી તવ ચિત્તે, એહિ જ વર મુજ માન,
વરીશ તો હુ વયર સ્વામીને, જાય ભલે મુજ પ્રાણ ૫

## ઢાળ સાતમી

( ચાલ આશાવરી-યા-ધનાશ્રી )

પ્રણમો વયરસ્વામી ગુણવાન
વિદ્યા ને રૂપ કળાથી, સોહે યુગ પ્રધાન,
પાટલી પુરને પાવન કરતા, સંઘ કરે બહુમાન ૧
રૂખમણી કન્યા રત્નને કોડ સોનના સાથ
શ્રેષ્ઠિ ધનાવહ વયર સ્વામિને વિનવે જોડી હાથ ૨
કાલાવાલા બહુ કર્યા, વિનવ્યા વારવાર,
તોય ન ચગીયા મુનિવર બળીયા, ધન્ય જીવન અણગાર ૩
પગપગ નામ તમારૂં ચહતી, પુત્રી ગ્રહો મુજ આપ,
વિરહ વશે ઝુરી રહી એ તો, ગાળો તસ સંતાપ ૪

## ઢાળ આઠમી

### દુહા

વયર મુનિવર તવ વદે, આ સંસાર અસાર;
વિષય કષાયના વશ પડી, રખડયો વારંવાર. ૧
નિજ સ્વરૂપને ઓળખી, કર આતમ ઉદ્ધાર;
શરણું લઈ જિન ધર્મનું, પામો શિવ સુખ સાર. ૨
તન ધન જોબન ક્ષણિક છે, જ્યુ બિજલી ચમકાર;
પામી નરભવ દુલ્લહો, લ્યો સંયમ સુખકાર. ૩
રુક્ષ્મણીને પ્રતિબોધીને, આપી દીક્ષા સાર;
તાર્યા કેઈ નરનારને, વર્ત્યો જય જયકાર. ૪
દુષ્કાળને જાણી સૂરી, પટ્ટ કર્યો વિશાળ;
સંઘ સકળ બેસાડીને, લાવે નગર સુકાળ. ૫
જગન્નાથ પુરી વિષે, બૌદ્ધ ધર્મી નૃપરાજ;
પુષ્પ પૂજન નિષેધતો, મિથ્યા મતને કાજ. ૬

( રાહ-ભારત ડંકા આલમ મેં )

નૃપ પુષ્પ પૂજન નિષેધ કરે,
ફુલ ચઢતાં એક બુદ્ધ મંદિરે.
રૂડા પર્વ પર્યુષણ આવ્યા ખરે,
ગુરૂદેવને શ્રી સંઘ વિનતિ કરે.
માહેશ્વરી નગરીમાં વસતા,
પિતા મિત્રના માળીને મળતા. ૧
ગયા ત્યાંથી ગિરિ હિમવંત ગુણી,
શ્રી દેવી કમળ અર્પે છે મુનિ.

વીસ લાખ ફુલો હુતાશનથી
ફર્યા પાછા લઇ એક સુર સાથી ૨
સુવાસથી મહેકી રહી નગરી
નૃપ આવે જાણી બીના નઘરી
જૈન ધર્મના રાગી બન્યો રાજા
ગુરૂદેવના વાગ્યા યશ વાજા ૩

### ઢાળ નવમી

( ચાલ-શાંતિ જિન વ્હાલા )

શ્લેષ્મની શાંતિ માટે રાખે, સૂંઠનો ગાંઠીયો કાને,
આવશ્યક વેળાએ જાણી, આયુ અલ્પ પીછાણે ૧
વયરસેનને પાટે સ્થાપી, વાત કહી દુષ્કાળ,
લાખ સોનૈયે હાંડી ચઢે તવ, બીજે દિનને સુકાળ ૨
જઇ રથાવર્ત પર્વત ઉપર, આદરે નત અણુશન,
પ્રદક્ષિણા પર્વતને આપી ઇંદ્ર કરે વંદન ૩
જૈનશાસનનો ડંકો વગાડી, વજ્રસ્વામી ગુણવાન,
ધનસિંહગિરિપટ્ટ પ્રદીપક, ઉપમા સ્વર્ગ વિમાન ૪
વિજયાનંદ સૂરિ પટ્ટ પ્રભાવક, કમળ સૂરીશ્વર નાથ,
તસ પટ્ટ મુકુટ મણિ સરીખા, લબ્ધિસૂરીશ્વરનાથ ૫
પટ્ટ વિભૂષણ દક્ષિણ દીપક, અનેક વ્યાખ્યાનકાર,
વિજય લક્ષ્મણસૂરીશ્વરરાયા, શાસનના શણગાર ૬
તસ પદ પંકજ મધુકર સરીખો કીર્તિસૂરી આચાર્ય,
સંવત દોય હજાર અગ્યાર ૩જ શ્રાવણ માસ ૭
નેમિ જિનેશ્વર કલ્યાણક દિવસે પૂર્ણ મનોરથ થાય
મુમ્બાપુરી લાલબાગ મધ્યે સુદર્શન ગુણી ગવાય ૮



સુનંદાએ પોતાના છ મહિનાના પુત્રને વહોરાવી દીધો.

# શ્રી વજ્રસ્વામીજી

માલવ દેશના તુંબવન ગામમાં ધનગિરિ નામે એક સદ્‌ગૃહસ્થ વસતા હતા. તેઓ ધનવાન, રૂપવાન અને ગુણવાન હતા. તેમની રગેરગમાં વૈરાગ્ય ભાવના ઠાંસી ઠાંસીને ભરી હતી. લગ્ન કરવાની ઈચ્છા ન હતી. પણ ભવિતવ્યતાના યોગે ધનપાલ શેઠની સુપુત્રી સુનંદા સાથે તેમના લગ્ન થયા હતા. એક દિવસ ગર્ભના પ્રભાવથી સુનંદાએ એક સુંદર સ્વપ્ન જોયું. દેવલોકમાંથી એક તેજસ્વી પુણ્યાત્મા તેની કુક્ષિમાં અવતર્યો.

ધનગિરિએ સુનંદાને જણાવ્યું : સુનંદા ! તને સંતાનની પ્રાપ્તિ થશે. એટલે હવે હું સંયમના પંથે સંચરીશ. અને સાથે જ તેઓ સાધુ બન્યા.

સુનંદાએ શુભ ઘડી પળે પુત્રને જન્મ આપ્યો. સગાં સ્નેહીઓ અને સખી વર્ગ સૌ સુનંદાના આંગણે મંગળ ગીતો ગાય છે અને અનેરો જન્મ મહોત્સવ ઉજવાય છે. તેમાં એક બહેન બોલ્યાં કે જો આ બાળકના પિતાએ દીક્ષા ન લીધી હોત તો આજનો મહોત્સવ કોઈ અનેરો ઉજવાત. આ શબ્દો જ્યારે બાળકના કાનમાં પડ્યા ત્યારે તેને જાતિસ્મરણ જ્ઞાન થયું અને જાણ્યું કે મારા પિતાએ દીક્ષા લીધી તો મારે પણ ચારિત્ર લઈ જીવનને સાર્થક કરવું જોઈએ. પણ મારી માતા મારા જેવા બાળકને શી રીતે છોડે. તેથી બાળકે મનમાં સંકલ્પ કર્યો અને તેણે

રડવું શરૂ કર્યું, ૭-૭ મહિનાં સુધી એકધારૂં રડતો જોઇ માતા કંટાળી ગઇ.

એટલામાં ગુરુદેવની સાથે ધનગિરિ મહારાજ પણ વિચરતા વિચરંતા આજ નગરીમાં આવી ચઢયા અને ગામમાં ગોચરી લેવા પધાર્યા. કંટાળેલી સુનંદાએ બાળકને મુનિશ્રી ધનગિરિને વહોરાવી દીધો. ગુરુદેવ તો બાળકની તેજસ્વિતા જોઇ ખૂબ જ હર્ષિત થયા અને તેનુ નામ વજ્ર પાડ્યું. વજ્ર-કુંવરને સાધ્વીજી મહારાજ પાસે આવતી શ્રાવિકાઓને સોંપવામાં આવ્યા. ઘોડીયા-પારણામા ઝુલતા ત્રણ વર્ષની નાની વયમા સાધ્વીજી મહારાજના મુખથી સાંભળતા સાભળતા તેઓ અગ્યાર અગના જ્ઞાતા બન્યા. આવા દિવ્ય બાળકને લેવા માતાનું વાત્સલ્ય ઊભરાયું. અને તે ન્યાયાલયમા ગઇ. રાજાએ ન્યાય કર્યો કે-બાળક જે બાજુ જશે તેને સોંપવામા આવશે. માતાએ વિવિધ જાતના રમકડાં ને જાત જાતની મીઠાઇ લાવીને તેની સમક્ષ મૂકી અને ગુરુદેવે ઓઘો અને મુહપત્તિ મૂકયા. બાળકને વચ્ચે ઊભો રાખ્યો. સૌ ટગર ટગર જોઇ રહ્યા. પણ બાળક રમકડામા ન લોભાતાં ઓઘો અને મુહપત્તિ લઇ નાચવા લાગ્યો અને સર્વત્ર જય-જયકાર વર્તાયો. છેવટે સુનંદાએ પણ દીક્ષા લીધી. વજ્રસ્વામીજી દેવોની પરીક્ષામા પાસ થયા. અને દેવે પ્રસન્ન થઇ તેમને આકાશગામિની વિદ્યા અને વૈક્રિય લબ્ધિ અર્પણ કરી. જેમણે શ્રી ભદ્રગુપ્ત ગુરુ મહારાજની પાસે દશ પૂર્વનો અભ્યાસ કર્યો હતો અને શ્રી આર્યરક્ષિત સૂરિજીને સાડા નવ પૂર્વ સુધીનો અભ્યાસ કરાવ્યો હતો.

રૂખમણી નામની મહાનવની ધનપાળ શેઠની કન્યાએ સાધ્વીજી પાસે વજ્રસ્વામીના રૂપ–ગુણની પ્રશંસા સાંભળીને નિશ્ચય કર્યો કે મારે લગ્ન કરવા તો વજ્રસ્વામી સાથે જ નહિતર આજીવન કુમારી રહીશ. ક્રોડ સોનૈયા સાથે રૂખમણીને શણગારીને તેના પિતા વજ્રસ્વામીજી પાસે આવ્યા અને ગુરુદેવને વિનંતિ કરી કે મહારાજ ! આ ક્રોડ સોનૈયા સાથે હું મારી પુત્રીને અર્પણ કરુ છું. આપ તેમનો સ્વીકાર કરો અને એનાં મનોરથ પૂર્ણ કરો. પરંતુ વજ્રસ્વામીએ સંસારની અસારતા દર્શાવી અને જેમણે વૈરાગ્યનો અંચળો પહેર્યો છે એવા મુનિશ્રીએ બોધ આપ્યો જેથી તેણી પ્રતિબોધ પામી અને દીક્ષા અંગીકાર કરી નિજનું કલ્યાણ કર્યું.

આ મહાપુરુષ નગરીમા ભયંકર દુકાળ હોવાના કારણે સાધુસંઘને પટ પર બેસાડી આકાશગામિની વિદ્યા દ્વારા જ્યા સુકાળ હતો એવી પુરી નગરીમા લાવ્યા. ત્યારે તે વખતે ત્યાનો બૌદ્ધ રાજા જિન મંદિરમાં પુષ્પપૂજનનો નિષેધ કરતો હતો. તેથી તેમણે આકાશગામિની વિદ્યા દ્વારા આકાશમાં ઉડી લાખો દિવ્ય કુસુમો લાવી શ્રાવકોને અર્પણ કર્યા. સારી યે નગરીમા દૈવી પુષ્પોની સુવાસ પ્રસરી અને રાજા રોષે ભરાણો અને તે શ્રી વજ્રસ્વામી મહારાજ પાસે આવ્યો, પરંતુ શ્રી વજ્રસ્વામીએ તો રાજાને સુંદર શબ્દોમાં ઉદબોધન કર્યું. પરિણામે બૌદ્ધરાજા પણ જૈનધર્મી બન્યો અને શાસનની અપૂર્વ પ્રભાવના થવા પામી.

શ્રી વજ્રસ્વામીજીને કફનો રોગ હોવાથી તેઓ સુંઠનો ઉપયોગ કરતા હતા એક વખત સૂંઠ પોતાની પાસે રહી ગઈ અને તે પ્રતિક્રમણ કરતા, ખમાસમણાં દેતા કાન પર ભરાવેલ સુંઠનો ગાંઠીયો જમીન પર પડયો તત્ક્ષણ તેઓ સમજી ગયા કે કદી મારી આવી મોટી ભૂલ થવા પામે નહિ, માટે હવે જરૂર મારું આયુષ્ય અલ્પ જણાય છે જેથી તેમણે પોતાના શ્રી વજ્રસેન નામના વિદ્વાન શિષ્યને પટ્ટ પર સ્થાપી રથાવર્ત ગિરિ ઉપર જઈને અણસણ કર્યું

ઈંદ્ર મહારાજા ત્યાં તેમના દર્શનાર્થે આવ્યા હતા શ્રી વજ્રસ્વામીજી સુંદર આરાધના કરી જૈન શાસનની મહા પ્રભાવના કરી, અને જૈન-શાસનની જયપતાકા ફેલાવી સ્વર્ગે સીધાવ્યા

આ મહાપુરુષનું અદ્ભુત જીવનચરિત્ર શ્રવણ કરતા રૂંવાડા ખડા થઈ જાય છે અને આજે પણ લાખો જનો તેમનું નામ સ્મરણ કરી જીવન પાવન કરે છે

વંદન હો એ મહાપુરુષને !



શ્રી વજ્રસ્વામીએ રથાવર્તગિરિ જઈ અણસણ આદર્યું ત્યાં ઇંદ્ર મહારાજ તેમને વંદન કરવા આવ્યા છે

# શ્રી અરણિક મુનિની સજઝાય.

## ઢાળ પહેલી

### દુહા

સાંભળજો શ્રોતાજનો. કહું અનોખી વાત
જૈન ધર્મમાં આજ જે. અતિ ઘણા વિખ્યાત
તગરા નગર રળીયામણું. રહે દેવદત્ત વણિક
તેની સ્ત્રી ભદ્રા કુખે. જન્મ્યા શ્રી અરણિક
બાળ પણે દીક્ષા લીધી. માત–પિતાની સાથ
જગની માયા છોડીને, ધર્મ તણો સંગાથ.

(મ્હારે એક જ તુજ આધાર . પ્રભુજી)

વડીલ મારા છોડી ચાલ્યા. આજે મને મઝધાર
ત્હારે સહારે જીવન જીવવુ, કરજે નૌકા પાર. ૧

ધરતી તપતી સુરજ તાપે, અરણિક ચાલ્યા જાય;
ખરે બપોરે અરણિક મુનિવર. ગોચરી લેવા જાય. ૨

બળતા પગ ને મસ્તક તપતુ; તપતી એની કાય
ગોખની હેઠે આવી ઉભા. પરિષહથી ગભરાય. ૩

## · ઢાળ બીજી

(મારા મનમા તુ મારા તનમા તુ)

મારા હૈયે હર્ષ ન માયરે, મુનિ દેખી મન લલચાય.
શું સુંદર છે કાયા એની, અદ્‌ભૂત એનુ રૂપ

એની આગળ ઝાખા લાગે, મુજને મોટા ભૂપ
મારો છૂટો ખૂબ અફળાયરે મુનિ ૧
નવયૌવના હું નાર નવેલી, નિત રહેતી ઉદાસ
એ મુનિવરને પામું હું તો, પૂરણ થાયે આશ
મારા દીલના દુઃખ દૂર થાય રે મુનિ ૨
દાસી ઝટ જઇને બોલાવો, એને મારી પાસ
એની થઇ રહેવાની મુજને, જાગી છે અભિલાષ
આજ હૈયે, હરખ ન માય રે મુનિ ૩
નાચ રહેશું સાથે રમશું, ગાશું મધુરા ગીત
હશું જાણે મળી ગયો મુજ, મનના કેરા મીત
મારા દીલની, તરસ છીપાવરે મુનિ ૪
રમણી રાગે રંગાયા મુનિ, ત્યાગનો કરતા ત્યાગ
ગોખે બેઠા એવે બાઇ, ડસીયો વિષય નાગ
સુખ વિરને જિમ મુરઝાયરે મુનિ ૫

## ઢાળ ત્રીજી

એ મણિક આશા આતુરા, તું કાં નવ પાછો આવ
તારી માવડી તને બોલાવે
વાટે શોધુ ઘાટે શોધુ, શોધુ દીવસ ને રાતે
મણિક અરણિક કરતી હું તો, બેસુ ના નિરાંતે
કયા જઇ બેઠો ઓ બાલુડા તારા સંદેશો લાવે ૧
સંયમ ધારી મુનિ હતો તું કાં આ શું ઉપજાવી
કાં તારા નિયમ ગ મનમા ઠોકરી જતન બીગાવી
ફાવી ઇ તું મોહના બંધ, કાં નવ દોડી આવે ૨

કુમળી કાયા વય છે નાની તોય હતો તું શાણો જ્ઞાની
કહે તને કોણે ભરમાવ્યો. તેં કોની વાતડી માની
એક વખત તું મળી જાય તો. જન્મ સફલ થઈ જાય. વ્હારી. ૩

## ઢાળ ચોથી

નયણે નીર ઉભરાય.. અરણિક....નયણે...

નિરખી નિજ જનનીને ત્યા તો, થયેલી ભૂલ સમજાય
ચરણે ઢળ્યા. મુનિ નિજ માતાને, કરજો મુજને સહાય. ૧
સંયમ લેશું મોહને ત્યાગી આજે મારી નિંદર ભાગી
સત્ય મને સમજાય....અરણિક. ૨
કર્મ તણી ગતિ ન્યારી જાણું. જાગ્યા ત્યાંથી સવાર માનું
ફેરો સફળ થઇ જાય.. અરણિક. ૩
ધિક્ ધિક્ હોજો મુજ પાપીને, કીધો ન કાંઈ વિચાર
સત્યનો મારગ છોડી મેં તો. પરસ્ત્રીથી કીધો પ્યાર.
હૈયું મારું વલોવાય....અરણિક. ૪
શાસન દેવને કરું હુ વિનતી,
વિસરી જાઉ જે મુજ પર વીતી
માર્ગ મને મળી જાય....અરણિક. ૫

## દુહા

અરણિકે સયમ લીધો, કીધો આત્મ ઉદ્ધાર
પાપનો પથ ફગાવીને. સમજ્યો ધર્મનો સાર. ૧
ધગધગતી અગારા સરખી એવી શિલા ઉપરે
આકરૂ અનશન તપ આદરી, પહોચ્યા સ્વર્ગ પરે ૨
ધર્મ તણો પથ જે ધરે, કરે પાપનો નાશ
અધકાર હટી જાય ને. પામે દિવ્ય પ્રકાશ. ૩

( અન્યની કૃતિ )

# શ્રી અરણિક મુનિવર

જૈન તવારીખમા શ્રી અરણિક મુનિવરનુ નામ ઘણુ જાણીતુ છે

તેમના પિતાનું નામ દેવદત્ત હતુ માતાનુ નામ ભદ્રા હતુ અને તગરા નામની નગરીમા જન્મ્યા હતા

માતા-પિતાની સાથે જ બાલ્યાવસ્થામા જ અર્હન્નકે-અરણિકે દીક્ષા અગીકાર કરી હતી પુત્રના ઉપર અનેરા વાત્સલ્યના કારણે તેમના પિતા-સાધુ તેમની પૂરી દેખભાળ કરતા હતા એટલે અરણિક મુનિવરને પઠન-પાઠન સિવાય અન્ય કઈ જ કામનો ભાર ન હતો સામ વર્ષોના વહાણા વીત્યા પછી અરણિક મુનિવરના પિતા-સાધુમહારાજ કાળ ધર્મ પામ્યા એટલે હવે ગોચરી-પાણી વગેરે લાવવાનુ કામ અરણિક મુનિવરના માથે આવ્યુ

કમળના ફુલ જેવી કોમળ કમનીય કાયા લાલ ગુલાબી ચહેરો, વિશાળ ભાળ અને ભવ્ય દેહાકૃતી તેઓ રૂડા રૂપાળા લાગતા હતા

આજે પહેલી જ વાર મધ્યાન્હના સમયે તેઓ ગોચરી લેવા માટે નીકળ્યા હતા

ધગધગતા અગારા સરખી ધરતી તપી રહી હતી ઉપરથી સૂર્યનારાયણનો પ્રચડ તાપ પડતો હતો આથી મુનિશ્રી પરસેવાથી રેબઝેબ થઈ ગયા હતા, જાણે કરમાઈ ગયેલુ માલતીનુ ફુલ જોઈ લો મુનિશ્રી આ ઉષ્ણ પરીષહથી ગભરાઈ ઉઠ્યા હતા સહેજ છાયા લેવા માટે એક મહેલની




અરણિકમુનિ પરિષહથી કંટાળ્યા હતા અને શેઠાણીની નજર એના પર પડી જેથી તેના આકર્ષણમાં ફસાયા અને ઓઘો ઉંચો મૂક્યો.

નીચે તેઓ ઊભા રહ્યા તેમના અંતઃકરણમાં વિચારોનું એક ભયંકર તોફાન જામ્યું

તેટલામાં બનાવ એ બન્યો કે સામે જ એક ભવ્ય પ્રાસાદ હતો એક નવયૌવના શેઠાણી ઝરૂખામાં ઊભા ઊભા ચારેકોર દૃષ્ટિપાત કરતા હતા શેઠાણીની દૃષ્ટિ મુનિશ્રી ઉપર પડી, શેઠાણી મુનિશ્રીના તેજથી અંજાઈ ગઈ અને એમનો દિવ્ય દેદાર જોતા જ એનું દીલ એમની તરફ આકર્ષાયું

દાસીને કહ્યું, દાસી જા ઉતાવળી જા, પેલા મુનિવરને આપણા આગણે પધારવાનું આમંત્રણ આપ

દાસી દોડી અને હાથ જોડી પ્રાર્થના કરી મુનિવરને બોલાવી લાવી શેઠાણીએ મુનિશ્રી ઉપર કામણ કર્યું શેઠાણી બોલ્યા મહારાજ ! આવી નવયુવાન વયમાં આ શું ધંધો લઈ બેઠા છો ! આવો આપણે ભોગ-વિલાસથી જીવનને સફળ બનાવીએ હું તમારા ચરણોની દાસી થવા તૈયાર છું અને આપના ચરણોમાં મારું સર્વસ્વ સમર્પણ કરું છું

મુનિશ્રી પરીષહથી કંટાળ્યા હતા અને આવા ટાણે શેઠાણીની પ્રાર્થના થઈ એટલે મુનિશ્રીએ રજોહરણ અને સાધુવેશ બાજીએ લટકાવ્યો અને ભોગ સુખમાં મગ્ન બન્યા મુનિશ્રી યોગી મટી ભોગી બન્યા, દિવસ ક્યા ને ક્યારે ઊગે છે એની પણ ખબર નથી પડતી આ તરફ અરણિક મુનિવરની માતા-સાધ્વીજી મહારાજ ઉપાશ્રયે ગુરુવંદનાર્થે ગયા ત્યાં અરણિક મુનિને જોયા નહિ એટલે એનું હૃદય કંપી ઉઠયું અરણિક અરણિક કરતી કરૂણ કંદન કરતી શેરીએ શેરીએ ભમતી ગાંડીઘેલી બની માતા ચોરે ને



માતાનુ રૂદન શ્રવણ કરી અરણિકમુનિને ઘણું દુઃખ થયું. તરત જ શેઠાણીના મહેલથી ઉતરી માતાના પગે પડે છે અને પશ્ચાત્તાપ કરે છે.

ચૌટે ફરી રહી છે બાળકોના ટોળે ટોળા એની પાછળ પડયા છે પુત્રના વાત્સલ્યે એને ઘેલી બનાવી દીધી છે એની નજર સામે અરણિક અરણિક તરવરી રહ્યો છે ઓ અરણિક! ઓ અરણિક! એમ પોકાર કરતી એ ફરી રહી હતી કોલાહલ મચી રહ્યો હતો ઝરૂખામા શેઠાણી સાથે મોગદાબાજી ખેલતા અરણિક મુનિવરના કાને અરણિક શબ્દ અથડાયો અને અરણિક ચમકયો અને એણે ઝરૂખા બહાર નજર નાખી ત્યા જ એના અંતરમા ચિરાડ પડી અરે! પાપી તે આ શુ કર્યું ? ધિક્કાર છે તને, તારી માતા મારા સ્નેહની ખાતર કેવી ગાડી ઘેલી બની છે અને હુ અહીં મોગદા બાજી રમુ છુ સયમને એક કિનારે મૂકી સસારનો રસીયો બન્યો છુ, અરણિક મુનિના અંતર ચક્ષુ ખુલી ગયા, એના પશ્ચાત્તાપનો પાર ન રહ્યો તે જ ક્ષણે ઝરૂખેથી નીચે ઉતરી અને માતાના ચરણોમા અરણિક ઝુકી પડયો! બેટા તે આ શુ કર્યુ ? મા–ક્ષમા કર, મારા જીવતરને ધિક્કાર થાવ! માતાએ અરણિકને સમજાવી પાછો વાળ્યો અરણિક મુનિવરે પુન ચારિત્ર અંગીકાર કર્યું અને પશ્ચાત્તાપના જળથી પાપનુ પ્રક્ષાલન કર્યું કાયાની માયાને તિલાજલી આપી આત્માના ઉદ્ધાર કાજે ધગધગતી અગાર સરખી શિલા ઉપર અરણિક મુનિવરે અનશન માડ્યુ અગ્નિના તાપથી જેમ ઘી અને મીણ ઓગળી જાય તેમ તેમની કાયા ઢળી પડી શુદ્ધ ભાવનાના બળે અરણિક મુનિવર સ્વર્ગલોકના સીધાવ્યા

ધન્ય હો અરણિક મુનિવરને!




: ૧ :

# સુભદ્રા સતીની સજઝાય

## ઢાળ પહેલી

પ્રાતઃકાલ ઊઠી સહુ, નામ જપે નરનાર;
એવી શિયળવતી હતી, સતી સુભદ્રા નાર. ૧

આળ દીધું નિજ સાસુએ, કર્મતણે અનુસાર;
આળ ટાળવા કાઉસ્સગ્ગ કરે, સતીઓમાં શણગાર. ૨

આવી શાસનદેવીએ, દીધાં ચંપાદ્વાર;
તાંતણે ચાલણી બાંધીને, જળ છાંટયા જે વાર. ૩

શિયળતણા પ્રભાવથી, ઉઘડયાં ચંપાદ્વાર;
પ્રજાજનો સૌ ચમકિયા, વર્ત્યો જય જયકાર. ૪

( આવો આવો દેવ મારા સૂનાં સૂના દ્વાર )

સુનો સુનો ભાઈ જેના મહિમાનો નહિ પાર—
એવી સતી સુભદ્રા નાર.

શ્રાવક કુળ ઉપની સુભદ્રા, નિર્મળ સમકિત ધાર,
દેવ ગુરુ ને ધર્મ જે હૈયે, તત્ત્વોની જાણકાર ૧

માતપિતાએ ધર્મી જાણી, પરણાવી સુખકાર,
મિથ્યાત્વી પણ ત્યાંથી પરણે, શ્રાવક બની તે વાર ૨

મુનિવર ગોચરી જાતા તરણું, ખૂત્યું આંખ મોઝાર,
મુનિની આંખે તરણું પડતા, વહેતી અશ્રુ ધાર ૩

તોય ન તરણું કાઢે મુનિવર, સમતાના ભંડાર,
મુનિવર વહોરણ કાજે આવ્યા, સતી સુભદ્રા દ્વાર ૪

જીભથી તરણું કાઢે સુભદ્રા, શિરથી શિર મિલાય,
સુભદ્રાના શિરનું તિલક, મુનિ શિર ચોંટી જાય ૫

મુનિ શિર તિલક નીરખી સાસુ કરતી રોષ અપાર,
નિજ સુતને ભંભેર્યો ભારે, એ છે કુલટા નાર ૬

મુનિવરને આલિંગન દીધું, અવગુણની ભંડાર,
અમ કુળને કલંકિત કીધું, એવી છે તુજ નાર ૭

માત વાત સુણીને સુત એ, કરે ન નેહ લગાર,
છતે સંયોગે વિયોગ ભારી, દુઃખ તણો નહિ પાર ૮

નિજ આસુએ કલંક આવ્યું, નિંદે સર્વ સમાજ,
ડગમગ કરતા દેવી આવી આળ ઉતારણ કાજ ૯

સતી દુઃખ દેખીને દેવીએ દીધા નગરી દ્વાર,
દ્વારો બંધ થતા નગરીના, વર્ત્યો હાહાકાર ૧૦

## ઢાળ બીજી

(રાગ-તમે જોજો જોજો રે દીક્ષાનો પ્રભાવ)

તમે જોજો જોજો રે શિયળનો પ્રભાવ. તમે જોજો રે.

ચંપાપુરીની ચારે દિશે, દેવીએ જડયાં દ્વાર;
પ્રજા પોકારે નૃપતિ પાસે, દુઃખ તણો નહિ પાર. ૧

પશુડાઓ પોકાર કરે છે. પોકારે નરનાર;
રાજા રોષે ચઢીને કહેતો. ઘણથી તોડો દ્વાર. ૨

મોટા મોટા સુભટ મંડયા. તોડવા ચંપા દ્વાર;
મથી મથીને સૌએ થાકયા, તોય ન ખુલે દ્વાર ૩

જાણે વજ્રે જડીઆ દ્વારો, ચમકયા સૌ હદપાર;
રાજા ને પ્રજા દુઃખસાગરમાં, ડૂબી ગયા તે વાર. ૪

કંઇ ન સૂજયો ઉપાય ત્યાં તો. આકાશવાણી થાય;
રાજા ને પ્રજા સૌએ સુણજો, જીમ દુઃખ દૂર પલાય. ૫

મન વચન ને કાયાના યોગે, શીલે સાચી નાર;
સૂતર તાંતણે ચાલણી બાંધી. નાંખી કૂપ મોઝાર. ૬

જળ કાઢીને છાંટશે જે, ઉઘાડશે એ દ્વાર;
આકાશવાણી સુણીને આવે, વડા વડાની નાર. ૭

કાચા સુતરના તાંતણે ચાલણી, બાંધી કૂપ નખાય.
ચાલણી ભાર ખમે ન સુતર. બાંધે ને તૂટી જાય. ૮

નૃપતિ તો મનમાહી ચિંતે. કોઇ ન સતી નાર;
રાજા પડહ બજાવે કોઇ, ખોલે પુરીના દ્વાર. ૯

રાજ્યનો ભાગ તેને હુ આપુ, આપુ ધનભંડાર,
પડહ વાજતા વાજતા આવે, આગોે સુભદ્રા નાર ૧૦

સાસુજી આપો આજ્ઞા મુજને, ખોલુ હુ નગરદ્વાર,
નિલજ્જ થઈને શુ બોલે છે ? તુ છે કુલટા નાર ૧૧

નગરીની નારી ઝાખી પડી જ્યા, તુ શુ ખોલે દ્વાર ?
ફજેત થવુ છે ઢોલ પીટી શુ ? તારે પુર મોઝાર ૧૨

આપ કહો તો પૂછુ ગગનને સાચુ કહે પૂછી આવ,
ગગનને પૂછતા જવાબ આવ્યો, દ્વાર ઉઘાડો જાવ ૧૩

નૃપતિ આની વિનતિ કરે છે, બચાવો સહુના પ્રાણ
કૂપ કાં૦ સહુ આવી ઊભા, સૌનુ એક જ ધ્યાન ૧૪

સસરો સાસુ રાજા ને પ્રજા દેખે વળી ભરથાર,
સૂતર તાતણે ચાલણી બાધી, નાખી કૂપ મોઝાર ૧૫

ચાલણીયે જલ કાઢી છાટયુ, ઉઘાડયા ત્રણ દ્વાર,
ફૂલની વૃષ્ટિ કરી દેવીએ, વર્ત્યો જયજયકાર ૧૬

## ઢાળ ત્રીજી

(રાગ–મારી લાગે છે મને મૂર્તિ સોહામણી)

સતી સુભદ્રાના શિયળ પ્રતાપ, ખુલ્યા ચપાના દ્વાર રે,
ભવિયણ શિયળ પાળજો–

સાસુ ને સસરો જેઠ જેઠાણી, પ્રજા ને રાજા તમામ રે ભ૦
નમી પડયા સૌ ચરણે સતીના, પ્રણમે સુભદ્રા નામ રે ભ૦
ગગનદેવીએ ઘોષણા કીધી, સાભળતા નરનાર રે ભ૦

પીયર ને સાસરે મોસાળમાહે. વળી નગર મોઝાર રે. ભ૦
ચોથો દરવાજો ઉઘાડશે જે, શીલે સાચી નાર રે. ભ૦
સાસુ ને સસરો દીયર ને જેઠ, ખમાવે વળી ભરથાર રે. ભ૦
સારા શહેરનુ નાક તે રાખ્યુ. સતીઓમા શણગાર રે. ભ૦
ધર્મનો મર્મ સૌને સમજાવ્યો. જયજયકાર વર્તાય રે. ભ૦
મિથ્યાત્વ તજી સમકિત લીધુ, સૌએ જાણી સાર રે. ભ૦
સાધુસેવાની વાત જ કીધી, કીધી તરણાની વાત રે. ભ૦
સંયમ ગ્રહીને કેવળ પામી, સુભદ્રા મુક્તિ સીધાય રે. ભ૦
આત્મ-કમળમાં લબ્ધિ લક્ષ્મણ, કીર્તિ જગ ફેલાય રે. ભ૦
ભવિયણ શિયળ પાળજો.



૨

## સતી સુભદ્રા

અસંખ્ય વર્ષોના કાળના મોજા ફરી વળ્યા છતાં ય જે મહાપુરુષો અને મહાસતીઓની શુભ નામાવલી સાધુ-સાધ્વી અને શ્રાવક-શ્રાવિકારૂપ ચતુર્વિધ સંઘ પ્રતિદિન વહેલી સવારે આવશ્યક વેળાએ ભરહેસરની સજ્ઝાય ભણતાં સ્મરણ કરે છે અને પોતાની જીહ્વા પાવન કરે છે, તેમનું જીવન કેટલું ઉચ્ચ અને આદર્શ હશે? કેટલું નિર્મળ અને કેટલું પવિત્ર હશે?

એ પવિત્ર આત્માઓના જીવન-ચરિત્રો શ્રવણ કરતાં ભવ્યાત્માઓને અદ્ભુત પ્રેરણા મળે છે અને તે દ્વારા તેમનાં જીવન ઉન્નત અને ઉર્ધ્વગામી બને છે અને તેથી જ એ વારંવાર કહેવાય છે અને વિવિધરૂપે વિવિધ સ્વરૂપે રજૂ થાય છે અહીં અમે સતી સુભદ્રાનું ચરિત્ર એ જ રીતે રજૂ કરીએ છીએ

તે સમયની આ વાત છે જ્યારે વસંતપુર નગરમાં રાજા જીતશત્રુની આણ પ્રવર્તતી હતી અને જિનદાસ નામનો મહાબુદ્ધિશાળી મહામાત્ય તેનું રાજતંત્ર અવ્યાબાધ રીતે ચલાવતો હતો, એ મહાન મંત્રીને તત્વમાલિની નામની તત્ત્વજ્ઞ પત્ની હતી, તેની કૂખીએ સુભદ્રાનો જન્મ થયો હતો રૂપ

રૂપના અંબાર સમી સુભદ્રા બુદ્ધિએ તીક્ષ્ણ હતી, જીવાજીવાદિ તત્ત્વોની ભારે જાણકાર હતી. દેવ-ગુરુ અને ધર્મની આરાધના એ એનું જીવનવ્રત હતું.

પ્રાતઃકાલના પદ્મની જેમ એનું યૌવન ખીલી ઉઠ્યું. સાથે લજ્જા, સંસ્કારિતા અને વિનયાદિગુણો પણ વિકાસ પામ્યા જળથી ભરેલા સરોવરમાં જેમ પક્ષીઓનું આકર્ષણ સ્વાભાવિક જ થાય છે, તેમ રૂપલાવણ્ય અને સંસ્કારનો સુમેળ જામ્યો હોય ત્યા લોકોનું આકર્ષણ થાય તેમાં નવાઈ નથી. મોટા-મોટાં ઘરોમાંથી સુભદ્રાને માટે માગાં આવ્યા. ખાનદાન ગણાતા કુટુંબોએ પોતાના પુત્ર માટે સુભદ્રાની માગણી કરી, પણ મહામંત્રી જિનદાસને કોઇની વાત ધ્યાનમા ન બેડી, કારણ કે પોતે ચૂસ્ત શ્રાવક હતા, જૈનધર્મના અનન્ય ઉપાસક હતા, તેથી તેઓ જેની તેની સાથે પોતાની પુત્રીને પરણાવવા ઈચ્છતા નહોતા. તેઓ સુશીલ અને ધર્માનુરાગી યોગ્ય વર મળે તે માટે તીવ્ર ઉત્કંઠા રાખતા હતા.

એવામાં ચંપાનગરીના બુદ્ધદાસ નામના એક યુવાને સુભદ્રાનાં વખાણ સાભળ્યા, તેના રુપગુણની પ્રશંસા સાંભળી, એટલે તેને થયું કે-પરણવુ તો સુભદ્રાને જ પરણવું, પરંતુ તેણે સાથે એ પણ સાભળ્યું હતું કે તેના માતા-પિતા અત્યંત ધર્મચૂસ્ત છે અને તે જૈન સિવાય બીજાની સાથે પોતાની પુત્રીને પરણાવવા ઈચ્છતા નથી, એટલે કામ પણ કપરૂં હતું, કારણ કે પોતે બુદ્ધનો અનુયાયી હતો અને આખું કુટુંબ

બૌદ્ધ ધર્મ પાળતું હતું, પરંતુ તે મુશ્કેલીથી ડરી જાય તેમ ન હતો. ગમે તેવી મુશ્કેલીઓમાંથી માર્ગ કાઢીને આગળ વધવું એ સિદ્ધાંતનો હતો. એટલે તેણે ઉપાયો વિચારવા માંડયા અને તેમાં એક ઉપાય આબાદ હાથ આવી ગયો !

'જૈનધર્મના આચાર-વિચારનું જ્ઞાન મેળવી લેવું, એક ચુસ્ત જૈન તરીકે દેખાવ કરવો અને મુરાદ બર લાવવી' એ રીતે થોડાક દિવસમાં બુદ્ધદાસે જૈનધર્મના આચાર-વિચાર જાણી લીધા અને એ ચુસ્ત શ્રાવક બન્યો.

'દગલબાજ દુના નમે' એ ન્યાયે માયાવી શ્રાવક બની બુદ્ધદાસે સુભદ્રાના માતાપિતાનું ચિત્ત હરી લીધું. મંત્રીએ તેને જમવાનું આમંત્રણ આપ્યું, ત્યાં બુદ્ધદાસે ખૂબ ત્યાગવૃત્તિ દાખવી, મારે અમુક દ્રવ્યનો ત્યાગ છે, અમુક વસ્તુના પચ્ચક્ખાણ છે વગેરે.

આ પ્રકારની બાહ્ય રીત-ભાતથી જિનદાસ મંત્રી આકર્ષાયા અને પોતાની પુત્રી સુભદ્રાને તેની સાથે પરણાવવાનો નિર્ણય કર્યો.

શુભ મુહૂર્તે સુભદ્રાના લગ્ન લેવાયા. પતિ સાથે સુભદ્રા સાસરે સિધાવી. સુભદ્રાના માતા-પિતા મનમાં ખૂબ હરખાયા કે ઠીક યોગ્ય વર મળી ગયો. માથેથી મોટી ચિંતા ટળી.

રાખ ઢાંકયો અગ્નિ કયાં સુધી છાનો રહે ? જરાક પવનના ઝપાટાથી જેમ રાખ ઉડે અને અગ્નિ પોતાનું સ્વરૂપ

સુભદ્રાનું હૃદય હર્ષથી પુલકિત બન્યું કે મેં ઠીક સેવા બજાવી. પછી તેણે સૂઝતો આહાર વહોરાવ્યો, એટલે મુનિ ત્યાંથી ધર્મલાભ આપી ઘરની બહાર નીકળ્યા. ત્યાં સુભદ્રાની સાસુએ મુનિને જોયા અને જોતાં જ એ તો ચમકી ઉઠી' 'આ શું ? મુનિના કપાળમા તિલક કેમ ?'

વાત એમ હતી કે, સુભદ્રાએ જ્યારે જીભ દ્વારા મુનિની આંખમાંથી તણખલુ કાઢયું, ત્યારે તેના કપાળમા રહેલુ કુંકુમનું તિલક મુનિશ્રીનાં કપાળે ચોંટી ગયું હતું.

મિથ્યાત્વના રંગથી રંગાયેલી સુભદ્રાની સાસુ સુભદ્રાનાં દૂષણો જ ખોળતી હતી અને આજે આ તક મળી ગઇ એટલે પૂછવું જ શું ? જ્યાં પોતાના પુત્રે ઘરમાં પગ મૂક્યો કે તેણીએ ધમપછાડા શરૂ કર્યા અને 'જોયાં તારી સ્ત્રીનાં ચરિત્ર ? રાંડે આપણા કુળને કલંકિત કર્યું ! એ અભાગણી કોઇને સુખે રહેવા નહીં દે !' વગેરે પ્રલાપો કરવા માંડયાં.

બુદ્ધદાસે કહ્યુ' 'માતાજી ! શી હકીકત છે ?' માતાએ કહ્યું : 'અરે બેટા ! શું કહુ ? એ વાત કહેતા મારી તો જીભ ઉપડતી નથી, એવું અધમ કામ આ રાંડે કર્યું છે ! રાંડને લાજ શરમે ય નથી ! હું તો બહાર જ બેઠી હતી, ધોળા દહાડે આવા દુષ્કૃત્ય ! અરે ધિક્કાર છે એના જનમારાને !'

'બેટા ! વાત એમ બની કે હું ઘર બહાર બેઠી હતી અને એક જૈન સાધુ આપણે ત્યાં વહોરવા માટે આવ્યા તેની સાથે એણે કાળું કામ કર્યું.'

'મને તો કહેતા ય લાજ આવે છે એ સાધુ ગયા ત્યારે એના કપાળમા કુંકુમનું તિલક હતુ ! મે મારી સગી આંખે જોયુ દીકરા ! શુ કહુ ? તારી સ્ત્રી જાતી અધમ અને કુલટા છે, એ નીચ સ્ત્રી આપણા ઘરમા ન જોઇએ ધરમનો દેખાવ કરે છે અને કામો આવા કાળા કરે છે'

સાસુએ બુદ્ધદાસનો પારો બરાબર ચઢાવ્યો પછી કઇ બાકી રહે ? બુદ્ધદાસ આ વાત સાભળી સળગી ઉઠ્યો, એને ભારે કોપ ચઢ્યો તેણે સુભદ્રા સાથે બોલવાનુ બધ કર્યું એટલુ જ નહિ પણ તે તેને તિરસ્કારની નજરે જોવા લાગ્યો

સુભદ્રા સતી હતી, પવિત્ર હતી, એના રૂવાડામા ય ખરાબ ભાવના નહોતી એણે તો શુદ્ધ બુદ્ધિથી સેવાભાવે આ કાર્ય કર્યુ હતુ, પણ ભવિતવ્યતાએ પોતાનુ તિલક મુનિના કપાળે ચોટ્યુ અને પોતાના શિરે આળ આવ્યુ

વધારામા પોતાના નિમિત્તે એક ત્યાગી, તપસ્વી સાધુને કલક લાગ્યુ, એનુ પણ એને અપાર દુખ હતુ, એટલે તરત જ એણે અન્નપાન તજી દીધા અને એવો નિશ્ચય કર્યો કે જ્યા સુધી આ કલક ન ટળે ત્યા સુધી કાઉસ્સગ્ગ-ધ્યાનમા જ રહેવુ, એ તો કાઉસ્સગ્ગ-ધ્યાનમા લીન બની એના શિયળના પ્રભાવે શાસનદેવીનુ આસન કપી ઉઠ્યુ શાસનદેવીએ અવધિજ્ઞાનથી નિહાળ્યુ કે એક પવિત્ર સતી ઉપર કલક આવ્યુ છે, તે માટે સત્વર દૂર કરવુ જોઇએ શાસનદેવી તે જ ક્ષણે સુભદ્રા સમક્ષ હાજર થઈ અને

જણાવ્યું કે–સુભદ્રા ! પારણું કરી લે. કાલે જ તારું કલંક ઊતરી જશે.

દેવીના આગ્રહથી સુભદ્રાએ પારણું કર્યું.

આ તરફ ચંપાનગરીના ચારે દિશાના ચાર મોટા દરવાજાઓ અચાનક બંધ થઇ ગયા. નગરીમાં હાહાકાર મચ્યો. અવરજવર બંધ થઇ. વાહનવ્યવહાર બંધ થયો. હરતા ફરતા અને ચરતા જાનવરો ત્રાસી ઉઠયાં, પ્રજામાં બૂમરાણ મચી. સૌ ત્રાસી ઉઠયાં અને–તોબા પોકારવા લાગ્યા. પ્રજાએ રાજા પાસે પોકાર કર્યો, 'મહારાજ ! જુલમ ! જુલમ ! નગરીના ચારે દરવાજા બંધ થઇ ગયા છે ! જનાવરો ભૂખે મરે છે, જવું–આવવું કયાંથી ? કેમે ય ઉઘડતાં નથી.'

રાજા તો આ ફરીયાદ સાંભળતાં જ આભો બની ગયો, 'શું થયું, શું કોઇ દુશ્મન રાજા ચઢી આવ્યો ! જુઓ. જુઓ, મંત્રીરાજ ! તપાસ કરો. મોટા મોટા સુભટોને લોખંડના ઘણ દ્વારા દરવાજા તોડવાનો હુકમ અપાયો. એક–બે નહિ. સંખ્યાબંધ સુભટો દરવાજા તોડવા કટિબદ્ધ થયા. પણ કોની મગદૂર છે કે દરવાજો તોડી શકે ? મૂછે હાથ ફેરવનારા સુભટો ઢીલાઢસ બની ગયા. સૌનું પાણી ઉતરી ગયું. વાત ગઇ મહારાજા પાસે; 'મહારાજ ! દરવાજો કેમે ય તૂટતો નથી.' રાજા–પ્રજા સૌ વગર આમંત્રણે દરવાજા પાસે આવીને ઉભા. હજારો નરનારીઓ કીડીયારાની જેમ ઉભરાણા. સૌના મુખ નિસ્તેજ બની ગયા આ વળી શી આફત ? ઓહ ! જરૂર કોઇ દૈવીકોપ હશે, નહિતર આમ ન બને સૌ ચિંતા. ગ્રસ્ત બન્યા અને દુઃખસાગરમા ડૂબી ગયા. કોઇને કંઇ જ

ઉપાય ન સુઝ્યો તેવામા આકાશવાણી થઇ કે 'નાભળો ! સાભળો ! આવેલા દુ ખને દૂર કરવાનો માત્ર એક જ ઉપાય છે અને તે એ કે–મન, વચન અને કાયાથી શિયળવ્રત પાળનારી સ્રી જો કાચા સુતરના તાતણે ચાળણી બાધી–કૂવામાથી પાણી કાઢીને દરવાજાને છાટશે તો દરવાજો ઉઘડશે '

આ પ્રકારની આકાશવાણી સાભળી લોકોને આશા બધાણી કે હવે આપણા દુ ખ દૂર થશે કારણ કે, આવી સ્રીઓ તો જરૂર આ નગરમા અનેક મળી રહેશે સમસ્ત નગરમા ધમાલ મચી ગઈ રાજાની રાણીઓ પોતાનુ સતીત્વ બતાવવા તયાર થઇ શેઠાણીઓ અને મોટા ઘરની વહુઓએ પણ કમ્મર કસી અને નગરની વચ્ચે કૂવો હતો ત્યા સહુ આવવા લાગી પ્રથમ રાજાની માનીતી રાણીએ ચાલણીને કાચા સૂતરથી બાધીને કૂવામા ઉતારી પણ સૂતરના તાર તટ તટ તૂટી ગયા ને ચાલણી પાણીના તળીયે જઇને બેઠી બિચારીની લોકપનો પાર રહ્યો નહિ મો છુપાવીને તે ચાલતી થઇ પછી બીજી રાણી માની તેણે ચાલણીને કાચા સૂતરના તાતણે બાધીને પાણીમા ઉતારી, તો તેના પણ તે જ હાલ થયા એ બિચારી પણ વિલે મોઢે વિદાય થઈ, પછી ત્રીજી રાણી આવી ચોથી રાણી આવી પણ કોઇ કૂવામાથી ચાલણી ભરીને જળ કાઢી શક્યુ નહિ ત્યારબાદ શેઠાણીઓ અને મોટા ઘરની વહુઓએ પ્રયત્ન કર્યો પણ તેમા કોઇને ય સફળતા મળી નહિ ખરેખર ! મન વચન અને કાયાથી તો વિરલ સ્રીઓ જ શિયળવ્રત પાળી શકે છે

હજારો નરનારીઓ એક નજરે આ દૃશ્યને નિહાળી રહ્યા છે અને અંદર અંદર વાતો કરે છેઃ 'ભારે થઇ. અર્યા ! ગામમાં કોઇ સતી નથી કે શું ? રાજાના ખેદનો પાર ન રહ્યો. તે વિચારવા લાગ્યોઃ 'શું બધી રાણીઓ અસતી જ છે ? મારાં અંતેઉરમાં કોઇ સતી જ નથી ?

આખરે રાજાએ મંત્રીની સલાહથી નગરીમાં ઢંઢેરો પીટાવ્યો કે-જે કોઇ સ્ત્રી કાચા સૂતરનાં તાતણે ચાલણી બાંધી કૂવામાંથી જળ કાઢી તેના છટકાવ વડે નગરીનો દરવાજો ઉઘાડશે. તેને અડધું રાજ્ય અને ધનનો ભંડાર આપવામાં આવશે.'

આ પ્રમાણે રાજાની આજ્ઞાથી ચોરે ને ચૌટે. ગલીએ અને શેરીએ સર્વત્ર ઢંઢેરો પીટાવા લાગ્યો. પણ કોઇએ દરવાજો ઉઘાડવાની હામ ભીડી નહીં. એમ કરતાં સુભદ્રાનાં આંગણામાં ઢંઢેરો પીટવામાં આવ્યો. સુભદ્રાએ તે સાંભળ્યો એટલે તેને થયું કે-'હું દરવાજો ઉઘાડું. પણ આ મહાન કાર્યમાં સાસુની સંમતિ મેળવવી જોઇએ. સુભદ્રાએ સાસુજીને નમસ્કાર કરી પૂછ્યુંઃ 'સાસુજી ! આપની આજ્ઞા હોય તો નગરીનાં દ્વાર ઉઘાડું !'

સાસુ તો સાંભળતાં જ ત્રાડુકી ઉઠીઃ જોઇ તું હવે ! તારાં ચરિત્ર કંઇ મારાથી અજાણ્યા નથી. તું વળી શું ઉઘાડતી હતી ? શું મોં લઇને પૂછવા આવી છે ? જા જા મોં ઢાંક.'

તપેલું સીસુ જાણે કાનમાં ન રેડતી હોય તેવી કડુ વાણીથી સાસુએ સુભદ્રાને તિરસ્કારી હાંકી કાઢી.

છતા ય જેના ગીતમા મરચાઇ છે, જેનું હૃદય પવિત્ર છે, જેને પોતાના ઉપર વિશ્વાસ છે અને જે નિર્મળ અને પવિત્ર છે, તેને કોઇ વાતનો ડર નથી હોતો, તેને કોઇનો ય ભય નથી હોતો એ તો શાંત ચિત્તે બધુ ય ગળી જતી હતી અને ફરી પાછી હાથ જોડીને કહેવા લાગી 'માસુજી! જરા જુઓ તો ખરા!'

'રાડ પાછી બોલી? તને ભાનભાન છે કે નહીં? શુ આખી નગરીમા ઢોલ પીટીને તારે એ બતાવવું છે કે–હુ આવી કુલટા છુ? શુ આખી નગરીમા જાહેર થવું છે? બેમ–બેમ છાનીમાની' માસુએ પોતાની રીતે જવાબ આપ્યો

સાસુએ ન સભળાવવાનુ સભળાવ્યુ, છતા ય હિંમત ન હારતા, સુભદ્રાએ ફરી વાર કહ્યુ 'આપ કહો તો આકાશને પૂછી જોઉ?

'ઓહ! આકાશમાથી તે વળી જવાબ આવવાનો છે? જુઓને સો ચુહે માર કે–બીલ્લી હજ કરનેકુ ચલી! અલી તારૂ કાળજુ ઠેકાણે છે કે નહીં? ઘેલી થઇ છે, ઘેલી! જા જા પૂછ આકાશને, તને જવાબ આપશે' માસુએ ઠાવકા મોઢે જણાવ્યું

સુભદ્રા મહાસતી હતી એને પોતાના નિયળવ્રત ઉપર દૃઢ વિશ્વાસ હતો તેણે ઘરની બહાર જઇ આકાશને પૂછ્યુ



સસરો, સાસુ, રાજા ને પ્રજા, દેખે વળી ભરથાર;
સૂતર તાંતણે ચાલણી બાંધી, નાંખી ! કૂપ મોઝાર,
ચાલણીયે જળ કાઢી છાંટયું; ઉઘાડ્યા ત્રણ દ્વાર.

'કેમ દ્વાર ઉઘાડું ?'

તરત આકાશમાથી જવાબ આપ્યો : 'જાવ, જાવ, દ્વાર ઉઘાડો અને સૌને આફતમાથી બચાવો' કેવી અદ્ભુત વાત ! કેવી આશ્ચર્યકારક ઘટના !

આ પ્રકારની આકાશવાણી કર્ણગોચર કરી સૌ સુભદ્રાના આગણે આવ્યા રાજા અને પ્રજાએ વિનતિ કરી બચાવો નગરીના પ્રાણ !' સાસુ તો મનમા બબડવા લાગી 'રાડ આખા ગામમા ફજેત થવાની છે ઠીક–થવા દો, જે થાય તે સારાને માટે

રાજા ને પ્રજા પાછળ ચાલી રહ્યા છે, સુભદ્રા આગળ ચાલે છે, સૌને કઇક આશા બધાણી કે જરૂર દરવાજા ઉઘાડશે

સતી સુભદ્રાએ પરમાત્માનુ સ્મરણ કરી, હાથમા ચાલણી લીધી, કાચા સૂતરના તાતણે બાધી અને કૂવામા નાખી સડડડડ સૌના જોતા ચાલણીમા પાણી ભરીને કાઢ્યુ દેવોએ ફૂલોની વૃષ્ટિ કરી રાજા અને પ્રજા સૌ કોઇ જય–જયના પોકાર કરવા લાગ્યા પછી સુભદ્રાએ તે જળ દરવાજાને છાટ્યુ, અને દરવાજા ફડોફડ ઉઘડી ગયા, રાજા–પ્રજા સૌ પ્રસન્ન થયા

સુભદ્રાના ભરથારને પણ ભારે આશ્ચર્ય થયુ, 'હમણા ફજેતી થશે' એમ સાસુ માળા જપી રહી હતી, એના ય હોશકોશ ઉડી ગયા ભારે કરી, આ શુ આશ્ચય ? જે કામ કોઇએ ન કર્યુ, એ આ સુભદ્રાએ કર્યુ ? સાસુ તો વિલખી પડી ગઈ,

સૌ નગરજનો સુભદ્રાનાં ગુણગાન કરે છે, તેનાં શિયળના વખાણ કરે છે: 'કેવી સતી! ધન્ય છે એને!' લોકમુખથી તરહ તરહના ભવ્ય ઉદ્‌ગારો નીકળી રહ્યા છે. સતી સુભદ્રાએ સૌને જૈનધર્મનો મર્મ સમજાવ્યો. સુદેવ–સુગુરુ અને સુધર્મનું સ્વરૂપ સમજાવ્યું. પરિણામે રાજા–પ્રજાએ જૈનધર્મ અંગીકાર કર્યો. કંઈક આત્માઓએ મિથ્યાત્વને તજી સમકિત અંગીકાર કર્યું.

સતી સુભદ્રાનાં શિયળના પ્રતાપે નગરીના દરવાજા ઉઘડી ગયા, તેનું કલંક દૂર થયું. આ બધું નિહાળી સૌ શિયળવ્રતમાં દૃઢ બન્યા અને જૈનધર્મનો જય જયકાર થયો.

સુભદ્રાએ નગરીના ચાર દરવાજા–પૈકી ત્રણ દરવાજા ઉઘાડ્યા. એક બાકી રાખ્યો. તે એટલા માટે કે–કોઈ સ્ત્રી સતીત્વનો ડોળ કરતી હોય તો તે આવી જાય અને ચોથો દરવાજો ઉઘાડે, એ ચોથો દરવાજો કોઇએ ન ઉઘાડ્યો, તે અત્યાર સુધી બંધ જ રહ્યો છે એમ સંભળાય છે.

કાયાથી શિયળ પાળનારા ઘણા મહાનુભાવો મળી આવશે, પણ મન–વચન અને કાયા એમ ત્રિકરણ શુદ્ધ શિયળ વ્રત પાળનારા પવિત્ર અને શુદ્ધ તો લાખો કરોડોમાં કોઇ વિરલા જ હોય છે.

સુભદ્રાએ સૌને સાધુજીની આંખમાં તણખલું ખૂંચ્યાની વાત જણાવી. સૌનો ભ્રમ ભાંગ્યો. સાસુ–સસરા–ભરથાર અને સૌ કોઇના પશ્ચાત્તાપનો પાર ન રહ્યો. હવે તો સૌ સુભદ્રાનાં સો સો મુખે વખાણ કરવા લાગ્યા. અંતે સુભદ્રાએ ચારિત્ર

અગીકાર કર્યુ, ઘોર અને ઉત્કૃષ્ટ તપ દ્વારા ક્ષમા અને શાતિ દ્વારા ચીકણા કર્મોનો ત્યાગ કરી ઘાતિકર્મના વિનાશ કરી કેવળજ્ઞાન પામી અને જગતના જીવોને ઉદ્ધારનો માર્ગ ચીંધ્યો કઈ આત્માઓ કલ્યાણ સાધી ગયા અને અઘાતી કર્મોનો વિનાશ કરી સતી સુભદ્રા મુક્તિપુરીમા હમેશા માટે ચાલી ગયા જ્યા શાશ્વત આનદને લુટવા લાગ્યા

શિયળનો મહિમા અપરપાર છે, એ વાતને આ કથા કહી જાય છે વદન હો સતી સુભદ્રાને!

---

## એક અભિપ્રાય

### સસ્કારની સીઠી

લેખક—આચાર્ય શ્રી૦ વિજયકીર્તિચદ્રસૂરિજી મહારાજ પ્રકાશક શ્રી૦ આત્મ-કમલ-લબ્ધિસૂરીશ્વરજી જૈન જ્ઞાન મદિર ૬, જ્ઞાન મદિર લેન બી બી દાદર, મુબઈ-૨૮

અત્યાર સુધીમા ઉપરના પુસ્તકની સાત આવૃત્તિઓ પ્રસિદ્ધ થઇ છે એ જ તેની ઉપયોગિતા અને લોકપ્રિયતાનો પુરાવો છે તેમા જીવનવિકાસના સાધનરૂપ ચિંતનપ્રધાન લેખ-સામગ્રી રજુ થયેલી છે એમા જુદા જુદા વિષયો પર આચાર્યશ્રીએ પ્રગટ કરેલા વિચારો સૌમ્ય જીવનનો ધોરી રસ્તો ચીધનારા ધર્મ અને શ્રદ્ધાને બળવાન બનાવનારા તથા સદાચાર અને સદવિચારની પ્રેરણા આપનારા છે 'જૈનશાસનની વિશાળતા' એ લેખમાં જૈન ધમનુ તત્ત્વજ્ઞાન, તેના આચારો અને રહેણી-કરણીનું નિદર્શન કરવામા આવ્યુ છે જ્યારે "શ્રદ્ધા સજીવની" એ લેખ સમ્યગ્ દર્શનનો મહિમા બતાવે છે આ પ્રકારના કુલ ૫૦ લેખ દ્વારા આચાર્યશ્રીએ આત્માને અજવાળનારી સસ્કાર-સપત્તિનો કલ્યાણકારી સદેશો આપ્યો છે

તા ૩૦-૯-૬૮ મુબઈ સમાચાર

---

: ૩ :

# સતી દ્રૌપદીની સજઝાય

## ઢાળ પહેલી

### દુહા

વીરજિણંદ વંદન કરી. સમરી શારદામાય;
પ્રણમી નિજ ગુરુને રચું. સતી કેરી સજઝાય. ૧
ચંપાપુરી નગરી વિષે. વિપ્ર વસે સોમદેવ;
નાગશ્રી તસ ગેહિની. સુખીયા એહ સદૈવ. ૨
અરસપરસ ત્રણ ભાઈઓ. નિમંત્રે ભોજનકાજ;
અતિ રસાળ રસવતી કરી. નાગશ્રીએ આજ. ૩
શાક કર્યું તુંબડાતણું. કર્યા વળી સંસ્કાર.
ચાખ્યું તો કડવું ઘણું. કરતી અતિ થુત્કાર. ૪
માસખમણને પારણે. મુનિવર આવ્યા ત્યાંય;
નાગશ્રી કડુ તુંબડું; વ્હોરાવે મુનિરાય. ૫

( જ્ઞાનના એ દીવડાને વીરે ઝગમગ રાખ્યા રે-એ ચાલ )

જાણીને વ્હોરાવીયું અતિ કડવું તુંબડું મુનિવરને,
બ્રાહ્મણીએ વધાવી લીધો. અનંતા સંસારને. જા૦
ગોચરી લઈ આવ્યા ગુરુ પાસે ગુરુવર નીરખે ત્યાંય;
કલ્પે નહી આહાર એ તુજને, નીરખી કહે ગુરુરાય રે. જા૦

નિરવદ્ય ઠામે જઈને પરઠો કરુણાના ભંડાર,
નિર્વાહ કારણ બીજી વારે, લઈ આવો આહાર રે જી૦

વયણ સુણી ગુરુજીના ચાલ્યા, મુનિવર વન મોઝાર,
એક જ બિંદુ પરઠવ્યું ત્યાં, દીઠા જીવ સંહાર રે જી૦

અસંખ્ય જીવોની હિંસા નીરખી, કરુણા આવી અપાર,
માસખમણને પારણેજી, લીધા શરણાં ચાર રે જી૦

તનડાની મમતા છોડીને કરતા મુનિ આહાર
સર્વ જીવોને ખમી ખમાવી, સૂતા મુનિ સંથાર રે જી૦

તુંબડીનો આહાર કરતા, રૂપની દાહ લાગ,
સમભાવે સહી વેદનાને, પામ્યા મુનિવર કાળ રે જી૦

સર્વાર્થસિદ્ધિ મુનિ પહોંચ્યા, ત્યાંના સુખ અપાર,
નરભવ પામી સંયમ લઈને શિવનારી વરનાર રે જી૦

## ઢાળ બીજી

### દુહા

જ્ઞાનબળે સૂરિ જાણતા મુનિવર સ્વર્ગગમન,
જણે સાધુ સાધવી, આહારીનું વતન ૧

પ્રસંગી વાત શહેરમાં વહુ પતિને જાણ,
નિજ ઘરની કાઢી મૂકી, પામી દુઃખ અમાન ૨

(રાગ—આવો આવો દેવ મારા સૂનાં સૂનાં દ્વાર)

દુઃખી દુઃખી ખૂબ, એ તો નાત નગર મોઝાર
કર્મ કેમ નચ્યું અનુસાર

કંદ બિતિ ચકિ* જાઇમાં એ રખડી વારંવાર;
કાળ અનંતા ભમી ભમીને, પામી સ્ત્રી અવતાર. કૂડા૦
માતપિતા પરણાવે હેતે, શ્રેષ્ઠીસુતની સાથ;
પણ તસ અંગસ્પર્શથી તજતો, પતિ તેના સંગાથ. કૂડા૦
ભિક્ષુકને પરણાવી ફરીથી, તે પણ છોડી જાય;
કર્યા કર્મ નહિ કોઇને છોડે, ચાહે રંક કે રાય. કૂડા૦
ગોપાલિકા આર્યા પાસે, દીક્ષા લીધી સાર;
છઠ્ઠ અઠ્ઠમની ઉગ્ર તપસ્યા તપતી તે સુખકાર. કૂડા૦
અવમાની ગુરુણીની આણા, કરતી સ્વૈરવિહાર,
સૂરજ સામે દૃષ્ટિ લગાવી, આતપ લે તે વાર. કૂડા૦
પાંચ પુરુષની અતિ સેવાતી, દીઠી ગણિકા નાર,
એવું સુખ મળે જો મુજને, જન્મ સફલ લેખાય. કૂડા૦
તપ જપ સંયમના પ્રભાવે, મળજો પતિ મુજ પાંચ,
બાંધી લીધું નિયાણું એવું, વ્રતમાં લાગી આંચ. કૂડા૦

## ઢાળ ત્રીજી

દુહા

ગુરુણીથી છૂટી પડી, કરતી અલગ વિહાર;
નિયાણું બાંધી લઇ, ચારિત્ર વેચ્યું સાર. ૧
ઇહ પરભવ સુખ કારણે, તપજપ કરતા જેહ;
અમૂલ્ય રત્નો વેચતા, પત્થર સાટે તેહ. ૨

---

* જાતિમાં.

**(ચાલ-શુ કરું કથની મારી રાજ શુ કહું કથની મારી)**

કમ તણી ગતિ ન્યારી ભવિક સુનો કમ તણી ગતિ ન્યારી

કાળ કરીને ત્યાથી ગઇ એ દેવગતિ મોઝાર ,
ત્યાથી ચવીને પાચાલ દેશે, ચુલ ણી કુખ અવતાર ભ૦

દ્રુપદનાય સુતા દ્રૌપદી નામે, સુવર્ણ વર્ણી કાય
યૌવન વયને પામતા જે, સ્વયવર મડાય ભવિક સુનો૦

યુધિષ્ઠિરના કઠમા નાખી, દ્રૌપદીએ વરમાળ,
ઝમવશે પાચે પાડવના કઠે દેખાણી માળ ભ૦ સુનો૦

અઘટિત ઘટના નીરખી સૌને આશ્ચય નો નહિ પાર,
ગહન ગતિ અતિ કમની જાણો કોઇ ન પામે પાર ભ૦

પાડવ પાચ ઘૂત રમતા, દ્રૌપદી હારી જાય,
અતે ચારિત્ર નિમળ પાળી, દેવગતિમા જાય ભ૦ સુનો૦

ત્યાથી ચવીને વિદેહ ક્ષેત્રે, પામી માનવદેહ,
કર્મ ખપાવી કેવલ પામી, પામશે મુક્તિ એક ભ૦ સુનો૦

આત્મ-કમલ જે નિર્મળ કરતા, તે પામે ભવપાર,
લબ્ધિ લક્ષ્મણ કીર્તિ કહે છે, વાત ન્યો હૃદયે ધાર ભ૦



: ૪ :

# સતી દ્રૌપદી

ભૂતકાળમા આત્માએ અનંતભવ કર્યા છે. કોઇ એવી યોનિ નથી, કોઈ એવી ગતિ નથી અને કોઈ એવું સ્થાન નથી કે જ્યાં આત્માએ જન્મમરણ ન કર્યા હોય લોકાકાશમાં અસખ્ય આકાશ પ્રદેશમાં પ્રદેશે પ્રદેશે અનંત અનત જન્મમરણો આત્માએ કર્યા છે, છતાય હજીયે ભવનો અંત આવ્યો નથી

કરેલાં કર્મો સૌ કોઇને ભોગવવાં પડે છે. ચાહે પછી એ રંક હોય કે રાજા હોય ! અરે ! વાસુદેવ-બળદેવ-ચક્રવર્તી અને તીર્થંકરોને પણ ભોગવવા પડે છે ! કર્મો કોઇને ય છોડતા નથી ! જગતની અનેકવિધ વિચિત્રતાનું મુખ્ય કારણ કર્મ છે. આત્મા જાણે અજાણે અનેક પ્રકારના પાપ કૃત્યોને આચરે છે, પરિણામે તેને-નરક નિગોદની ભયંકર યાતનાના ભોગ થવું પડે છે.

ઘણા પ્રાચીન સમયની આ વાત છે. તે કાળે ચંપાનગરી ધનધાન્યથી સમૃદ્ધ હતી, અતિ રમણીય હતી, અને વ્યાપારના મુખ્યધામ રૂપ હતી. અનેક વિદ્વાનો. શિલ્પીઓ, સાહિત્યકારો, ધનાઢયો, ધર્મગુરુઓ અને કળાકોવિદોથી નગરીનું નામ સૌથી મોખરે હતું.

આ નગરીમા સોમદેવ, સોમભૂતિ અને સોમદત્ત નામના ત્રણ બ્રાહ્મણ ભાઈઓ રહેતા હતા તેમના લગ્ન અનુક્રમે નાગશ્રી, ભૂતશ્રી અને યક્ષશ્રી નામની ત્રણ બ્રાહ્મણ પુત્રીઓ સાથે થયા હતા

પરસ્પર પ્રેમભાવના કારણે તેમણે એ નક્કી કર્યુ હતુ કે સૌએ વારાફરતી એક બીજાને ત્યા ભોજન કરવુ, એ નિયમ મુજબ ત્રણે ભાઈઓ એક બીજાને ત્યા જમે છે, નપ્રેમભાવથી રહે છે અને આનદ પ્રમોદમા પોતાનો વખત વ્યતીત કરે છે

એક વખત મોટા ભાઈ સોમદત્તને ત્યા સૌને જમવાનુ હતુ તેથી સોમદેવની પત્ની નાગશ્રીએ સુદરમા સુદર રસવતી તૈયાર કરી હતી, તેમા અનેક પ્રકારના તીખા તમતમતા શાક પણ હતા દરેક વસ્તુ કાળજીપૂર્વક કરવામા આવી હતી, શાક સડેલુ તો નથી ને? મીઠુ કે મરચુ વધારે ઓછુ પડ્યુ નથી ને? મિષ્ટાનમા ઘી કે ખાડ ઓછાવત્તા છે કે કેમ? તેની પૂરી તકેદારી રાખવામા આવી હતી જમનાર અપૂર્વ આહ્લાદ અનુભવે એ એનો ઉદ્દેશ હતો

નાગશ્રીએ રસોઈ તૈયાર થયા બાદ તેને ચાખી જોઈ, બધુ જ બરાબર હતુ પણ તુબડીનુ શાક ચાખતા વેત જ કડવુ ઝેર જેવુ લાગ્યુ થૂ-થૂ કરી પાણીના કોગળા ર્યા, તોય તેની કડવાશ ન ગઈ વિવિધ વઘારોથી સસ્કારેલુ શાક આમ કડવુ નીકળવાથી નાગશ્રીને જરા ખેદ થયો કયા

નાંખવું ? કેમ નખાય ? કોઇ ભૂલથી ખાશે તો તેનું મોઢું કડવું ઝેર જેવું થઇ જશે અને મારી બદનામી થશે. માટે લાવ, એને એક બાજુ ગુપ્ત સ્થળે મૂકી દઉં. એમ વિચારી તેણે શાકને કોરાણે મૂકી દીધુ ભોજનનો સમય થતાં બધાં ભાઈઓ જમવા આવ્યા અને રસવતીના વખાણ કરતા જમવા લાગ્યા. તેમની એ ભોજનક્રિયા પૂરી થઈ. થોડી વાર પછી ધર્મરુચિ નામના મહા તપસ્વી અણગાર નાગશ્રીના આંગણે વહોરવા માટે આવી ચડયા. મુનિએ ધર્મલાભ આપ્યો. તેમને આજે મહિનાના ઉપવાસનું પારણું હતું.

નાગશ્રીએ મનમાં વિચાર કર્યો કે આ અવસર ઠીક છે. લાવને પેલું કડવા તુંબડાનું શાક આ મુનિને જ વહોરાવી દઉં ! બહાર ફેંકી દઇશ તો લોકો પૃચ્છપરછ કરશે કે કેમ નાખી દીધું ? અને જવાબમા કહીશ કે કડવું નીકળ્યું તો લોકો હાંસી–મશ્કરી કરશે અને કહેશે કે હયો આટલા મોટા થયા તોય રસોઇ બનાવતાં આવડતી નથી. ચાખવું તો હતું ? મુનિશ્રીએ પાત્ર ધર્યું કે તરત જ તેણીએ એ કડવું શાક તેમાં ઠલવી દીધું અને કંઈક આનંદ અનુભવ્યો કે ઠીક ખપ ગઇ. નાગશ્રીના હૃદયમાં સાધુ પ્રત્યે આદર–બહુમાન કે ભક્તિભાવ નહોતો.

હાશ નાંખવાની માથાકુટ મટી, ઠીક ઠેકાણું મળી ગયું, એમ મનમાં જ એ મલકાતી હતી, એટલે દુષ્ટ ભાવનાએ તેના હૃદયમાં સ્થાન જમાવ્યુ હતું.

ધર્મરુચિ અણગાર ગોચરી વહોરી ગુરુદેવ સમક્ષ હાજર થયા તેમણે ઇરિયાવહી પ્રતિક્રમી, ગોચરીની આલોચના કરી, લાવેલો આહાર ગુરુદેવને બતાવ્યો ગુરુદેવ ગંધથી જાણી ગયા કે આ શાક ઝેરી છે, ખાનારના પ્રાણ હરી લે તેવું છે, તે જ ક્ષણે આચાર્ય મહારાજે શિષ્યને આજ્ઞા કરી કે જાવ, આ શાકને નિરવદ્ય સ્થળે જઇને પરઠવી દ્યો અને તમે બીજો આહાર લાવીને પારણું કરો કારણ કે આ શાક ખાવા યોગ્ય નથી

ગુરુદેવની આજ્ઞા શિરોમાન્ય કરી મુનિશ્રી જંગલ ભણી ચાલી નીકળ્યા ! શાક પરઠવવા માટે ઝોળીમાથી પાત્ર બહાર કાઢતા એક ટીપું નીચે પડયું તેની ગંધથી આકર્ષાઈ અનેક કીડીઓ ત્યા એકઠી થઇ એ ઝેરીલા બિંદુથી સૌના પ્રાણ ચાલ્યા ગયા આ દ્રશ્ય નિહાળી મુનિને ઘણું દુઃખ થયું કે એક બિંદુ માત્ર નીચે ઢળવાથી આટઆટલા નિર્દોષ જીવોનો વિનાશ થયો, ત્યારે જો આ બધું શાક અહીં પર ઠવી દઇશ તો તો ઘણા જીવોની હિંસા થશે નાના કે મોટા તમામ પ્રાણીઓને જીવન વહાલું છે, સૌ જીવવાને ઇચ્છે છે કોઇને યં દુઃખ કે મરણ ઇષ્ટ નથી

ગુરુ મહારાજની આજ્ઞા નિરવદ્ય સ્થળે પરઠવવાની છે, તો આ શાક હું પોતે જ વાપરી લઉં, કારણ કે મારું ઉદર જ નિરવદ્ય સ્થળ છે મારા ભોગે અગર હજારો લાખો જીવોના પ્રાણ બચી જાય તો ખુશી થવા જેવું છે આમ મુનિના હૃદયસાગરમા કરુણાની અપાર છોળો ઉછળવા

લાગી. માસખમણનાં પારણે એ તપસ્વી મુનિએ સંથારો કર્યો. તેઓ કડવી તુંબડીનાં શાકને સમભાવપૂર્વક આરોગી ગયા. મુનિને જરાય ખેદ કે કોઇના ય ઉપર રોષ નહોતો. એ તો કરુણાના સાગર હતા. તેઓ જાણતા હતા કે શાક ઝેરી છે, ખાતાંની સાથે જ અંગે અંગમાં વિષ ફેલાઇ જશે અને પ્રાણ નીકળી જશે. તરત જ તેઓ અરિહંત. સિદ્ધ સાધુ અને જિનધર્મનું શરણું સ્વીકારી પંચપરમેષ્ટિનાં ધ્યાનમાં લીન બન્યા. ચોરાશી લક્ષ જીવા-યોનિને મન. વચન અને કાયાથી ખમાવી લીધાં. દુષ્કૃતનો પશ્ચાત્તાપ અને સુકૃતની અનુમોદના કરવા લાગ્યા. બધા ય પાપની આલોચના કરી. અગાધ સમતાસાગરમાં ઝીલવા લાગ્યા. કડવું ઝેર જેવું શાક ભક્ષણ કરવાથી થોડી જ વારમાં સમગ્ર શરીરમાં જાણે અગ્નિજ્વાળા પ્રકટતી ન હોય તેમ દાહ-દાહ થવા લાગ્યો. નિજની નિંદા-ગર્હા કરતા સમતાના ભંડાર એ ત્યાગી અણગાર અસહ્ય વેદનાને સમતાપૂર્વક સહન કરતા રહ્યા. જોતજોતામાં તે મુનિના પ્રાણ નીકળી ગયા. આ રીતે કાળધર્મ પામી તેઓ સીધા સર્વાર્થસિદ્ધ નામના મહાવિમાનમાં ઉત્પન્ન થયા. જ્યાં તેત્રીસ સાગરોપમ જેટલું લાંબુ આયુષ્ય હોય છે. ત્યા ઉત્પન્ન થનાર આત્મા બીજે જ ભવે સિદ્ધિ ગતિને પામે છે. ત્યાંનું સુખ. ત્યાનો વૈભવ અને ત્યાંની રિદ્ધિસિદ્ધિ વચનાતીત છે.

શ્રી ધર્મઘોષ આચાર્ય શિષ્યની રાહ જોતાં જ રહ્યા. 'અરે પેલા તપસ્વી સાધુ તુંબડીનું શાક પરઠવા ગયા છે

તે હજી સુધી કેમ ન આ ા ? કેમ આટલી વાર થઈ ? શુ થયુ ? એમ મનમા વિચારવા લાગ્યા અને કેટલાક સાધુઓને તેમણે વિના વિલબે તેમની શોધ કરવા જણાવ્યુ ગુરુદેવની આજ્ઞા થતા તે સાધુઓ જ ગલ ભણી ચાલી નીકળ્યા ત્યા જઇને જોયુ તો માત્ર મુનિનો દેહ પડયો હતો તેમાથી પ્રાણ પ ખેરુ તો ક્યારનુએ ઉડી ગયુ હતુ પેલા સાધુઓ ધર્મરુચિ અણગારનો ઓઘો અને મુહપત્તિ લઈ ગુરુ મહારાજ સમક્ષ હાજર થયા અને બનેલો સર્વ વૃત્તાત કહી સભ ળાવ્યો એ સાભળતા જ ગુરુ મહરાજના મુખથી એ ઉદ્ ગારો નીકળી પડયા કે "ધન્ય છે ! એ મુનિવરને કે જેમણે જીવદયાની ખાતર પોતાના પ્રાણોની આહૂતી આપી ! કરુ ણાના ભ ડાર એ મહા અણગાર માસખમણના પારણે પોતાનુ કાર્ય સાધી ગયા ' પણ આ નગરીમા એવો કયો અધમાત્મા છે કે જે આવા તપસ્વી મહામુનિની હત્યામા નિમિત્તભૂત બન્યો છે ? ખરે જ એણે એવુ અધમકૃત્ય આચરી નરકગતિની મહેમાનગીરી સ્વીકારી લીધી છે'

સૂરિદેવ અતિશય જ્ઞાની હતા તેમણે ઉપયોગ મૂકીને એ જાણી લીધુ કે-આ નગરીના સોમદેવ વિપ્રની સ્ત્રી નાગ શ્રીનુ આ કામ છે આચાર્ય મહારાજના મુખેથી સૌ સાધુ-સાધ્વીઓએ આ વાત સાભળી અને વીજળીવેગે આખી નગ રીમા તેનો પ્રચાર થયો સોમદેવ બ્રાહ્મણને પણ આ વાત સાભળી જેમ કોઇ શસ્ત્રનો ઘા વાગે તેમ અચાનક આચકો લાગ્યો મારી સ્ત્રીએ આવુ અધમ કાર્ય આચર્યુ ? ખરેખર

તેણે નીચ અને નિંદ્ય કાર્ય કર્યું છે ધિક્કાર છે આવી અધમ સ્ત્રીને ! એક તપસ્વી અણુગારની હત્યામાં નિમિત્ત બનનાર માનવી સાથે જ જાનવર કરતાંય નીચો ને નપાવટ છે ! આવી અધમ સ્ત્રી મારા ઘરમાં ન જોઈએ. વિપ્ર સોમદેવે તે ઘડીએ જ તેણીને ઘરની બહાર કાઢી મૂકી. નગરીના લોકો તેનો તિરસ્કાર કરતાં યથેચ્છ મારકૂટ કરવા લાગ્યા. કોઈ કંઇ. કોઇ કંઈ એમ નગરજનોથી ધૂત્કારાતી હાયવોય કરતી ચીંથરેહાલ દશા અનુભવતી અને પ્રજજનોથી નિંદાતી નાગશ્રી જંગલ તરફ ભાગી છૂટી. ઉગ્ર પાપોદયના કારણે તેણીને વિવિધ પ્રકારના વ્યાધિઓ. જેવા કે કાસ-શ્વાસ-જ્વર આદિ લાગુ પડયા ! ભયંકર પીડાની તે ભોગ બની મુનિની આશાતના કરવાથી આ ભવમાં પણ તેણીની દશા ભૂંડી થઇ. અને કાળક્રમે ત્યાંથી એ મૃત્યુ પામી એ પાપકર્મના પરિણામે છઠ્ઠી નરકમાં નારકપણે ઉત્પન્ન થઇ.

ત્યાગી મુનિની આશાતના. તેમની અવહેલના. તેમની નિંદા અને તેમની અવગણના, એ આત્માને ઘોરાતિઘોર દુઃખમય નરકનાં સ્થાનમાં પહોંચાડી દે છે. એ વાત આ દષ્ટાંત આપણને કહી જાય છે.

મુનિની આશાતનાનાં કારણે જ નાગશ્રી છઠ્ઠી નારકીનાં અસહ્ય દુઃખો સહી, ક્રમશઃ સાતે નરકોમા ફરી. વચ્ચે-વચ્ચે તિર્યંચનો-જનાવરનો જન્મ પામી તે તે સ્થાનોમા અસંખ્ય વર્ષો સુધી ભમી. પૃથ્વી, પાણી, વાયુ. અગ્નિ અને વનસ્પતિકાયમાં ઉત્પન્ન થઇ. અનંતકાળ ભવભ્રમણ કરી, એકેન્દ્રિય,

તેઇન્દ્રિય અને ચઉરિન્દ્રિયપણે વારંવાર જન્મી અને મરી આ પ્રમાણે જન્મમરણની ચક્કીમા પીસાતા બીચારીનો કુચો નીકળી ગયો આમ ઘોર દુખો, ભયકર વેદનાઓ અને અસહ્ય યાતનાઓ, ભોગવતા ભોગવતા એનો અનતકાળ નિર્ગમન થયો

પરિણામનો વિચાર કર્યા વગર માણસ અધમ કૃત્યો કરી નાખે છે, પરિણામે અનતકાળ સુધી આત્માને તીવ્ર વ્યથાઓ, અનેરા દુખો સહન કરવા પડે છે અને લક્ષ ચોરાશી યોનિમા ઝુલવા રડવા-છતા આરો આવતો નથી, માટે હરેક વ્યક્તિએ કોઈપણ કાર્ય કરતા પહેલા એના પરિણામનો અને-દેવ-ગુરુ કે ધર્મની આશાતના કે વિરાધના ન થાય તેનો પૂરતો ખ્યાલ રાખવાનો છે

નાગશ્રી આમ અનતકાળ પરિભ્રમણ કરી કઈક પાપના ભારથી હળવી બની, અતે એક શેઠને ત્યા પુત્રીપણે જન્મી તેનુ નામ સુકુમારિકા રાખવામા આવ્યુ લાડકોડમા ઉછરતી એ મોટી થઇ અને યૌવનદશાને પામી તેનો પિતા વરની શોધમા પડયો પિતાને પુત્રી પર અપાર સ્નેહ હતો પિતાનો વિચાર પરણાવ્યા પછી દીકરીને સાસરે ન મોકલતા પોતાને ઘેર જ રાખવાનો હતો, એટલે તે ઘરજમાઇ થઇને રહે તેવા વરની શોધમા જ હતો કન્યા રૂપાળી હતી, એટલે એના માટે માગા તો ઘણા આવ્યા, પણ તેથી શેઠની મુરાદ પાર પડે તેમ નહોતુ

આ જ નગરીના જિનદત્તશેઠે પોતાના પુત્ર સાગરદત્તને માટે માગણી કરી શેઠે કહ્યુ છોકરાને 'ઘર જમાઇ થઇને

રહેવું પડશે.' પુત્રને પૂછીને શેઠની વાતનો જિનદત્ત શેઠે સ્વીકાર કર્યો. ઠાઠમાઠથી લગ્ન સમારંભ ઉજવાયો. આજે વર-વધૂ. સાસુ-સસરા અને માતપિતાનું હૈયું હર્ષના હિલોળે ચઢયું. સાગરદત્ત ઘરજમાઈ બન્યો. તેના માટે સુંદર વાસભૂવન તૈયાર હતું. રાત્રિના સમયે સાગરદત્તે વાસગૃહમાં પ્રવેશ કર્યો. લગ્નની પહેલી રાતે આશાઓના કંઈક કિલ્લા ઊભા કર્યા હતા. એ પલંગ ઉપર બેઠો. સુકુમારિકા પણ બની ઠની શણગાર સજીને પલગ પર બેઠી. એના હ્રદયમાં પણ વિચિત્ર વિચારતરંગો ઉછળી રહ્યા હતા. પ્રારંભમાં મીઠી વાતો થઇ. પછી સાગરદત્તે સુકુમારિકાનાં અંગને સ્પર્શ કર્યો એ સ્પર્શથી તેને આનંદનો. અને શાતિનો અનુભવ થવો જોઇતો હતો, તેના બદલે તેને આગમાં હાથ નાંખ્યો હોય તેવો અનુભવ થયો અને એ ઊંડા વિચારમાં પડી ગયો. આખરે તેણે નિશ્ચય કર્યો કે-'આ સ્ત્રી મારે ન જોઇએ' અને તે જ રાતે કંઈક બહાનુ કાઢી તે ત્યાથી પલાયન થઈ ગયો. સુકુમારિકા હાથ ઘસતી બેસી રહી

સવાર થતાં જ શેઠને ખબર પડી કે જમાઈરાજ ભાગી છૂટયા છે. અરે ગામમા આ વાત લોકો જાણશે તો શું કહેશે ? કેમ ભાગી ગયો હશે ? સુકુમારિકાના પિતા જિનદત્ત શેઠને મળ્યા અને તેને પૂછ્યું કે તમારો પુત્ર મારી પુત્રીને છોડીને કેમ ભાગી આવ્યો ? શેઠની વાત સાભળી જિનદત્ત શેઠે સાગરદત્તને બોલાવ્યો ને ઠપકો આપ્યો. ત્યારે પુત્રે જણાવ્યું કે મારે કોઇ પણ ભોગે આ સ્ત્રી ન જોઇએ કારણ કે એના અંગનો સ્પર્શ અગારા જેવો ભયંકર લાગે છે.

આ ખિના જાણી શેઠ નિરાશ થયા અને પુત્રીને આશ્વાસન આપ્યુ 'બેટા ! ધીરજ રાખ ! તારા માટે બીજા કોઇ સારા વરની તપાસ કરીશ

સ્વાર્થ, મોહ અને અજ્ઞાન આત્માને બેભાન બનાવી દે છે એ જ સ્થિતિ શેઠની થઇ, નહિતર શેઠ પોતાની પુત્રી માટે બીજા વરની તપાસ કરીશ, એમ કહેત જ નહિ

શેઠે ઘણી ય તપાસ કરી પણ યોગ્ય વર ન મળ્યો વાત વીજળીવેગે નગરીમા પ્રસરી ચૂકી હતી કે સુકુમારિકા કારાની શૂળ જેવી ભયકર છે ત્યારે તેને કોઇ પણ પરણવા ઇચ્છતુ નહી ત્યારે તેના પિતા ભારે વિમાસણમા પડયા સુકુમારિકા રડવા લાગી સૌના હ્રદય ભરાઈ આવ્યા, એકાએક શેઠની નજર શેરીમા ફાટ્યા-તૂટયા વસ્ત્રે એક ભિક્ષુક ફરી રહ્યો હતો તેના ઉપર પડી શેઠે વિચાર્યુ 'આ ઠીક છે, બિચારાને કોઇ પ્રત્યુ ય નથી ! એને મારી પુત્રી આપીશ તો ઘણો ખુશી થશે, જીવતર સફળ માનશે અને મારુ કામ થશે'

મનમા નિશ્ચય કરી શેઠે ઇશારાથી ભિક્ષુકને ઘરમા બોલાવ્યો તેના ફાટ્યા તૂટ્યા વસ્ત્રો ફાડી નાખી ગરમ પાણી અને સાબુથી ચોળી ચોળી તેના શરીરનો મેલ નોકરો દ્વારા ઉતરાવ્યો અને સુદર વસ્ત્રાલકાર પહેરાવ્યા ભિક્ષુક મનમા ખૂબ મલકાયો 'વાહ રે વિધિ ! તારી ય લીલા અપાર છે ! ક્ષણ પહેલા રસ્તે રખડનાર ભીખ લઇ ગામ દેવની જેમ સત્કારાય છે વાહ રે ભાગ્ય !' એમ મનમા બોલતો તો કેમેય બિચારાનુ પેટ ભરાતુ નહોતુ આ સાંજે તો કમાન્નુ ભોજન ! એનુ અતર હર્ષથી નાચી ઉઠયુ

શેઠે વસ્તુસ્થિતિ સમજાવી અને જ્યારે બોલવાનું કારણ જણાવ્યું. ત્યારે તો વળી ભિક્ષુક હર્ષાતિરેકમાં આવી ગયો. આમ શેઠે પોતાની પુત્રી ભિક્ષુકને આપી.

લગ્નની પ્રથમ રાત્રીએ નવી જોરલીએ વાસભુવનમાં પ્રવેશ કર્યો ભિક્ષુકને જાણે નવું જ જીવન મળ્યું. ધન્ય ઘડી ધન્ય પળ સમજતા તેણે પલંગ ઉપર આસન જમાવ્યું. સુકુમારિકા પણ નૂતન પતિની સાથે બેઠી, થોડા વાતોના તડાકા માર્યા. હાંસી મજાક કરતાં ભિક્ષુકે પોતાની પત્નીના શરીરે સ્પર્શ કર્યો. પણ જાણે કાંટા ભોંકાતા હોય અને આગ-આગ ઉઠતી હોય એવો એને અનુભવ થયો. આ શું ! આ કેવી છે ! આવી સ્ત્રી મારે ન જોઇએ. આપણે તો ચપણીયું લઇ ભિક્ષા માંગી ખાઈશું, એમ નિર્ણય કરી તેય ત્યાંથી અડધી રાતે લાગ જોઈ ભાગી છૂટયો 'હાશ છૂટયા કેદમાંથી !' જેમ કેદી કેદમાંથી છૂટે અને આનંદ પામે તેમ ભિક્ષુકે જરા આનંદનો શ્વાસ લીધો.

સુકુમારિકા જોતી જ રહી હાય આ પણ મને મૂકીને ચાલતો થયો એમ બોલતી છાતીફાટ રૂદન કરવા લાગી. 'ખરેખર ! હું નિર્ભાગ્ય શિરોમણિ છું. કોઇનો ય દોષ નથી. દોષ મારા કર્મનો છે. મેં કેવાં પાપકર્મો કર્યા હશે કે જેના પ્રતાપે આજે મારા આ હાલ થયા ? કોઈ મને ચાહતું નથી ધિક્કાર છે મારા જીવતરને !

શેઠને પણ આ વાત ઘણી જ સાલતી હતી પણ કંઇ ઉપાય ન્હોતો.

એક વખત તેના ઘર આગળે ગોપાલિકા નામના સાધ્વીજી મહારાજ વહોરવા માટે પધાર્યા શેઠે તેમની પુત્રીની હકીકત કહી સભળાવી, સા વીજીએ મધુર-સુમધુર વાણીથી ઉપદેશ આ યો તથા ન નારની અસારતા અને કમ ની વિચિ ત્રતા દર્શાવી સુકુમારિકાના હૃદયને વૈરાગ્યરસથી તરબોળ બનાવી દીધુ પરિણામે તે આત્મક યાણ સાધવા કટિબદ્ધ બની મતલબ કે તે દીક્ષા લેવા તૈયાર થઈ તેણે ગોપાલિકા આર્યા પાસે ચારિત્ર અગિકાર કર્યું ચારિત્ર લીધા પછી છઠ્ઠ-અઠ્ઠમની આકરી તપશ્ચર્યા કરવા લાગી, એનાથી એને કઈક શાતિનો અનુભવ થયો એક દિવસ તેણે ગુરુણીજીને પૂછ્યુ ગુરુણીજી ' આપની આજ્ઞા હોય તો હુ સુભૂમિભાગ નામના ઉદ્યાનમા આતાપના લેવા જાઉં '

ગુરુણીજીએ સાફ ના પાડી અને કહ્યુ કે સા વીએ એવા નિર્જન સ્થાનમા એકલા રહેવુ એ તદ્દન અનુચિત છે

આ વાત સુકુમારિકાને ગળે ન ઉતરી ગુરુણીની સાચી વાતને અવગણી, આતાપના લેવા માટે તે ત્યાથી એકાકી ચાલી નીકળી અને સુભૂમિભાગ નામના ઉદ્યાનમા સૂર્ય સ ગુખ દૃષ્ટિ રાખી આતાપના લેવા માડી આ પ્રમાણે તેણે ઉગ્ર તપશ્ચર્યા સાધના શરૂ કરી

આણાએ ધમ્મો' એ સૂત્રને ભૂલી ગઈ ગુરુ કે ગુરુણીની આજ્ઞાનુ ઉલ્લઘન કરી ગમે તેવા ઉત્કૃષ્ટ ત્યાગ તપ આચરવામા આવે તોય તેનો કઈ અર્થ નથી બધુ ય નકામુ છે, કારણ કે ધર્મ આજ્ઞામા છે

એક વખત એ જ ઉદ્યાનમા નગરની દેવદત્તા નામની એક મશહૂર ગણિકા–વેશ્યા ત્યા આવી ચઢી. એ એકલી નહોતી, તેની સાથે બીજા પાચ પુરૂષો હતા. એક પુરૂષના ખોળામા તેને બેઠક લીધી, બીજો વીંઝણો વીંઝવા લાગ્યો, ત્રીજો તેના મસ્તક પર છત્ર ધરીને ઉભો, ચોથો તેના વાળ સમારતો ફૂલની સુદર વેણી ગુથવા લાગ્યો અને પાંચમો પુરુષ તેની પગચપી કરવા લાગ્યો. હાવ–ભાવ અને અનેકવિધ ચેન–ચાળા કરની એ ગણિકા સૌના હૃદયને આહ્લાદ આપતી હતી ઘડીકમા તે મધુર સ્વરે ગાયન ગાતી હતી. તો ઘડીકમાં મીઠી મધુર ગોષ્ઠી કરતી હતી. આમ આનંદ પ્રમોદમાં મહાલતી ગણિકાએ પાચેય પુરુષની વિષયવાસનાને ખૂબ જ ઉશ્કેરી મૂકી. પાંચેય ચાર વેશ્યાના હાસ્ય અને કટાક્ષથી મદોન્મત્ત હાથી જેવા બની ગયા.

આ બધુ દૃશ્ય સાધ્વી સુકુમારિકાએ નજરે જોયું. તેને થયું કે ખરેખર ! હુ જ એક નિર્ભાગી છું ! ધન્યવાદને પાત્ર તો આ ગણિકા છે કે પાચ પાચ પુરુષો જેની સેવામાં ખડે પગે તૈયાર છે ! આ કેવો અપૂર્વ આનંદ લુટી રહી છે ! ખરેજ આ માનવજન્મનો અપૂર્વ લ્હાવો આ ગણિકા લઈ રહી છે.

સુકુમારિકાએ વિચાર્યું : આ જન્મમાં તો મને કોઇ નથી ચાહતુ, પણ બીજા જન્મમાં મને જો આવી મોજમજાહ મળે તો હુ પણ આવા રગ–રાગ અને વૈભવવિલાસ ભોગવી આનદ માનીશ. મારા તપ, જપ અને ચારિત્રનું જો કંઇ ફળ હોય તો મને પણ આવતા જન્મે આવુ સુખ મળો.’

જૈન શાસ્ત્રોની પરિભાષામા આવા સંકલ્પને નિયાણુ કહેવામા આવે છે, તેવુ નિયાણુ તેણીએ બાંધી લીધુ

આલોક કે પરલોકમા રિદ્ધિ-સિદ્ધિ મળે એ ખાતર કરેલ ધર્મ ક્રિયા કે તારાધનને શાસ્ત્રકારો વિષાનુષ્ઠાન અને ગરલાનુષ્ઠાન તરીકે જણાવે છે પરિણામે આત્માને એ ધર્મ કરણીના ફળરૂપે-બાહ્ય સુખ સામગ્રી પ્રાપ્ત થાય છે ખરી, પણ પાછો એ આત્મા સંસારમા પરિભ્રમણ કરે છે

માટે જ શાસ્ત્રકારોએ નિયાણુ બાંધવાની સાફ્સાફ ના પાડી છે ધર્મક્રિયા, તપ, જપ કે સયમની આરાધના મુક્તિની ભાવના માટે છે, બાહ્ય સુખો તો આપોઆપ મળી જાય છે સુકુમારિકા નિયાણુ બાંધ્યા પછી ગુરુણીજીની પાસે ગઈ ગુરુણીજીએ તેની રીતભાત, આચાર-વિચાર અને સ્વચ્છદતા નિહાળી તેને ખૂબ ઠપકો આપ્યો ત્યારે સુકુમારિકા વિચારવા લાગી કે ગુરુણીજી પહેલા તો મને ખૂબ આદર આપતા હતા, મારી દેખરેખ રાખતા હતા અને અત્યારે મારી ધૂળ કાઢે છે, ઠીક છે આપણે અહીં રહીને શુ કામ છે? એમ વિચારી તે એકલી વિહરવા લાગી, પણ તેણે પોતાની ભૂલ કબુલ ન કરી તે યથેચ્છ વિહરતી કેટલાક સમય બાદ મરણ પામી પણ ચારિત્રના પ્રભાવે તે સૌધર્મ દેવલોકમા ઉત્પન્ન થઈ, ત્યાના દિવ્ય સુખોને ભોગવી, આયુષ્ય પૂર્ણ થયે પાચાલ દેશમા મહારાજા દ્રુપદ રાજાને ત્યા ચૂલણી રાણીની કુક્ષિએ પુત્રીપણે પેદા થઈ તેનુ નામ દ્રૌપદી રાખવામા આવ્યુ

યૌવનાવસ્થા પામતાં દ્રૌપદીનો સ્વયંવરમંડપ રચાયો. દેશ-પરદેશના રાજાઓને આમંત્રવામાં આવ્યા. નિર્ધારિત સમયે શ્રી કૃષ્ણજી, બલભદ્રજી, શિશુપાળ, દુર્યોધન, તેમજ સંખ્યાબંધ રાજા-મહારાજાઓ પોતપોતાના રાજકુમારો સાથે ત્યાં આવી પહોંચ્યા.

પાંડુરાજા પણ પોતાના પાંચેય પુત્રો સાથે આવી પહોંચ્યા સ્વયંવર મંડપમાં હજારો પ્રેક્ષકો જમા થઈ ગયા. રાજા મહારાજાઓએ યથાસ્થાને બેઠક લીધી. પ્રતિહારી દ્વારા એક પછી એક રાજાનો પરિચય પામતી દ્રૌપદી હાથમાં વર-માળ લઇ આગળ ધપી, પાંડવોની સમીપમાં આવી. તેમને જોઇને તેને સ્વાભાવિક અનુરાગ પેદા થયો, તેના રોમાંચ ખડા થઈ ગયા અને તે જ ક્ષણે તેણે યુધિષ્ઠિરના કંઠમા વરમાળા નાખી. પણ ભવિતવ્યતાના યોગે તે વરમાળા પાંચે પાંડવોના કંઠમા દેખાણી.

આ વિચિત્ર બનાવ બનતાં આખા ય સ્વયંવર મંડપમાં હાહાકાર મચી ગયો એક સ્ત્રીને પાંચ પતિ કેમ હોઇ શકે? સઘળું ય રાજમંડળ વિચારમાં પડ્યુ, તેટલામા એક વિદ્યા-ચારણ મુનિ ત્યાં પધાર્યા. એ જ્ઞાની મહામુનિએ સૌનો ભ્રમ ભાંગ્યો. દ્રૌપદીના જીવે પૂર્વભવે બાંધેલ નિયાણાની વાત જણાવી અને તે કર્મના ઉદયથી આ ભવમાં પાંચ પતિ થયા છે. તેવો ખુલાસો કર્યો કર્મસ્થિતિને કોણ ટાળી શકે? એમાં કશો જ ફેરફાર થવાનો નથી. તે જ્ઞાની મુનિના મુખથી આ વૃત્તાંત સાભળી સૌ આનંદમા આવી ગયા. ઉત્સાહથી લગ્ન

મહોત્સવ ઉજવાયો, પાચે ય પાડવો દ્રૌપદીને લઈને હસ્તિનાપુરમા પધાર્યા

જુગારના દાનમા પાડવો રાજપાટ તો હારી ગયા, સાથે સાથે દ્રૌપદીને પણ હારી ગયા ભીમે કૌરવોને ભારે ધમકી આપી, ત્યારે દ્રૌપદીને પાછી સોપી અને પાચેય પાડવોએ દ્રૌપદીની સાથે વનવાસ નીકાર્યો

વનવાસમા ખાડાટેકરા અને પહાડો ઓળગવા પડયા ટાઢ-તડકો સહન કરવો પડયો અને બીજી પણ અનેક મુસીબતો ઉઠાવવી પડી છેલ્લે મહાભારત યુદ્ધ ખેલાયુ અને તેમા યુધિષ્ઠિરનો વિજય થયો

કાળક્રમે હસ્તિનાપુરમા એક મહામુનિ પધાર્યા, તેમની સુવાણમી વૈરાગ્ય નીતરતી વાણી શ્રવણ કરી દ્રૌપદીને વૈરાગ્ય થયો અને તેણે ચારિત્ર અગીકાર કર્યુ ચારિત્ર અગીકાર કર્યા બાદ આકરી તપશ્ચર્યા આદરી સ્વાધ્યાય ધ્યાનમા તન્મય બની, ત્યાગ અને તપદ્વારા જીવનને ઉજમાળ બનાવ્યુ અતે એક માસનુ અણસણ કરી ત્યાથી મૃત્યુ પામી પાચમા બ્રહ્મલોકમા તે પેદા થઈ સુર સુખોને અનુભવી ત્યાથી મહાવિદેહ ક્ષેત્રમા જન્મીને તે જ ભાવે ત્યાથી તે મોક્ષમા જશે

ધન્ય હો સતી દ્રૌપદીને!
વદન હો એ મહાસતીને!

: ૫ :

# સતી કળાવતીની સજઝાય

( જય જય જય જય શ્રી જિનધર્મ આરાધો ભવિયાં—એ દેશી )

## ઢાળ પહેલી

જય જય જય જય મહિમા અપરંપાર શિયળનો,
મહિમા અપરપાર,

મનહર મગળ દેશમાં શોભે, નયરી શંખપુરી;
મહાપ્રતાપી શંખરાય જ્યાં, ન્યાય-ધરમ ધુરિ. ૧

મનમોહક એક ચિત્ર લઈને, આવ્યો નર એક ત્યાં;
શંખરાય નિરખીને બોલે. કયા છે દેવી આ ? ૨

ઉર્વશી રંભા પાણી ભરતી, એવું રૂપ સોહાય;
તિણ વેળા દત્ત બોલી ઉઠ્યો, સુણજો હે મહારાય ! ૩

દેવશાલપુરે નૃપ સોહે, વિજયસેન જસ નામ,
રૂપ-કળા ગુણખાણ સુતા છે, કળાવતી જસ નામ. ૪

શંખરાયની સાથે પ્રીતે. પરણાવી સુખકાર;
નિશદિન દેવી સુખ વિલસતા, ભોગે ભોગ અપાર. ૫

અધરણી ઓચ્છવ મંડાતા, ગાવે મગળ ગીત;
પીયરથકી એક પેટી આવી, પ્રીતની એવી રીત. ૬

હસી હસીને કર્મ કરે સહુ. પણ નહિ રડતાં છૂટે.
ભોગવતી વેળા પ્રાણીઓ, શાને માથા કૂટે ?
વગર વિચારે કામ કરી સહુ. પાછળથી પસ્તાવે ?.... ૨

જન્મ જન્માન્તર કીધા પાપો આ ભવ ઉદયે આવ્યા.
માતંગાને કહે માતગ. થરથર કપે કાયા ( મારી )
રાયે હુકમ કર્યો અવિચારી. નગરી છોડી ચાલો.... ૩

તવ વળતી કહેતી ચંડાળી, નહિ એ કામ તમારૂં,
આવી રાય નિકટ પાપિણી. રાય ખડગ દે વારૂ;
કળાવતીને કહેતી રંડા, રથમાં બેસી જાવો (તમે).... ૪

રથ દોડાવી લાવી વનમાં. કળાવતી તવ બોલે,
પંથ નથી આ પીયર કેરો. તવ ચંડાલણી બોલે;
રાયે હુકમ કર્યો છે મુજને, કાંડા-કાપણ કાજે.... ૫

તે નિસુણીને ઝટપટ રાણી. કાડુ કાપે હાથે,
તવ રંડા કર ડાબો કાપે, લીધા બેઉ સાથે;
બે કર બેરખા સાથે લાવી, તે ઘડી રાયને આપે.... ૬

તવ નૃપને બે બેરખા નિરખી. તત્ક્ષણ મૂર્ચ્છા આવી,
બંધવ કેરૂં નામ છે એમાં, કયા મેં બુદ્ધિ ગુમાવી ?
પોક મૂકીને નૃપતિ રોતો, મેં કીધો અન્યાય.... ૭

રાય હવે પછતાયે બહુએ. ધિક ધિક હોજો મુજને
ચદન કેરી ચિતા રચીને. બળી મરવું છે મુજને;
નાના મોટા ના-ના કહેતાં, તોય ન નૃપતિ માને.... ૮

## ઢાળ ત્રીજી

### દુહા

વિપદાઓ દૂરે ટળે, ફળે વળી સવિ આશ,
અગ્નિ પણ જળરૂપ બને, દવો બનતા દાસ ૧
વંછિત ફળે દુરિત ટળે, મહિમા અપરંપાર,
શિયળ તણા પ્રભાવથી, ઉઘડયા ચંપા દ્વાર ૨
જિનમંદિર કરે સ્વર્ણનું, ભાવે કોઇ પુણ્યવાન
તેથી પણ અધિકું કહ્યું શા કરૂં શિયળ વખાણ? ૩

( ચાલ–હવે સુનો ધનાકુવરની વાત )

—હવે કહું કળાવતીની વાત—
કળાવતીના કર છેદ્યા ત્યાં થઇ પીડા તે વાર,
તે વેળા ત્યાં પુત્ર જનમીયો, લીલા કરમ અપાર હવે૦ ૧

કળાવતી મુખથી ઉચ્ચરતી, નિભાગી તું બાળ,
કિમ કરી ઝાળું એહ અશુચિ કેમ ધરું મંભાળ? હવે૦ ૨
ધ્યાન ધરી જિનવરનું બોલે, જો હું શીલે સાચ,
દોય ભુજા સારી થઇ જાવે, લગીરે નાવે આંચ હવે૦ ૩

ઝૂમકે ધ્રમકે રૂદન કરતી, ધરતી ખેદ અપાર,
વન સઘળું ત્યાં ખીલી ઉઠયું, મહિમા શિયળ અપાર હવે૦ ૪
સૂકી નદી પણ વહેવા લાગી જળ આવ્યું તન પાસ,
જાણે જળમાં વહી જશે પણ, ફરી વળ્યું આસપાસ હવે૦ ૫
વહેવા લાગી નદી બે બાજુ વચમાં બેઠી નાર,
જો જો અચરજ મોટું કે, બોળી બાય તે વાર, હવે૦ ૬

બે કર બેરખાં નવલા દીસે, નવપલ્લવ કર થાય;
હૈયું હર્ષે નાચી ઉઠયું. મનરથ પૂરા થાય. હવે૦ ૭
અચરજ મોટું નીરખી તાપસ. આયો કળાવતી પાસ;
અટવીમાં એકલી તું ક્યાંથી. પૂછે તાપસ તાસ. હવે૦ ૮
સઘળી બીના સતીએ કીધી. રુઠ્યો તાપસ ત્યાંય;
કીધું અકારજ નૃપે મોટું, કર્યો તને અન્યાય. હવે૦ ૯
કરી ઉત્પાત બતાવું નૃપને, સતીએ પાડી ના;
મહેલ કર્યો મોટો ત્યાં મંત્રે. રાખી કળાવતી ત્યાં. હવે૦ ૧૦

## ઢાળ ચોથી

### દુહો

સુત સાથે આનંદથી. કરે કળાવતી વાસ;
નિરખી કઠિયારો ગયો, દોડી સતીની પાસ.

( મેં પ્રભુ ચરણોકી દાસી હું-એ ચાલ )

હવે નૃપતિ પશ્ચાત્તાપ કરે, બળી મરવા અગ્નિ પ્રવેશ કરે.
કરે મંત્રી વિનંતિ હે મહારાજ, એક માસની અવધિ દ્યો મહારાજ
હું હમણાં જઇને શોધ કરૂં. કહું ખોજ કરી પછી હું તમને.
કહી મંત્રી ત્યાંથી રવાના થયો. કઠિયારો અધવચમાં મળીયો;
કહી સઘળી રાણીની બીના. સુણી મંત્રી નયન હર્ષે ભીના.
વન સુકું આખુ ખીલી ઉઠયું. નદી શુષ્ક હતી પણ પૂર વહ્યું;
કર આવ્યા સત્વર સતી કેરા, તમે સુણજો શિયળ તણો મહિમા.
ઝટપટ ત્યાથી મંત્રી ચાલ્યો, કહે નૃપને ખુશીખબર લાવ્યો;
સુણી નૃપતિને અતિ હર્ષ ભયો, જયકાર થયો જયકાર થયો.

ધૂમધામ કરી તેડી લાવ્યા રાયરાણી સઘળા ત્યા આવ્યા;
સતી કેરા સહુ ગુણ ગાન કરે શિયળનો મહિમા જગ પ્રસરે

## ઢાળ પાચમી

આવ્યા આવ્યા એ જેને જૈન ધર્મની ટેક
એવા જ્ઞાની ગુરુમહારાજ

જ્ઞાની ગુરુજી દેશના આપે કાપે ભવજજાળ,
શખરાય ને કળાવતી ત્યા, આવે સમૃદ્ધ વિશાળ ૧

વળી રાજા રાણી પૂછે, ઉત્તર દેજો આપ,
કળાવતી કર કેમ કપાયા ? પામી કિંમ સતાપ ? ૨

વાણી સુણી નૃપતિની બોલે, જ્ઞાની એ ગુરુરાય,
મહાવિદેહે મહેન્દ્રપુરમા નરવિક્રમ મહારાય ૩

લીલાવતી રાણીથી પ્રસવી, પુત્રી ગુણની કૂપ,
સુલોચના નામે પકાતી, અદ્ભુત જેનુ રૂપ ૪

વિદેશ વદી આવ્યો એક સૂડો, બોલે મધુરી વાણ,
સુલોચના એમા મોહાણી વિદ્વાન્ત શુક જાણ ૫

સોનાના પિંજરમા રાખે આપે મેવા નિત,
મધુર મધુર ગાન સભળાવે, ગાવે રૂડા ગીત ૬

પ્રાણથકી પ્યારો એ પોપટ સુલોચનાને મન,
જિનમદિરે સાથે લઇને, કરતી એ દરશન ૭

વિચારવમળમા પોપટ ચઢીયો, જોતા પ્રભુનુ મુખ,
પૂરવભવનુ જ્ઞાન ઉપજતા ઉપજ્યુ અતર દુખ ૮

દીક્ષા લઇ ક્રિયા નવ કીધી. જ્ઞાનમાં એકજ ધ્યાન.
વ્રતવિરાધી શુકપણે હું, જન્મ્યો કર્મે જાણ; ૯

ધિક ધિક હું માનવભવ હાર્યો, શોક કરે શુકરાજ.
ગ્રહ્યો અભિગ્રહ મનથી એણે, પ્રભુદર્શનને કાજ. ૧૦

પરવશ મારે પિંજર રહેવું. દીલડું ખૂબ ઉદાસ;
દર્શન કરવા કાજે ઉડયો, બીજે દીન એ ખાસ. ૧૧

કરી દર્શન ફિર ભોજન કાજે. બેઠો વૃક્ષ વિશાળ;
શુક-વિયોગે રોતી પુત્રી. સેવક કરતા ભાળ. ૧૨

સેવક દોડી શુકને લાવ્યા, દીલડું ખૂબ હરખાય;
જનની સમ મુજને છોડીને, કયાં તું ચાલ્યો જાય? ૧૩

નહિ રાખું વિશ્વાસ હવેથી, દીલ મારૂં દુભાય;
ઇમ બોલી પોપટની પાંખો, કાપી નાંખી ત્યાંય. ૧૪

શુક-વિસામે પરવશ મારે. સહવા દુઃખ અપાર;
તે વારે શુક અનશન કરતો. ઉપન્યો સ્વર્ગ મોઝાર. ૧૫

શુક-વિયોગે સુલોચના પણ, ત્યજતી નિજનાપ્રાણ;
સુલોચના થઇ શુકની દેવી. ઉપન્યા એક જ સ્થાન. ૧૬

ત્યાંથી ચ્યવીને શંખરાય તું, કળાવતી એ થાય;
પૂરવ વૈર પ્રતાપે એના, કાંડા બેઉ કપાય ૧૭

જ્ઞાનીની વાણી સુણીને. રાણીને શંખરાય;
જાતિસ્મરણ ઉપજતા બેઉને, પૂરવ ભવ દેખાય. ૧૮

ગહન ગતિ અતિ કર્મની જાણી, પામ્યા બેઉ વૈરાગ,
દીક્ષા લઈ રાય રાણી બેઉ, કરતા તપ જપ ત્યાગ ૧૯
ત્યાંથી ચ્યવીને વિદેહ ક્ષેત્રે, પામી માનવદેહ,
દીક્ષા લઈ બેઉ કેવળ પામી, પામશે મુક્તિ એહ ૨૦
વિજયાનંદનસૂરીશ્વર પાટે, કમલસૂરીશ્વર રાય,
કવિકુલકિરીટ લબ્ધિસૂરીશ્વર, પરમપ્રભાવક થાય ૨૧
દક્ષિણદેશ ઉદ્ધારક ગુરૂવર, લક્ષ્મણસૂરીશ્વર રાય,
તસ શિશુ કીર્તિસૂરીની રચના, જનમન આનંદદાય ૨૨
સંવત બે હજારને દસનો, રૂડો શ્રાવણ માસ,
અતિ ઉલ્લાસે પૂરણ કીધી, બેંગ્લોર કેન્ટમાં ખાસ ૨૩

## એક અભિપ્રાય

### તેજસ્વી રત્નો

લેખક " શ્રીમદ્ વિજયકીર્તિચંદ્રસૂરિજી મહારાજ પ્રકાશક " શ્રી આત્મકમલ લબ્ધિસૂરીશ્વરજી જૈન જ્ઞાન મંદિર, જ્ઞાન મંદિર લેન, દાદર, મુંબઈ–૨૮

જૈનોના પરાપૂર્વના સંસ્કારો અને ધાર્મિક પ્રવાહોનો ખ્યાલ આપતી મહાપુરુષોની કથાઓ ઉપરની પુસ્તિકામાં રજુ થયેલી છે આ કથાઓ દ્વારા જૈનધર્મના તાત્વિક વિષયોનું દર્શન કરાવવા હેતુલ્ય પ્રયાસ થયેલો છે આમાં રજુ થયેલું શ્રી કામદેવ શ્રાવકનું વૃત્તાંત કડક ધર્મપાલનનું સૂચક છે જગદ્‌ગુરૂ શ્રી હીરસૂરીશ્વરજીની કથા સમતા અને સહિષ્ણુતાનું અજોડ દૃષ્ટાંત પૂરૂં પાડે છે " મહામંત્રનો પ્રભાવ " એના શિર્ષક હેઠળની કથા નવકારમંત્રનો પ્રભાવ દર્શાવે છે, અન્ય કથાઓ પણ ધર્મબોધ અને તાત્વિક વિષયોની સમજણ આપનારી છે

મુંબઈ સમાચાર

: ૬ :

# સતી કલાવતી

નામ તેવા ગુણ આ જગતમાં બહુ ઓછા હોય છે: પરંતુ દેવશાળ નગરીના રાજા શ્રી વિજયસેનની કુંવરી કલાવતીની બાબતમાં તો એમ જ બન્યુ હતું. તે ખરેખર કલાનો ભંડાર હતી અને લેખન, વાંચન, ગણિત, તત્ત્વજ્ઞાન, સંગીત, પાકશાસ્ર, રસાયણશાસ્ત્ર, પુષ્પઉછેર, ધર્મશાસ્ત્ર વગેરે સ્રીઓની ૭૨ કળાથી વિભૂષિત હતી.

વડીલ બંધુ જયસેન સ્નેહની પરમમૂર્તિ સમો હતો. તેને કલાવતી વિના બિલકુલ ચેન પડતું નહિ. ભાઈ અને ભગિની સોનાના ઘુઘરે રમતા રમતા સાથે જ મોટા થયા હતા અને દેવશાળ નગરનું રાજભવન તેમના વડે જ ખૂબ રમણીય લાગતું હતું.

કલાવતીને માતા શ્રીમતી પાસેથી અપૂર્વ રૂપ વારસામાં સાંપડયુ. હતું અને યુવાવસ્થા પ્રાપ્ત થતાં તે સોળે કળાએ ખીલી ઉઠયું હતું.

પુત્રી મોટી થાય એટલે માતપિતાને લગ્નની ચિંતા થાય એ સ્વાભાવિક છે. મહારાજા વિજયસેન તેને અનુરૂપ યોગ્ય વરની તપાસ કરવા લાગ્યા. છેવટે નિર્ણય લેવાયો કે સ્વયંવર કરવો અને દેશ-દેશના રાજા મહારાજાઓને આમંત્રણ

આપવું પુત્રી પોતાની ઇચ્છાથી જ વરની પસંદગી કરી લે તે ઇષ્ટ છે

વિચાર અમલમા મૂકાયો સ્વયંવરમંડપની તડામાર તૈયારીઓ થઇ કુશળ ચિત્રકારોએ કલાવતીનુ કળામય ચિત્ર તૈયાર કર્યું તેમણે અવનવા રંગો પુરી ચિત્રને સજીવન કરવાનો સુંદર પ્રયાસ કર્યો હતો જોનાર ઘડીભર થભી જાય તેવું અદ્દભૂત અને અજોડ હતુ મહારાજા ખૂબ પ્રસન્ન થયા કળાકારોને પુષ્કળ ઇનામ આપવામા આવ્યુ આમંત્રણ પત્રિકાઓ ચિત્ર સાથે જુદાજુદા માણસો દ્વારા મોકલવામા આવી આ અનુપમ ચિત્રને જોઇ સૌનુ હૃદય ભારે આકર્ષિત થયુ શુ આ તે દેવલોકની દેવી છે કે કોઈ કલ્પનાચિત્ર છે? એમ ઘડીભર સૌ વિચારમા પડી ગયા

એક માણસે શંખપુરી જઇ ત્યાના નૃપતિ શંખને આ ચિત્ર બતાવ્યુ રાજા એ ચિત્ર જોઇને મુગ્ધ બની ગયો કેવુ અદ્દભૂત રૂપ! કેવુ અનુપમ લાવણ્ય! ખરેખર! કોઈ ભાગ્યશાળીને જ આવુ સ્ત્રીરત્ન પ્રાપ્ત થાય છે ચિત્ર લાવનારને પૂછવામા આવ્યુ કે 'આ ચિત્ર કોનુ છે? તે પરણેલી છે કે કુવારી?'

ત્યારે સંદેશવાહકે જણાવ્યુ કે 'મહારાજ! માલવ દેશના મહારાજા વિજયસેનની પુત્રી કલાવતીની આ તસ્વીર છે અને તે કુવારી છે'

આ શબ્દો સાભળતા જ રાજાને તે અનુપમ સુંદરી

નજરે નિહાળવાની ઉત્કંઠા જન્મી. તે પોતાના રસાલા સાથે સ્વયંવરના શુભ દિવસે જ ત્યાં પહોંચી ગયા.

દેવશાળ નગરીમાં આજે અનેક રાજામહારાજાઓ આવી પહોંચ્યા હતા. સૌની ઈચ્છા એકજ હતી કે કલાવતી અમને પરણે તો સારૂં અને તે માટે સૌએ સુંદર પોશાકો પરિધાન કર્યા હતા. કંઇક મૂછો મરડતા હતા, કંઇક ભૂમિપર પગ પછાડતા હતા અને કંઈક ગંભીરતા પણ દાખવતા હતા. સ્વયંવર મંડપમાં રાજામહારાજાઓ યથાસ્થાને ગોઠવાઇ ગયા. પ્રેક્ષકો હજારોની સંખ્યામાં આવી પહોંચ્યા હતા. પ્રસંગની ભવ્યતા સૂચવનારા શરણાઇ વગેરે અનેક વાદ્યો વાગી રહ્યા હતા. વિજયસેન રાજા સિંહાસન પર બિરાજમાન થયા હતા. આજ્ઞા થતાંની સાથે પ્રતિહારી સાથે કલાવતીએ એ સ્વયંવર મંડપમાં પ્રવેશ કર્યો. કલાવતીનો સુંદર દેહ, અનેરું સૌન્દર્ય, અનુપમ લાવણ્ય અને અપાર રૂપ આ બધું સૌએ સાક્ષાત્ નિહાળ્યું અને મનમાં તરેહ તરેહના તરંગો ઉઠવા લાગ્યા.

કલાવતી બરાબર મધ્ય સ્થળે ઉભી છે. તેની સખીઓએ જાહેર કર્યું કે કલાવતીના ચાર પ્રશ્નોના જે ઉત્તર આપશે, તેના ગળામાં કલાવતી વરમાળા નાંખશે.

તેમાંનો પહેલો પ્રશ્ન એ હતો કે 'દેવ કોણ ?', બીજો પ્રશ્ન એ હતો કે 'ગુરુ કોણ ?' ત્રીજો પ્રશ્ન એ હતો કે 'તત્ત્વ શું ?' અને ચોથો પ્રશ્ન એ હતો કે 'સત્ત્વ શું ?'

કોઇએ કહ્યુ કે 'જેણે આ જગતની રચના કરી છે તે જ દેવ કોઇએ કહ્યુ કે જે સર્વ વ્યાપક છે તે જ દેવ કોઇએ કહ્યુ કે સર્વ શક્તિમાન છે તે જ દેવ કોઇએ કહ્યુ કે જ્ઞાન આપે તે ગુરુ કોઇએ કહ્યુ કે જે તપસ્વી હોય તે ગુરુ કોઇએ કહ્યુ કે ઇશ્વર એ તત્ત્વ, કોઇએ કહ્યુ કે જ્ઞાન એ જ તત્ત્વ કોઇએ કહ્યુ કે તીર્થ એ તત્ત્વ કોઇએ કહ્યુ કે શાસ્ત્રનુ રહસ્ય એ જ તત્ત્વ એમ બધાએ પોતપોતાની રીતે એ પ્રશ્નોના જવાબ આપ્યા પણ તેથી કલાવતીને સતોષ થયો નહિ ત્યારે મગધ દેશનો રાજા શખભૂપાલ બોલ્યો કે પ્રશ્નોના ઉત્તર તદ્દન સહેલા છે એ તો આ સ્થભ પરની પુતળી પણ આપી શકશે

એમ કહી તેણે પુતળીના માથે હાથ મૂકયો શખભૂપાલને સરસ્વતીનુ વરદાન હતુ, એટલે તે પૂતળીએ તરત જ જવાબ આપ્યો કે ''રાગ અને દ્વેષનો નાશ કરનાર અરિહત એ જ દેવ છે અહિંસા, સત્ય, અચૌર્ય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ એ પાચ મહાવ્રતો ધારણ કરનાર ગુરુ છે અહિંસા એ જ તત્ત્વ છે અને ઇન્દ્રિયો પર કાબૂ રાખવો એ જ ખરુ તત્ત્વ છ'' આ ઉત્તરો સાભળી કલાવતીનુ મન પ્રસન્ન થયુ તેણે શખભૂપતિના ગળામા વરમાળા આરોપી તરત જ આખુ યે વાતાવરણ જય જયકારના ધ્વનિથી ગુજી ઉઠયુ મગળ ગીતો ગવાયા બિરુદાવલી બોલાઇ નોબત અને શરણાઇના મધુર સ્વરોથી ગગન ગાજવા માડ્યુ અનેરા આનદની સાથે લગ્નવિધિ સપૂર્ણ થયો અને મહાન દાયજા

સાથે શંખરાજાએ કલાવતીને સાથે લઈ પોતાનાં નગરભણી પ્રયાણ કર્યું. સૌએ ભાવભરી વિદાય આપી. પુત્રીના વિયોગથી માતાપિતા અને તેના ભાઈ જયસેનકુમારની આંખમાં અશ્રુ ઉભરાઈ આવ્યા. કલાવતીનું હૃદય પણ પોતાના માતાપિતા અને બંધુજનના વિયોગથી વિહ્વળ બની રહ્યું હતું. આમ વસમી વિદાય લઈ કલાવતી અને શંખભૂપાળ પોતાની નગરીમા આવી પહોંચ્યા. નગરજનોએ તેમનો ઉચિત સત્કાર કર્યો.

શંખરાજા અને કલાવતીના દિવસો આનંદ વિનોદમાં પસાર થવા માંડ્યાં. એક રાત્રિએ કલાવતીને એક સુંદર સ્વપ્ન આવ્યું. એ સ્વપ્નામાં તેણે અમૃતનો ઘડો જાણે પોતાના મુખમા પ્રવેશ કરી રહ્યો છે, તેવું દૃશ્ય જોયું. આવું સુદર સ્વપ્ન નિહાળતા તેનું હૈયું હર્ષના હિલોળે ચઢ્યું. પ્રભાત થતાં તેણે આ વાત શંખભૂપાલને જણાવી. રાજા પણ ખૂબ ખુશ થયો અને તેણે અનુમાનથી તેનું ફળ જણાવ્યુ, કે 'દેવી ! આ સ્વપ્નના પ્રભાવથી તને એક પુત્રરત્નની પ્રાપ્તિ થશે.'

આમ દૂધ ને પાણીની જેમ સ્નેહથી એકમેક બનેલા રાજારાણીની પ્રીતિ અનેક ગણી વધવા લાગી. તે જ રાત્રિએ કલાવતીને ગર્ભ રહ્યો અને ધીરે ધીરે તેનું રૂપ ખીલી ઉઠ્યું.

અનુભવી વૃદ્ધાઓ કલાવતીને શિખામણ આપવા લાગી: 'રાણી સાહેબ ! તમે ગર્ભવતી છો માટે બહુ હરશો ફરશો નહિ, બહુ ઠંડુ તથા બહુ ગરમ ભોજન કરશો નહિ, હિંડોળે

હિંચશો નહિ, બહુ મહેનત કરશો નહિ, બેસો તો ધીમે રહીને બેસજો ચાલો તો વાબલા વગેરેનો સહાગ લેજો, બહુ હસતા નહિ, શોક સતાપ કરતા નહિ, વધારે પડતુ કાજળ આજતા નહિ ઉપરના કારણો સેવવાથી ગર્ભને હાનિ થવાનો સભવ છે'

અનુભવી વૃદ્ધાઓની મીઠી શીખને કલાવતી રાણીએ દૂધ સાકરની જેમ અગીકાર કરી આમ કરતા દિવસો ને મહીનાઓ પાણીના રેલાની માફક વહી ગયા આઠ માસ ને આઠ દિન વાતવાતમા ચાલ્યા ગયા સુખમા કાલની ખબર પડતી નથી અને દુખનો તો એક દહાડો પણ વપ જેવો મોટો થઈ પડે છે

સ્ત્રીની પ્રથમ સુવાવડ પિયરમા થાય છે એ લોકરિવાજ મુજબ તેના પિયરથી તેને તેડવા માટે વિજયસેન રાજાએ એક ખાસ માણસને મોકલ્યો તે માણસ સાથે કલાવતીના ભાઇ જયસેને સોનાના બે સુદર બેરખા બહેનને માટે ભેટ મોકલ્યા તે લઇને એ દેવશાળ નગરીમા આવ્યો એણે મહારાજા તથા કલાવતીને પણ પ્રણામ કર્યા કલાવતીએ પોતાના માતપિતા અને ભાઇ વગેરે સર્વ સ્વજનના કુશળ સમાચાર પૂછ્યા સેવકોએ ખુશી આનદના સમાચાર આપી જયસેનભાઇએ આપેલી પેટી અર્પણ કરી કલાવતીએ પેટી ઉઘાડી અને જોયુ તો બે મનોહર બેરખાઓ ઝગમગ કરી રહ્યા હતા તેને આ બેય બેરખા ખૂબ જ ગમી ગયા અને પહેરીને ખૂબ જ રાજી થઇ તેટલામાજ બીજી સખીઓ ત્યા

મળવા આવી અને આ બેરખાની સુંદરતા જોઇ આશ્ચર્ય-મુગ્ધ બની ગઇ.

આમ સખીઓ સાથે મીઠો વાર્તાલાપ થતો હતો, એટલામાં શંખભૂપાળ ત્યાં આવી ચઢયો. તેને પણ કૌતુક જોવાનું મન થયું તેથી તે બારણા પાછળ છૂપાઇ રહ્યો. સખીઓએ પૂછયું: 'રાણી સાહેબ! આ બેરખા કયાંથી લાવ્યા?' ત્યારે તેણે હરખમાં ને હરખમાં જવાબ આપ્યો કે 'આ બેરખાં તો મારા વહાલાએ મોકલ્યા છે.' રાજાએ આ વાત સાભળી અને તે તો ધૂંઆ-ફુઆ થઇ ગયો. 'મારા સિવાય વળી બીજો કોણ એનો વહાલો છે? જરૂર આ રાણી દુરાચારી લાગે છે, દુષ્ટ છે, ઉપરથી જ રૂડી રૂપાળી લાગે છે પણ અંદરથી એ કાળી છે.'

ભવિતવ્યતા જ એવી નિર્માયેલી હતી ત્યાં શુ થાય? કલાવતીએ એમ કહ્યું હોત કે આ તો મારા ભાઇએ મોક-લાવ્યા છે તો તો રાજા રોષે ન ભરાત; પણ મારા વહા-લાએ મોકલ્યા છે, આ શબ્દો તો રાજાનાં હ્રદયમાં તીર જેવાં ભોંકાણા. તે વિચારવા લાગ્યો કે હું તો સમજતો હતો કે કલાવતી સતી છે, પ્રેમની પ્રતિમા છે અને સ્નેહની સરિતા છે, પણ એ વાત સાવ ખોટી નીકળી. આજે મારો ભ્રમ ભાંગી ગયો. એ તો પરપુરુષમા આસક્ત છે. મારા ઉપર પ્રેમ હોવાનો ખોટો ડોળ કરે છે. આમ અનેક શંકા કુશંકા કરતો શંખભૂપતિ ત્યાથી રવાના થયો.

રાજા લાલપીળો થઇ ગયો હતો. ક્રોધની જવાળા-

એથી ભભૂકી રહ્યો હતો કે કયારે એને સ્વાદ ચખાડુ અને તેણે એક ઉપાય ખોળી કાઢયો ખાનગી બે માણસોને બોલાવ્યા અને જણાવી દીધુ કે 'જુઓ! કામ બહુ સાવ ચેતીથી કરવાનુ છે, જરા ય ગફલત ન કરતા કલાવતીને રથમા બેસાડી ઘોર અટવીમા એકલી છોડી મૂકવી અને તેના બન્ને કાંડા-બેરખા સાથે કાપીને મારી સમક્ષ હાજર કરવા તેમણે એ વાત અગીકાર કરી અને અધારી રાત્રિએ રથ તૈયાર કર્યો, સાથે છરી વગેરે લઇ લીધી, ત્યાથી રવાના થઈ તેમણે કલાવતીના ઓરડામા ધીરેથી પ્રવેશ કર્યો

આ વખતે કલાવતી ભરનિદ્રામા પોઢી હતી એ બિલ કુલ નિર્દોષ હતી તેની મુખમુદ્રા સુશોભિત લાગતી હતી, આવી નિર્દોષ મહારાણીને કેમ અડકાય? તેઓ જરા થભી ગયા પણ રાજાજ્ઞા એટલે શુ થાય? છાતી કપે છે, પગ ધ્રૂજે છે અને મન ના પાડે છે, પણ રાજાજ્ઞાનુ ઉલ્લઘન કેમ થાય? ગળા કપાઇ જવાનો ભય હતો, એટલે એ ભયે તેઓ આ નીચ ધધો કરવા પ્રેરાયા તેમણે ધીરે રહીને ભર ઉઘમા સૂતેલી કલાવતીને ઉચકી લીધી અને રથમા નાખી પછી રથ પૂરપાટ દોડાવી મૂકયો આ વાતની કોઇને ય ખબર ન પડી અરે! ગધ સુદ્ધા ન ગઇ થોડે દૂર જતા રથના ખણખણાટથી કલાવતી જાગી જાય છે અને જાગતાની સાથે તેના પેટમા ફાળ પડે છે 'આ શુ! હુ કયા છુ! શુ હુ સ્વપ્નમા છુ?' તેણે આખ ચોળી જોઇ નહિ નહિ હુ જાગૃત છુ ત્યારે હુ છુ કયા? કયા એ પલગ! ચારે બાજુ લોખડની જાળી છે, ઘોર અધકાર છે, માણસો રથ

હાંકે છે. અને મને ક્યાં લઇ જાય છે?' સારથિને પૃછ્યું: 'હે સારથિ! મને ક્યાં લઇ જાવ છો?' પણ કોઈએ જવાબ ન આપ્યો. એણે જોરથી ચીસ પાડી પણ સૌએ આંખ આડા કાન કર્યા.

કલાવતીએ જાળીમાંથી નજર કરી તો રસ્તામાં ઘોર જંગલ જણાયું. એવામાં વાઘ-વરુ અને હિંસક પ્રાણીના ભયંકર શબ્દો કાને અથડાયા અને ફરી તેણે ચીસ પાડી. પણ તેય હવામાં ઉડી ગઇ, થોડીવારે સવાર થઇ. અંધારું ઓસરી ગયું.

ત્યાં જ રથ ઉભો કર્યો અને પેલા માણસો રથ નીચે ઉતર્યા. કલાવતીનુ હૃદય થડથડ થડકે છે. એ તો ચુપચાપ ઊભી રહી, તે વખતે પેલા માણસે કહ્યું: 'દેવી! માફ કરજો અમારો દોષ નથી, અમે નિર્દોષ છીએ. અમે તો ચીઠ્ઠીના ચાકર. અમારે રાજાનો હુકમ બજાવવો રહ્યો. પણ અમારું હૃદય કંપે છે. રાજાની આજ્ઞા છે કે તમને આ ઘોર જંગલમાં મૂકી દેવા અને બેરખાં સાથે બન્ને કાંડાં કાપી તેમની પાસે હાજર કરવા.'

આ શબ્દો શ્રવણ કરતાં જ કલાવતીને જાણે કોઇ પહાડ તૂટી ન પડયો હોય તેવું ભાસ્યું અને તે બેભાન બની ગઈ.

સેવકોનું હૃદય દ્રવી ગયું. થોડીવારે ભાનમાં આવતાં કલાવતીની આંખમાં આંસુ ઉભરાઇ આવ્યા અને ધડકતે હૈયે તે બોલી: 'અરે ભાઇઓ! તમે વિલંબ શા માટે



કલાવતી પર કલક આવતા રાજાએ ભયકર અટવીમા મૂકાવી,
ત્યા તેણીને પુત્ર જન્મ્યો રાજાએ કળાવતીના બન્ને કાડા
કપાવી નખાવ્યા પરતુ શિયળના પ્રભાવથી બન્ને કાડા
બેરખા સહિત પાછા આવ્યા



કળાવતીએ પ્રેમવશ પોપટની પાંખો કાપી નાંખી હતી, જેથી બીજા જનમમાં પોપટના જીવ રાજાએ કળાવતીના કાંડા કાપી નંખાવ્યા.

કરો છો? રાજાની આજ્ઞાનો અમલ કરો, નહિતર તમારી અવદશા થશે ' પાસે છરી પડી હતી તે છરીથી કલાવતીએ પોતાનો એક હાથ કાપી નાખ્યો અને બીજો હાથ પેલા માણસોએ કાપી નાખ્યો આમ બેરખા સહિત બન્ને હાથ લઇ એ માણસો કલાવતીને ભર જગલમા એકલી મૂકી ત્યાથી રવાના થયા

કલાવતી કરુણ વિલાપ કરે છે ઘડીમા ચીસ પાડે છે ઘડીમા રડે છે બન્ને કાડા કપાઈ જવાથી એને ઘોર વેદના થાય છે એ વેદનાના મારે તેણે તે જ વખતે પુત્રને જન્મ આપ્યો બન્ને હાથ તો કપાઇ ગયા છે પુત્રને હાથમા શી રીતે લેવો? એ સમસ્યા તેની સામે ખડી થઇ વાહરે કર્મ! તારી લીલા અપરપાર છે! કયા રાજમહેલ અને કયા ઘોર જગલ! રાજપુત્રનો જન્મ થતા રાજમહેલમા કેટકેટલા વધામણા આવે, મીઠાઇઓ વહેચાય, નગરના સમસ્ત લોકો ઉત્સવ ઉજવે, વાજા વાગે અને અનેરો ઉત્સાહ હોય અને અનેરો ઉત્સવ ઉજવાય ત્યારે અહીં બાળકનુ રક્ષણ કરવાના ય વાધા છે!

આમ વિચારે છે અને વિલાપ કરે છે, આસુ સારે છે અને પુત્રને સબોધીને કહે છે 'અરે! નિર્ભાગી! કયા રાજમહેલ ને કયા જગલ! તને શી રીતે ધવડાવુ અને ન્હવડાવુ? એમ વિવિધ વિલાપભરી વાણી ઉચ્ચારી રહી છે એના હૃદયમા અપાર વેદના થઇ રહી છે શુ કરવુ એની એને સૂઝ પડતી નથી એ આકુળવ્યાકુળ બની ગઇ છે

'શા માટે મને રાજાએ ભરજંગલમાં મૂકી દીધી? મારો શું દોષ આવ્યો? અરે! કોઈનો ય વાંક નથી, વાંક મારા પોતાના કર્મનો છે. કર્મને શરમ નથી. ભલભલા રાજા મહારાજાને અરે બળદેવ-વાસુદેવ અને ચક્રવર્તીને પણ તેણે ધૂળ ચાટતા કર્યા છે. ખુદ તીર્થંકર ભગવાનને પણ કર્મો ક્યાં છોડે છે? તો મારી શી ગણત્રી? હું કઈ વિસાતમાં! છેલ્લે તેણે શાસનદેવને પ્રાર્થના કરી કે-'હે શાસન દેવ! મેં આજ સુધી અખંડ શિયળવ્રત પાળ્યું હોય, પર પુરુષની મનમાં કે એક રૂંવાડામાંય ઇચ્છા ન કરી હોય તો મને સહાય કરજો.'

કલાવતીએ અખંડ શિયળવ્રત પાળ્યું હતું. મનમાં પર-પુરુષની એક રૂંવાડામાં ય ઇચ્છા કરી ન હતી, એટલે શાસ-નદેવે તેની પ્રાર્થના સાંભળી અને ત્યાં અજબ ચમત્કાર ખડો થયો. તે શુષ્ક સરિતામાં બેઠી હતી. ત્યાં એકદમ પાણીનું પુર આવ્યું અને તેને જરાયે ઇજા કર્યા વિના તેની આજુબાજુથી વહેવા લાગ્યું. તેના કપાયેલા હાથ તે જ ક્ષણે સારા થયા અને બેરખાથી સુશોભિત બન્યા. આખું વન સૂકું હતું તે પણ ખીલી ઉઠયું અને સર્વત્ર લીલીછમ હરીઆળી ઉગી નીકળી. તેણે પુત્રને નદીના તીરથી નવરાવ્યો અને એક પ્યારભર્યું ચુંબન ભરી ગોદમાં લીધો.

શિયળના પ્રભાવથી શું નથી બનતું? દેવોનાં સિંહાસનો ડોલી ઉઠે છે, સર્પ ફૂલમાળામાં ફેરવાય છે. અને અગ્નિ જળરૂપ બની જાય છે, શિયળના શા વખાણ કરવાં?

શિયળનો પ્રભાવ અચિંત્ય અને અદ્દભૂત છે, શિયળનું બળ અમાપ છે, આવી સતીઓના પ્રભાવે જ આ જગત લીલુ છમ દેખાય છે

આ તરફ પેલા માણસોએ બેરખા સહિત કલાવતીના હાથ મહારાજાની સમક્ષ મૂકયા એટલે તે રાજી થયા અને કુલટા સ્ત્રીને તો એવુ જ ફળ મળવુ જોઈએ એમ પોતાના કાર્યની અનુમોદના કરવા લાગ્યા! એવામા તેમની નજર બેરખા પર પડી અને તેમા જયસેન એવુ નામ કોરેલુ જોયુ આ જોતા જ મહારાજાના હોશકોશ ઉડી ગયા અરે! બેરખા તો એના ભાઈએ એને અર્પણ કર્યા છે અને ભાઈ તો બહેનને વહાલો જ હોય એ સ્વાભાવિક છે મે તો એનો કોઇ જાર હશે એમ સમજી એને કાઢી મૂકી એના હાથ કપાવ્યા અને જ ગલમા રખડતી મૂકી! ખરેખર મે ભયકર અન્યાય કર્યો છે ભયકર ગુનો કર્યો છે, એક સતી નારીના હાથ કપાવી નખાવ્યા અને તેને ભયકર અટ વીમા એકલી અટુલી મૂકી દીધી! વળી તે ગર્ભવતી છે, તેનુ શુ થયુ હશે? તે શુ કરતી હશે? આ વિચારો આવતા નૃપતિના નયનો સજળ બન્યા, વાતાવરણ ગમગીન બન્યુ, રાજ મહેલમા ઉદાસીનતા છવાઇ આ સમાચાર વાયુવેગે પ્રસરતા મત્રીને જાણ થઈ અને તે ત્યા આવી પહોચ્યો, મહારાજાએ કહ્યુ 'મત્રીશ્વર! મારા હાથે ભયકર ભૂલ થઇ છે એક સતી સ્ત્રી ઉપર મે ભારે અન્યાય કર્યો છે આ પાપની શુદ્ધિ માટે અને આ પાપના પ્રાયશ્ચિત માટે મારે અગ્નિમા બળી મરવુ જોઇએ, તમે જલ્દી ચિતા તૈયાર કરો '

મહારાજાનાં મુખથી આ વાત સાંભળતાં નગરમાં ભયંકર હાહાકાર મચ્યો.

વગર વિચારે કામ કરવાથી તેનું પરિણામ કેવું ભયંકર આવે છે. તે આ પ્રસંગથી વાચકોને સમજાઇ જશે. મંત્રીએ રાજાને આશ્વાસન આપતાં કહ્યું: 'મહારાજ! એક ભૂલના પરિણામે અત્યારે આપણી આવી કફોડી સ્થિતિ ઉભી થઇ છે. હવે બીજી ભૂલ કરવાથી પરિણામ કેટલું ભયંકર આવશે એનો વિચાર કરો! આપ જરા ધીરજ ધરો; ધીરજનાં ફળ મીઠાં હોય છે. ત્યારે ભૂપતિએ જણાવ્યું: 'મંત્રીશ્વર! તમારું કહેવું ઠીક છે. પણ મારે તો હવે બળી મરવું છે. તમે ઝટ ચિતા તૈયાર કરો. વિલંબની જરૂર નથી. આ ઘોર પાપથી મારી શી દશા થશે?'

મંત્રીએ ફરીવાર જણાવ્યું: 'મહારાજ!' મને એક મહીનાની મુદત આપો. હું કલાવતીની તપાસ કરું છું. તેમાં જો કંઇ પણ સમાચાર પ્રાપ્ત ન થાય તો આપ આપની ઇચ્છા મુજબ કરી શકો છો. પરંતુ હાલ મને એક માસની અવધિ આપો.' મહામહેનતે મહારાજાએ મંત્રીની વાતનો સ્વીકાર કર્યો.

કલાવતીની તપાસ કરતા ચારે બાજુ માણસો છૂટી ગયા. હવે અહીં શું બનાવ બને છે તે પણ જોઈ લઇએ. કલાવતીના શિયળના પ્રભાવે સૂકી નદી પણ વહેવા લાગી. અને સમગ્ર વનરાજી ખીલી ઊઠી, એ વાત ઉપર જણાવી ગયા છીએ, આ અદ્ભૂત અને અત્યંત આશ્ચર્યકારી દૃશ્ય

ત્યાં વસતા એક તાપસે નિહાળ્યું અને તેના હૈયામાં ભારે કૌતુક પેદા થયું તે એની તપાસમા દોડતો નદી કિનારે આવ્યો ત્યા પાણીના પુરની વચ્ચે કલાવતીને કુશળ બેઠેલી જોઇ તે જ ક્ષણે તેને વિચાર આવ્યો કે જરુર આ કોઇ દેવી હશે તેના પ્રભાવથી જ આવુ ગજબનુ પરિવર્તન જણાય છે! અને તે હૈયામા હામ ધરી તેની પાસે ગયો પ્રણામ કરી પૃછવા લાગ્યો કે તમે કોણ છો? આ અટવીમા એકલા કયાથી? આમ પૃછતા કલાવતીએ સઘળીય વીતકકથા કહી સભળાવી

આ સાભળી તાપસને ભારે ક્રોધ ચઢયો 'અરે! તારા જેવી નીર્દોષ સતી સ્ત્રીના ઉપર રાજાએ ઘોર અન્યાય કર્યો છે હમણા જ હુ ત્યા જઇ તેની ખબર લઉ છુ આ શબ્દો સાભળતા કલાવતીએ કહ્યુ 'મહર્ષી'! તમે એમ ન બોલશો, કારણ કે જે કઇ બન્યુ છે એ મારા પુર્વ કર્મનો દોષ છે એમા કોઇ બીજાનો દોષ નથી બીજા તો નિમિત્તમાત્ર છે માટે આપણે કોઇના ઉપર દ્વેષ કરવાનો નથી ' ઉત્તમ આત્માઓની ઉત્તમતા ઝળકયા વગર રહેતી નથી સતીના મહામૂલા વચનો શ્રવણ કરતા તાપસના હ્રદયમા ભારે માન પેદા થયુ તેણે ત્યા વિદ્યાબળથી એક મહેલ તૈયાર કર્યો તેમા કલાવતી પુત્ર સહિત રહેવા લાગી તાપસ તેની સાર સભાળ કરવા લાગ્યો આ બધી હકીકત તે જ અટવીમા કાષ્ટ લેવા એક કઠીયારો આવ્યો હતો, તેણે સાભળી અને તેની પાસેથી તપાસ કરવા નીકળેલા માણસોએ સાભળી એ માણસોએ એ સમાચાર મત્રીને આપ્યા એટલે અમૃતનો

આસ્વાદ અનુભવતો હોય તેવી તેને ખુશી થઇ. તેણે આ શુભ સમાચાર મહારાજાને આપતાં વિષાદનું વાતાવરણ વિસ્મય અને હર્ષમાં ફેરવાઇ ગયું.

આખુંય નગર આકર્ષક રીતે શણગારવામાં આવ્યું. રાજા પ્રજાએ વાજતે ગાજતે કલાવતીને પુત્ર સહિત ભારે ધામધૂમથી નગર પ્રવેશ કરાવ્યો. આ સમયે સૌનાં હૈયાં હર્ષથી પુલકિત બન્યાં અને અનેક જીભ્હાઓ સતીત્વનાં ગુણ ગાવા લાગી.

રાજાએ દીલગીરી વ્યક્ત કરી, કલાવતી લજ્જાથી અવનત બની. નગરીમાં ભારે ઉત્સવ ઉજવાયો, હવે તો મહારાજાને કલાવતી ઉપર બમણી–પ્રીતિ થઇ. તેઓ સુખમય દાંપત્યજીવન વીતાવવા લાગ્યા.

એકદા પૃથ્વીતલને પાવન કરતાં એક જ્ઞાની મુનિ તે નગરીમાં પધાર્યા. રાજાપ્રજાએ તેમનું ઉમળકાભર્યું સ્વાગત કર્યું અને એમનો ઉપદેશ સાંભળ્યો. એ ઉપદેશમાં સુધાની સરિતા વહેતી હતી, તેના વેગે કૈંક ભવ્યજનોનાં હૃદયનો મેલ ધોવાઇ ગયો. ઉપદેશ પૂરો થયા પછી શંખનૃપતિએ ઉભા થઇ બે કર જોડી ગુરુદેવને પ્રણામ કરી વિનયપૂર્વક કહ્યું કે ‘ ગુરુદેવ ! આપ મહા જ્ઞાની છો, તેથી મારો સંદેહ દૂર કરો. કલાવતી નિર્દોષ હોવા છતાં તેનાં કાંડાં શાથી કપાયા ?’ ત્યારે જ્ઞાની ભગવંતે જણાવ્યું: ‘ રાજન્ ! જેવું વવાય છે, તેવું લણાય છે અને જેવું કરાય છે તેવું પમાય છે. સાભળો હું તમારો પૂર્વભવ જણાવું છું.

મહાવિદેહ ક્ષેત્રમા મહેન્દ્રપુર નામની નગરીમા નરવિક્રમ રાજા અને તેની લીલાવતી રાણી હતી તેની કુક્ષિએ એક પુત્રી અવતરી, જેનુ નામ સુલોચના હતુ, સુલોચના જેવી રૂપાળી હતી, તેવી જ ચતુર હતી અને અનેક કળાઓમા પ્રવીણ હતી એક વખત નરવિક્રમ રાજા રાજસભામા બેઠા હતા, ત્યારે ત્યા એક વિદેશી વ્યાપારી આવ્યો તેની પાસે એક પોપટ હતો તે ખૂબ જ ચતુર અને વિપુલ વિદ્યાથી વિભૂષિત હતો પોપટની મધુરી વાણી, મધુરા ગીત અને બોલવાની ચતુરાઇ જોઈ બધા ય વિસ્મય પામ્યા સુલોચના પણ ત્યા બેઠેલી હતી તે તો પોપટની ચતુરાઇ ઉપર ખૂબ જ આફ્રીન થઈ અને તેને તે રાખી લેવાનુ મન થયુ રાજાએ મ્હોં માગ્યા દામ આપીને શુકને ખરીદી લીધો એ શુકને સોનાના પાજરામા રાખ્યો હમેશા તેની સાર સભાળનુ કામ સુલોચનાએ જ માથે લીધુ તે પોપટ પણ મધુર મધુર ગીતો અને ગાથાઓ ગાઇ સુલોચનાના દીલ અને દિમાગને પ્રમુદિત કરતો હતો સુલોચનાને તેના ઉપર અત્યત ગાઢ પ્રીતિ થઇ તે તેને જરા ય અળગો કરતી નહિ જિનમદિરે જાય તો તેને સાથે લઇ જાય આમ એક દિવસ સુલોચના પોપટને લઇને જિનમદિરે દર્શન કરવા ગઇ પોપટે પણ પરમાત્માની મૂર્તિ જોઈ અને તે ઊડા વિચારમા પડી ગયો 'ઓહ' આ તો મે ક્યાય જોઇ છે'' એમ ઉહાપોહ કરતા તેને જાતિસ્મરણ જ્ઞાન ઉત્પન્ન થયુ અને તેના બળે તેણે પોતાનો પૂર્વભવ નિહાળ્યો આથી તેના વિષાદનો પાર રહ્યો નહિ વિષાદનુ કારણ એમ હતુ

કે તે પૂર્વજન્મ મનુષ્ય હતો અને તેણે દીક્ષા લીધી હતી. પરંતુ તેણે તેની સુંદર આરાધના ન કરતાં વિરાધના કરી હતી, તે જ્ઞાનમાં જ મશગુલ રહેતો હતો પણ ક્રિયાકાંડમાં ખાસ રૂચિ નહોતી. આમ ચારિત્રની વિરાધના કરવાથી તેને પોપટનો અવતાર મળ્યો, તેથી તેને ભારે દુઃખ થયું. આ વાતનો તેને ખૂબ પશ્ચાતાપ થયો. તે વિચારવા લાગ્યો કે હવે મારો ઉદ્ધાર શી રીતે? હું તો જનાવર છું. પરતંત્ર છું. ભલે થયું તે થયું પણ આજથી મારે પરમાત્માનાં દર્શન કર્યા સિવાય મુખમાં કંઇ પણ નાંખવું નહિ.'

હવે તેને પાંજરાની પરવશતા સાલવા લાગી. બીજો દિવસ ઉગ્યો કે સુલોચનાએ પોપટને ખાવાનું આપ્યું, પણ તેણે તે ખાધું નહિ. કારણ કે તેને પ્રતિજ્ઞા હતી કે દર્શન કર્યા વગર ખાવું નહિ, તે વિચારમાં પડયો કે 'હવે શું કરવું? તેટલામાં સુલોચનાએ તેને પાંજરામાંથી બહાર કાઢયો અને તે જરા આઘી ગઇ ત્યાં તો તે ઉડીને જિનમંદિરે પહોંચી ગયો. ત્યાં તેણે પરમાત્માનાં દર્શન કર્યાં, પછી ત્યાંથી ઉડીને એક ઝાડની ડાળીએ બેઠો અને ફળનું ભક્ષણ કરવા લાગ્યો. સુલોચના પાછી આવી ત્યાં તેણે પોપટને જોયો નહિ, તેથી ચીસ પાડી ઉઠી. બધા ભેગા થઇ ગયા, પોપટની તપાસમાં પડયાં. તપાસ કરતાં પોપટ મળી આવ્યો. પોપટને જોતાં સુલોચનાને સમાધાન થયું, પણ પોપટના વિરહથી તેણે ભારે દુઃખ અનુભવ્યું. તેણીએ પોપટને કહ્યું: રે પોપટ! હું તો તને મારા પ્રાણથી અધિક

પ્યાગે માનુ છુ અને તુ મને છોડીને ક્યા ચાલ્યો ગયો હતો ? મારા તો હોશકોશ ઉડી ગયા હવે હુ તારો વિશ્વાસ નહિ રાખુ ' તેણીએ વિચાર્યુ કે એની પાખો જ કાપી નાખુ કે ફરીથી ઉડી ન જાય અને તેણે તો, પ્રમવશ પોપટની પાખો કાપી નાખી પોપટને અત્યત દુખ થયુ તેને તો પ્રતિજ્ઞા હતી કે પ્રભુના દર્શન કર્યા વગર ખાવુ નહિ એટલે તેણે વિચાર્યુ કે હવે ભગવાનના દર્શન તો થશે નહિ માટે તેણે અનશન આદર્યુ

સુલોચનાએ પોપટને ખાવાનુ નાખ્યુ પણ તે તેણે ખાધુ નહિ તેથી સુલોચનાને ઘણુ દુખ થયુ, કારણ કે તેને તેના પર ગાઢ પ્રીતિ હતી પદર દિવસ અનશન પાળી અતે કાળ કરી તે પોપટ દેવલોકમા ઉત્પન્ન થયો સુલોચના પણ તેના વિરહમા ઝુરી ઝુરીને મરણ પામી અને દેવલોકમા તે જ દેવની દેવી તરીકે ઉત્પન્ન થઈ ત્યાથી બન્ને આત્માઓ ચ્યવી મનુષ્ય તરીકે ઉત્પન્ન થયા તેમા પોપટનો જીવ તુ છે અને સુલોચનાનો જીવ એ કલાવતી છે, પૂર્વ ભવે પેલા પોપટની પાખો કાપી નાખી હતી, તેથી તે કર્મના પ્રતાપે આ ભવમા તેના કાડા કપાયા છે કર્મો કોઈને ય છોડતા નથી, માટે કોઈ પણ કાર્ય કરતા પરિણામનો વિચાર કરવો કે જેથી આપણા હાથે કોઇ એવુ કુકર્મ થઈ જાય નહિ, આમ જ્ઞાની ભગવતના મુખેથી સવાલ કરતા તરત જ બન્નેને જાતિસ્મરણ જ્ઞાન પેદા થયુ અને પોતાના દુષ્કૃત્ય બદલ રાજા પશ્ચાતાપ કરવા લાગ્યો બન્નેને વૈરાગ્ય થયો અતે

તેમણે ચારિત્ર અંગીકાર કર્યું. બન્ને આત્માઓ ચારિત્રના પ્રભાવે દેવલોકમાં ઉત્પન્ન થયા. છેવટે એ બન્ને પુણ્યાત્માઓ ચારિત્ર લઇ સકળ કર્મોનો ધ્વંસ કરી કેવળજ્ઞાન અને કેવળ દર્શન પામી મુક્તિપુરીમાં સીધાવશે. આ કથા આપણને અનેરી પ્રેરણા અને અમૂલ્ય બોધ આપે છે. તેનો સાર ગ્રહણ કરી આત્મહિત સાધવા તત્પર રહેવું.

' સત્યમેવ જયતે '



## એક અભિપ્રાય
### આત્મતત્ત્વ વિચાર

આત્મતત્ત્વ વિચાર ભાગ ૧-૨ એ પુસ્તકો શ્રી વિજયલક્ષ્મણસૂરીશ્વરજી મહારાજના માનસના મૂલ્યવાન મૌક્તિકસમા છે, આધ્યાત્મિક જીવનની વહન અનુભૂતિનાં પ્રત્યાઘાતો પૃષ્ઠે પૃષ્ઠે સાંપડે છે, અને સાત્વિક વાંચનનો લ્હાવો લાધે છે, એ લાભ પણ વધારાનો.

આત્મતત્ત્વ વિચાર એ એક આર્ષદૃષ્ટાનું પર્યેષણ છે. જે બહુજનલાભાય, બહુજનહિતાય છે, આવા અમૂલ્ય ગ્રન્થરત્નોનાં પ્રણેતા પૂજ્યશ્રી વિજયલક્ષ્મણસૂરીશ્વરજી તથા પ્રકાશક બધુંઓ અભિવંદન તથા અભિનંદનને પાત્ર છે જ એ નિઃશંક છે.

અનેક શુભેચ્છાઓ સહિત
પ્રાધ્યાપક, રશ્મિકાંત કાંતિલાલ ત્રિવેદી
[ વીમેન્સ યુનિવર્સિટી ]
૧૭-૧૧-૬૮ મુંબઇ

૭

# કુબેરદત્તાની સજ્ઝાય

## ઢાળ પહેલી

### દુહા

પાર્શ્વ શંખેશ્વર પ્રણમીને, પ્રણમી નિજ ગુરુપાય,
સમરી માતા શારદા, રચતો હું સજ્ઝાય ૧
આ જગમા જીવે કર્યા, જન્મ-મરણ અનન્ત,
સુખ-દુઃખ કેરા ચકમા, નાવે ભવનો અન્ત ૨
વિષય-વિલાસના પાશમા, મોહી જનો જકડાય,
ધર્મવિહીન જીવન જીવી, જ્યા ત્યા ગોથા ખાય ૩
એક જ ભવમા જીવના, નાતરા થાય અઢાર,
કેવી અચરજ વાત છે, સાભળજો નરનાર ૪

( ચાલ-તમે જોજો જોજો રે દીક્ષાનો પ્રભાવ તમે )

તમે જોજો જોજો રે,
વિશ્વની વિચિત્ર લીલા જોજો જોજો રે

ગણિકા એક વસે મથુરામા, કુબેરસેના નામ,
રૂપે રૂપાળી વૈભવશાળી, વળી કલાની ધામ તમે૦

પરશું પ્રેમે હસતી, રમતી, ભોગવતી વળી ભોગ,
એક દિન ગર્ભ રહ્યો તસ ઉદરે, કર્મતણે સંયોગ....તમે૦
પૂરણ માસે જોડકું જન્મ્યું, ઊભી થઈ જંજાળ;
વેશ્યા વિમાસે ક્ષણ ક્ષણમાંહી, કોણ સંભાળે બાળ ?....તમે૦
સુન્દર વસ્ત્ર સજી યુગલને, ઘાલ્યા પેટીમાંય;
નામથી અંકિત વીંટી પહેરાવી, મૂકી યમુનામાંય....તમે૦
વ્હેતી વ્હેતી સૌરીપુરીમાં, આવી પ્રાત:કાલ;
શ્રેષ્ઠી બે ઉભા ઉભા નીરખે, આજ થયા ખુબ ન્હાલ....તમે૦
આપણ બેઊ વ્હેંચી લેશું, એમ કર્યો નિરધાર,
હૈયું હર્ષે નાચી ઉઠયું, પેટી લાવ્યા બહાર....તમે૦
પેટી ઉઘાડી જોયું ત્યાં તો, દીઠા સુંદર બાલ;
જેને જેની જરૂર તેને. વ્હેંચી કર્યો નિકાલ....તમે૦
જેને પુત્ર હતો નહીં તેણે. લીધો બાળકુમાર;
જસ ઘર પુત્રી ન્હોતી તેણે, પુત્રી ગ્રહી તે વાર....તમે૦

## ઢાળ બીજી

### દુહા

ભણ્યા ગણ્યા પંડિત બન્યા, પામ્યાં યૌવનસાર,
માત પિતા પરણાવતા, માંડયો છે સંસાર. ૧

(ચાલ- છોડ બાબુલ કા ઘર મોહે)

સુણો સજ્જન સહુ, સુણો સજ્જન સહુ,
કેવી કર્મ ગતી....કેવી કર્મ ગતિ.

ભાઇ બહેન બન્યા ધણી ધણીઆણી,
જાો કર્મ લીલા કેવળજ્ઞાની
વઇ નાણું રાણું, ખેલે બેઉ બાળ્ણું કેવી૦ ૧

માને માનવભવ અમ સફલ થયો,
હાસ્ય વિનોદમા બહુ કાલ ગયો
માને ધન્ય જીવન, માને ધન્ય જીવા કવી૦ ૨

ખેલે નોગઠાબાજી બેઉ જણા,
ગીઠી નામાકિત મુદ્રિકા તિહા
પડયો નજમા ભગ, પામી ખૂબ અચભ કેવી૦ ૩

## ઢાળ ત્રીજી

### દુહા

મુદ્રિકા તવ નિરખતી કુબેરદત્તા તાસ,
ઉપન્યો સશય ચિત્તમા, બની ગઇ ઉદાસ ૧

બેઉ રૂપ દીસે સારીખા, નરખો છે દેખાવ,
શુ ભાઈ બહેન અમે ખરા? જ્ઞાની જાણે ભાવ ૨

પિયરમા જઇ પૂછતી, માતને સઘળી વાત,
માત કહે નાહી જાણુ હુ, જાણે મ્હારા તાત ૩

તાત કને જઇ પૂછતા, જાણી સઘળી વાત,
વાત સુણીને હૃદયમા લાગ્યો ખુબ આઘાત ૪

(આંક્ષના ઘેરા અક્ષરે કોની લખાણી ૨ હજી)

કુબેરદત્તા ચિંતવે કીધુ ધર્મ ને પાપ રે?
ક્યાંગઇ ત્યાગ પાપથી? કરતી પશ્ચાત્તાપ રે ૧

ભાઇ વરીને ભોગવ્યો, થશે અમારી શી દશા?
ઉદ્વેગ જાગ્યો હૃદયમાં, અંતરમાં થઈ વ્યથા. ૨
કરમ કાષ્ટ કાપવા, સંયમમાર્ગ તે ગ્રહે,
તપ જપ ત્યાગમાં સદા, આતમ-ધ્યાનમાં રહે. ૩

## ઢાળ ચોથી

(ભારત કા ડંકા આલમ મે)

હવે કુબેરદત્ત ચિંતે ચિત્તમા, રહેવાય નહિં આ નગરીમાં;
ભગિની વરી ભગિની ભોગવી, ધિક્ ધિક્ હજો મુજ પાપીને! ૧
માત પિતાને ખૂબ સમજાવી, પરદેશ જવા કરી તૈયારી;
ફરતા ફરતા પુરી મથુરામા, તેણે વાસ કર્યો ગણિકા-ઘરમાં. ૨
નિજ માતશું નિત પ્રેમે રમતાં, વિષયારસ આનંદમા ઝીલતાં;
સુત જન્મ થયો સુખ ભોગવતાં, બહુ કાળ ગયો રમતા રમતા. ૩

## ઢાળ પાંચમી

: દુહા :

તપ જપ સંયમ સાધતાં, ઉપન્યું અવધિજ્ઞાન;
જ્ઞાન-બળે નિહાળતાં, ચિત્ત બન્યું બેભાન. ૧
કરમ નાચ નચાવતા, કેવી ઘટના થાય?
નિજ જનનીને ભોગવે, કેવું એ કહેવાય? ૨
વિષયારસ તન્મય બની, મૂઢ જનો મલકાય;
ધિક્ ધિક્ આ સંસારને! ધિક્ હો તસ અવતાર! ૩
મથુરામાં જઈ ભ્રાતને. સમજાવું હું સાર;
કુબેરદત્તા સાધવી, ચિંતે ચિત્ત મોઝાર. ૪

ગુરૂણીની આણા ગ્રહી, ચાલી મથુરામાય,
ગણિકા ઘર આશ્રય લહી, સૌને સમજાવાય ૫

(ચાલ-આવો આવો દેવ મારા સુના સુનાં દ્વાર)

હાલો હાલો આજ ગાઉ હાલરડાના ગીત,
હાલો હાલો હાલો આજ
પાલણીયે પોઢયો બાલુડો, ગાવે રુડા ગીત,
સાધવીજી હાલરડા ગાવે, તારે મારે પ્રીત હાલો૦ ૧
તુ દેવર તુ દીકરો ને, તુ મુજ બાંધવ થાય,
તુ કાકો ને તુ ભત્રીજો, તુ મુજ પૌત્ર કહાય હાલો૦ ૨
તુજ પિતાથી છ ભીન્ત છે, સાભળ ચતુર સુજાણ,
ભ્રાતાને ભર્તાર કહાવે, વળી મુજ જનક પ્રમાણ હાલો૦ ૩
સસરો સુત દાદો પણ એ છે, સુણતા અચરજ થાય,
લીલા અપરંપાર કરમની, કદી ન એ કહેવાય હાલો૦ ૪
છ બીજી સગાઈ કહુ છુ, તુજ જનની સંગાત,
શોક ભોજાઈ પુત્રવધૂ ને, દાદી નાનુ માત હાલો૦ ૫
અણજુગતી વાતો સાભળતા, સૌએ માન્યા બહાર,
અછતા આળ ન દ્યો શ્રમણીજી, બાઈને સંસાર હાલો૦ ૬
ગુરૂણીજી બોલ્યા તિહા વેણા, જૂઠ નથી લગાર,
આ સંસારે નુ નહિ બનતુ કોઈ ન પામે પાર હાલો૦ ૭
મૂકયા બે બાળક પેટીમા, ઐતા યમુના માય,
સૌરીપુરી ભાગીએ પકડાવ્યા, શ્રેષ્ઠી મકાન ત્યાય હાલો૦ ૮

ભાઇ બહેન બન્યા પતિ પત્ની, ભોગવે માતને સુત;
અથથી ઇતિ કહી સંભળાવી, કથની અતિ અદ્‌ભૂત. હાલો૦ ૯

શ્રમણી–મુખથી શ્રવણ કરીને, ઉપન્યો ખૂબ વૈરાગ્ય;
સંયમ લઈ સુંદર આરાધે, તપ જપ ને વળી ત્યાગ. હાલો૦ ૧૦

ચરણ કરણ નિરમળ સૌ પાળી, પામ્યા સ્વર્ગ વિમાન;
તપથી ચીકણાં કર્મ ખપે છે, તપથી આત્મકલ્યાણ. હાલો૦ ૧૧

કવિકુલકીરિટ લબ્ધિસૂરિના, લક્ષ્મણસૂરીશ્વરરાય;
તસ શિશુ કીર્તિસૂરિની રચના,
શ્રોતાજન સુખદાય. હાલો૦ ૧૨



## ૮

# કુબેરદત્તા

વિશ્વમા અનેકવિધ વિચિત્ર ઘટનાઓ રોજબરોજ બનતી રહે છે એમા કઇ નવાઈ પામવા જેવુ નથી કર્મની લીલા અકળ છે ભલભલા માધાતાઓ એના પાશમા પકડાઇ પડયા, ત્યા સામાન્ય માનવીનુ શુ ગજુ ?

સૈકાઓ પૂર્વની જુગજુની આ એક ઐતિહાસિક ઘટના છે તે ટાળે મથુરા નગરીની જાહોજલાલી મધ્યાહ્નના સૂર્યની જેમ તપી રહી હતી તે નગરીમા કુબેરસેના નામે પ્રસિદ્ધ ગણીકા હતી, જેના નામથી ભાગ્યે જ કોઇ અજાણ્યુ હશે ! રુપના પૂજારીઓ અને કામવાસનાના ભૂખ્યા માનવીઓ તેના આગણે આળોટતા હતા, એકદા કુબેરસેનાના પેટમા શૂળ ઉપડયુ, જેથી કુશળ વૈદ્યોને બોલાવવામા આ યા, કુશળ વૈદ્યોએ નાડી પરીક્ષાથી વ્યથાનુ નિદાન જાણી લીધુ અને કહ્યું કે શૂળનુ બીજુ કઇ કારણ નથી તેને ગર્ભ રહ્યો છે, તેના કારણે જ આ પીડા ઉત્પન્ન થઈ છે આ વાત સાભળી તેની કુટ્ટિનીએ કુબેરસેનાને કહ્યુ બેટા ! કુબેરસેના ! હજી તો બાળક ગભમા છે છતાય આટ-આટલી વેદના સહવી પડે છે, તેથી અધિક તો પ્રસવપીડાનુ દુખ સામે જ છે અને જન્મ્યા પછી પણ બાળકોની સાર સભાળ-બાળ

પંપાળ કરવી એટલે પારાવાર દુઃખ અનુભવવું પડશે, આપણો ધંધો રુપ અને યૌવનને આભારી છે. રૂપ અને યૌવન કરમાઇ જતાં કોઇ આપણો ભાવ પણ નહિ પૂછે, બાળકના જન્મથી રૂપ અને યૌવન ઓસરી જશે અને એક ભયંકર જંજાળ ઉભી થશે માટે આ ગર્ભને તું પાડી નાખ. ચિંતા કરીશ નહિ, હું બધુંય સંભાળી લઇશ, કુબેરસેનાને કુટ્ટીનીની આ વાત હ્રદયમાં વજ્રઘાત જેવી લાગી. તેણીને અપત્યપ્રેમ ઉભરાયો. ભલે એનો ધંધો નીચ હતો, પણ હ્રદય નીચ નહોતું. હ્રદયનાં ઉંડાણમાં વાત્સલ્યનો ઝરો વહેતો હતો અને તેણે એ પણ સાંભળ્યું હતું કે આમ ગર્ભપાત કરવા કે ભ્રૂણ હત્યા કરવી એ મહાપાપ છે એટલે એનું હ્રદય કંપતું હતું જેથી તેણે સાફ ના પાડી દીધી અને કહી દીધું કે ભલે ગમે તેટલી વેદના થશે તે હું સહી લઇશ પણ બાળકનું મુખ મને જોવા દે. કુબેરસેનાની આ વાતથી કુટ્ટીની ચૂપ થઈ પણ એનું અંતર તક શોધી રહ્યું હતું.

નવ માસ પૂર્ણ થયે તેણે એક સાથે બે બાળકને જન્મ આપ્યો. જેમાં એક પુત્ર અને એક પુત્રી હતી. બન્ને દેવકુમાર જેવા દેદીપ્યમાન અને રૂપાળા લાગતા હતા. એને નિરખી નિરખીને કુબેરસેનાનાં હ્રદયમાં હર્ષની ઉર્મિઓ ઉછળી રહી હતી. પરંતુ કુટ્ટીની તો પાછળ પડી હતી. તેણે કહ્યું 'કે જો આ બાળકો તારા રૂપ અને યૌવનનો વિનાશ કરશે. મારી વાત માન, સૌંદર્ય એ જ આપણુ ધન છે. જેમ સુગંધ વગરના ફૂલને કોઇ અડતુ નથી, તેમ સૌંદર્ય

વિહીનની સામે કોઈ નજર પણ નહિ કરે આજીવિકાનો આધાર યૌવન પર નિર્ભર છે તેણે હઠ લીધી અને એ હઠમા મૂદ્રીનીની છૂત વઇ છેવટે દશ દિવસ સુધી કુબેરસેનાએ સ્તનપાન કરાવવાની માગણી કરી ત્યારબાદ એ નક્કી થયુ કે બન્ને બાળકોને કયાક મૂકી દેવા એના ભાગ્ય એની પાને બાળકને મૂકી દેવાની આ વાત સ્મરણમા આવતા કુબેરસેનાના હૃદયમા પુન વેદના થઇ અરે ! આવા ફૂલ જેવા સુકોમળ અને સુદર બાળકોને શુ આમ ત્યજી દેવા પડશે ? ' હૈયુ ના પાડે છે, દીલ બળી જાય છે ચિત્ત, આકુળવ્યાકુળ થાય છે છેવટે નિર્ણય મુજબ એક સુદર પેટી તૈયાર કરી, જેમા મખમલની ગાદી બીછાવી અને બન્ને બાળકોને સુવાડી દીધા પછી બે મુદ્રિકાઓ બન્નેની આગળીએ પહેરાવવામા આવી તેમા પુત્રની મુદ્રિકા પર કુબેરદત્ત અને પુત્રીની મુદ્રિકા પર કુબેરદત્તા એવુ નામ કોતરાવવામા આવ્યુ હતુ છેલ્લુ આલિગન દઇ ચુબનોથી બાળકને નવડાવી દીધા આખમાથી તો બોર જેવડા ઉના આસુ સરી રહ્યા હતા, હૃદય ફાટફાટ થઇ રહ્યું હતુ રડતા હૃદયે પેટી બધ કરી નગર બહાર જઇ તેને યમુના નદીમા મૂકી દીધી પાછા વળતા એના પગ ઉપડતા ન હતા હૈયુ ભાગીને ભુક્કો થઇ ગયુ હતુ

લાકડાની પેઠે યમુના નદીના પ્રવાહમા તણાતી તણાતી સવારના સમયે શૌરીપુરી નગરીએ આવી પહોચી ત્યા સ્નાન કરવા આવેલા બે નાગરિકોએ જોઇ અને તેમના



સુંદર વસ્ત્ર સજી યુગલને, ઘાલ્યા પેટીમાંય;
નામાંકિત, વીંટી પહેરાવી, મૂકી યમુનામાંય.

આનંદની અવધિ ન રહી એ બોલી ઉઠયાં કે 'અરે! આજ તો ન્હાલ થઇ ગયા સમજો, કારણ કે પેટીના રૂપ-રંગ જ કહી આપતા હતા કે એમા હજારો લાખોની મીલ્કત ભરી હશે! બન્નેએ નિર્ણય કરી લીધો કે સરખે ભાગે વહેચી લેવુ પરોપકારના કામમા માણસો આનાકાની કે હા ના કરે છે પણ આ તો ધનનો ડહ્લો ન જર સામે હતો એટલે તેમાના એક જણે લગોટી મારી અને નદીમા પડતુ મૂકયુ

જો ક્ષણનો પણ વિલબ થાય તો પેટી કયાની કયા વહી જાય તરત જ તેણે પેટી હાથ કરી કિનારે આવી, એને ઉઘાડી જોતા જ તેમા બે બાળકો ટળવળી રહ્યા હતા, જેનો દેદાર જોઈ બન્નેને ભારે ખુશી થઇ ઘણા છોકરા છોકરી હોય તેના ઉપર એક વધારે આવે એમા ખુશી શી? પણ એકને ત્યા ધન તો બેશુમાર હતુ પણ પુત્ર નહોતો અને બીજાને ત્યા ધન-પુત્ર બધુ ય હતુ પણ એકે ય પુત્રી નહોતી એટલે બન્ને ય હરખના માર્યા ડોલવા લાગ્યા જેને પુત્રી નહોતી તેણે પુત્રી લીધી અને જેને પુત્ર નહોતો તેણે પુત્ર લીધો છાની રીતે ઘરમા ખબર આપી અને થાળી વગાડી કે જેથી લોકોને જાણ થાય કે અમુકને ત્યા પુત્ર પુત્રીનો જન્મ થયો છે બાળકને મીઠાઇ વહેચી, ભિક્ષુકોને અન્નદાન દીધા અને ખુશાલી મનાવી મુદ્રિકા અનુસાર તેના પાલક પિતાએ પુત્રનુ નામ કુબેરદત્ત રાખ્યુ અને પુત્રીનુ નામ કુબેરદત્તા રાખ્યુ

ક્રમે ક્રમે બન્ને બાળકો મોટા થયા કોઈ વાતની ઉણપ

નહોતી, એટલે એ અનેરા આનંદથી ઉછરવા લાગ્યા. ધીરે ધીરે મોટા થયા. વિદ્યાભ્યાસ કર્યો અને વિવિધ કળામાં પ્રવીણતા પ્રાપ્ત કરી. તે વખતે બન્નેની વય લગભગ સોળ વર્ષની હતી, એટલે યુવાનીમાં પગરણ મંડાઇ ચૂક્યાં હતાં.

પુત્રીના પાલક પિતાએ પુત્રીના માટે યોગ્ય વરની તપાસ કરી તો કોઇના દેદારમાં દેવાળું હતું, કોઇનું નાક બુચું હતું, તો કોઇ ઠીંગણો કદરૂપો હતો અને કોઈ રૂપે રૂડો હતો તો બુદ્ધિમાં ઠ હતો, એટલે આખી સૌરીપુરીમાં કોઇ વર પસંદ ન પડયો આ તરફ કુબેરદત્તનો પાલક પિતા પણ સારી કન્યા શોધવામાં પડયો હતો. ત્યાં પણ એમ જ બન્યું. કોઈ કન્યા રૂપાળી ત્યારે કોઇ બુદ્ધિમાં મોળી હતી, કોઇ બુદ્ધિ-શાળી હતી તો રંગે શામળી હતી. બીજીમાં બુદ્ધિ અને રૂપ બન્ને હતા પણ દેખાવ બેડોળ હતો. એટલે એકેય કન્યા તેને પસંદ ન પડી. બન્નેને ચિંતા થઇ પડી સરખે સરખી જોડી હોય તો જ શોભે લાકડે માંકડું વળગાડી દેવામાં કંઇ મજા નહિ. એવી બન્નેયની માન્યતા હતી. રૂપ બુદ્ધિ અને કળા આ બધી વસ્તુનો મેળ મળવો એ બહુ કઠીન હોય છે.

કુબેરદત્તના પિતાએ વિચાર કર્યો કે કુબેરદત્તા જ એને માટે યોગ્ય છે. રગે રૂપાળી અને બુદ્ધિશાળી છે. તેણે કુબે-રદત્તાના પાલક પિતાને વાત કરી. તે પણ તે જ ચિંતામાં હતો. તેણે કહ્યુ : ‘ હુ પણ યોગ્ય વરની તપાસમા હતો. પણ હજી સુધી આ ચતુર કન્યાને યોગ્ય કોઇ વર સારા જોવામાં

નથી આવ્યો મારૂ થયુ તમે આવી પહોચ્યા ' તે જ વખતે નક્કી કરવામા આવ્યુ ગોળ ધાણા વહેચાયા અને ચાલ્લા કર્યા કુબેરદત્તનો વિવાહ કુબેરદત્તા સાથે કરવામા આવ્યો લગ્નઉત્સવની તડામાર તૈયારીઓ થઇ વરવહૂની સરખે સરખી જોડી નિહાળી નગરવાસીઓ બન્નેના ખુબ વખાણ કરવા લાગ્યા ભારે આડબરની સાથે લગ્નમહોત્સવ પૂર્ણ થયો. કુબેરદત્તાને સાગ દિવસે સાસરે વળાવવામા આવી નવદ પતી આનદ ક્રીડા કરે છે, સોગઠા બાજી ખેલે છે, પણ ભવિતવ્યતા કઇક જુદી જ નિર્માણ થઇ હતી, એટલે રગમા ભગ પડે છે બનાવ એ બને છે કે સોગઠા ખેલતા ખેલતા કુબેરદત્તે જરા જોરથી સોગઠી મારી અને એની આગળીમાથી મુદ્રિકા-વીંટી સરી પડી અને તે સામે બેઠેલી કુબેરદત્તાના ખોળામા જઇ પડી કુબરદત્તાએ વીંટીને ધારી ધારીને જોઈ અને તેના હૃદયમા સદેહ ઉત્પન્ન થયો કે બન્ને વીંટી સરખી જ છે, કોઇ એક જ કારીગરના હાથે તૈયાર થઇ લાગે છે અમારા બન્નેની આકૃતિ પણ સરખી જ છે ગમે તેમ હો પણ મને પતિના ઉપર પતિ બુદ્ધિ જ થતી નથી, એટલે આમા કઈ ઓર સ કેત લાગે છે

કુબેરદત્તે કહ્યુ 'કેમ? આમ વિચારમા પડી ગઇ? બાજી રમતા હારી પણ જવાય, એમા શુ મુઝાય છે? ચાલ તૈયાર થા! વિષાદ ન કર! કુબરદત્તાની હૃદયવ્યથાને તે સમજી ન શકયો કુબરદત્તા તો ત્યાથી ચાલતી થઇ અને પોતાની માતાને પૂછવા લાગી 'માતા! સાચુ કહે મને જેની સાથે પરણાવવામા આવી છે એ કોણ છે? મને એમા



ભાઈ–ભગિની અજ્ઞાનપણે પતિ–પત્નિ બની સોગઠાબાજી ખેલી રહ્યા છે. ત્યાં નામાંકિત મુદ્રિકા જોવામાં આવી અને રંગમાં ભંગ પડ્યો.



પાલણિયે પોઢ્યો બાલુડો, ગાવે રૂડાં ગીત;
સાધ્વીજી હાલરડાં ગાવે, તારે મારે પ્રીત.

સદેહ લાગે છે રૂપે રગે અને આકૃતિએ અમે સરખા લાગીએ છીએ, તેમ જ બન્નેની મુદ્રિકા પણ સરખી જ છે તુ આ કોયડાનો ઉકેલ કર મા તો આ વાત સાભળતા જ સ્તબ્ધ બની ગઇ તેણે ચતુરાઇથી ઉત્તર આપ્યો 'બેટા! હુ નથી જાણતી, તારા પિતાને પૂછ!' આ વચનો શ્રવણ કરતા જ કુબેરદત્તાને દૃઢ નિશ્ચય થયો કે જરૂર અમે બન્ને ભાઇ બહેન છીએ પિતાની પાસે જઇ વાત કરી એણે તો હઠ પકડી, એટલે પાલક પિતાએ સઘળી સત્ય હકીકત તેણીને કહી સભળાવી

આ સાભળતા જ કુબેરદત્તાના હૃદય ઉપર જાણે દસ મણનો પત્થર પડયો હોય તેવી વ્યથા થઈ, તેનુ હૈયુ ભાગીને ભુક્કો થઇ ગયુ અમારા પાલક માતાપિતાએ અમારા ઉપર ભારે જુલમ કર્યો! અમે ભાઈ-બહેન છીએ એમ જાણવા છતા અમને પરણાવી દેવામા આવ્યા!

કુબેરદત્તને પણ આ વાતની જાણ થઇ એટલે તેણે પણ અત્યત દુખ અનુભવ્યુ અમારા પાલક માતાપિતાએ કેવી મોટી ભૂલ કરી? અમને ભાઈબહેન જાણવા છતા પરણાવી દીધા! કુબેરદત્ત વિચારે છે કે 'હવે આ નગરીમા રહેવુ ઉચિત નથી, એટલે તે પોતાના પાલક માતાપિતાને સમજાવી દૂર દેશ જવાની તયારી કરે છે સાથે સારી એવી રકમ લઇ અને ત ત્યાથી ચાલી નીકળ્યો ગામ-નગર-પુર પાટણ વગેરે ફરતા ફરતા વ્યાપાર-ધનપ્રાપ્તિ તે મથુરા નગરીમા આવ્યો ત્યા તેનો વ્યાપાર પુણ્યોદયમા ચાલ્યો પુષ્કળ ધન

મેળવ્યું એક વખત વાતમાં વાત નીકળતાં મિત્રોએ જણાવ્યું: 'અરે ! મિત્ર ! જેણે કુબેરસેના વેશ્યાનું મુખ નિહાળ્યું નથી તેનો જન્મારો ફોગટ છે. શું એનું રૂપ ! શું એનું લાવણ્ય! ખરેખર દેવલોકની દેવાંગના જ જોઇ લ્યો !'

યુવાન વય. મિત્રોની પ્રેરણા અને વિપુલ ધન-આ બધી વસ્તુએ તેનુ હૃદય કુબેરસેના તરફ વળ્યું. તે ત્યાંથી તરત વારાંગનાને ત્યાં પહોંચ્યો. વારાંગનાના રૂપને જોતા જ કુબેરદત્ત મુગ્ધ બની ગયો અને એનાં આગણે આળોટવા લાગ્યો. કુબેરદત્ત પણ ભર યુવાનીમા હતો. તેનું રૂપ પણ ઉતરે તેવુ નહોતુ. આવા મનમોહક યુવાનને મેળવી કુબેરસેના પણ આફરીન બની ગઇ. એકદા તેના હૃદયમાં એ ભાવ ઉત્પન્ન થયો હતો કે હું પણ ગૃહિણી બનું તો સારું. બન્નેનો પરસ્પર ગાઢ સ્નેહ બંધાયો. દૂધ પાણીની જેમ બન્ને એક મેક બની ગયા. આમ વિષયક્રીડા કરતા, આનંદ-પ્રમોદમાં મહાલતા, મહીનાઓ અને વર્ષો પાણીના રેલાની માફક વહી ગયા. તેવામા તેણે એક પુત્રને જન્મ આપ્યો.

કર્માધીન આત્માઓની કર્મ બળે કેવી કેવી વિચિત્ર ઘટનાઓ બને છે ? કુબેરદત્તને ખબર નથી કે જેને હું પ્રાણપ્યારી માનુ છુ તે મારી જનેતા છે. આમ અજ્ઞાન વશ આત્મા કેવાં કેવાં કુકર્મો કરી પાપની પોઠ શિર પર લાદે છે ! ' કર્મની લીલા અપરપાર છે! કર્મની ગતિ અકળ છે !

' આ તરફ કુબેરદત્તાને વૈરાગ્ય ઉત્પન્ન થવાથી તે

ચારિત્ર અંગીકાર કરે છે અને પોતાની ગુરુણીની સાથે વિહાર કરે છે આમ જ્ઞાનધ્યાન અને તપત્યાગમા વિહરતા તેને અવધિજ્ઞાન ઉત્પન્ન થયુ જે જ્ઞાનના બળે તેને જગતના રૂપી પદાર્થો પ્રત્યક્ષ થયા તે જ ક્ષણે એણે ઉપયોગ મૂકીને જોયુ કે મારો સગાઇ બધુ ક્યા છે! જ્ઞાન બળે નિહાળતા તેનુ હૈયુ ચીરાઇ ગયુ 'ધિગ્ ધિગ્! આ શુ! કેવી વિચિત્રતા! મોહાધીન બનેલ આત્માઓ કર્મવશ કેવા અધમ કૃત્યો આચરે છે? આ વિષયવિલાસો આત્માને ક્યા કેવી રીતે પટકે છે! કેવુ વિચિત્ર દૃશ્ય! પોતાના પુત્ર સાથે માતા ભોગવિલાસમા આનન્દ્ર બની છે એક તો ભગિની સાથે લગ્ન કર્યા અને હવે માતા સાથે સસાર માડયો!

આ બધુ જ્ઞાનથી સાક્ષાત્ નિરખતા તેના હૈયામા પારાવાર વેદના જન્મી તેને થયુ કે ત્યા જઇને એમને હુ સમજાવુ અને સન્માર્ગે વાળુ ગુરુણીની આજ્ઞા લઇ કુબેરદત્તા સાધ્વી મથુરા પ્રતિ પ્રયાણ કરે છે થોડા દિવસમા જ ત્યા પહોચી જાય છે એ તો જ્ઞાની હતા એટલે કોઇને પૃછવાની જરૂર નહોતી કે કુબરસેના વેશ્યાનુ ઘર ક્યા છે! સઘળો સાધ્વીસમુદાય એ જ શેરીમા કુબેરસેનાના ઘર સમીપ પહોચી ગયો આ સમયે કુબરસેના ઝરૂખામા ઉભી ઉભી પોતાના પ્રાણનાથની રાહ જોઇ રહી હતી કે ક્યારે મારા પ્રાણનાથ આવે! ત્યા તો તેને આ અવનવુ દૃશ્ય જોવા મળ્યુ સાધ્વીગણ તો તેના ઘરની નીચે આવી ઉભો અને પૃછ્યુ કે 'અહો! અમને ઉતરવા માટે જગ્યા મળશે?' કુબેરસેનાને ભારે આશ્ચર્ય થયુ એણે મનમા જ વિચાર્યુ કે એમને ખબર

નહિ હોય કે આ તો વારાંગનાનું ઘર છે! આ કોઇ વણિકનુ ઘર નથી! તેણે જણાવ્યું. 'અહીં આપને ઉતરવામાં કંઇ હરકત નથી, પણ આ વેશ્યાગૃહ છે!'

આ વાત સાંભળી સાધ્વીજી-મહારાજે કહ્યુઃ 'ભલે! અમને કંઈ હરકત નથી, અગર તમને કંઇ હરકત ન હોય તો! કુબેરસેના તો અત્યંત રાજી થઇ કે આવા પુણ્યાત્માઓ આપણાં આંગણે ક્યાથી? ભલે પધારો' તેમના માટે તેણે જુદો નિવાસ આપ્યો. અને તેમને જોઈતી સગવડ આપી. તેમની મીઠી વાણી સાંભળી કુબેરસેનાનું હૃદય ઉલ્લસિત બન્યું. આમ કેટલાય દિવસ વ્યતીત થયા. સાધ્વીજી મહારાજ તો જ્ઞાની અને ગંભીર હતા. એમ થોડા જ ઉતાવળા થાય?

એમ ઉતાવળે આંબા ન પાકે. એ તક જોઈને સમજાવવા માગતા હતા. કુબેરસેનનો પુત્ર ઘોડીયા-પારણામાં ઝુલી રહ્યો હતો અને રડી રહ્યો હતો. સાધ્વીજીએ એ તક સાધી અને કહ્યું:

'અરે! બાળક! તું શા માટે રડે છે? અમે તો તારા સંબંધી છીએ. તું રડીશ નહિ. એમ તેમણે તો બાળકને છાના રાખવાના બહાને મધુર હાલરડાં ગાવા માંડયાં અને એ હાલરડામાં જે કંઇ કહેવાનું હતું તે શરૂ કર્યું: અરે! ભાઇ! તારે અને મારે છ પ્રકારના સંબંધ છે. જો સાંભળ.

૧ તારી અને મારી માતા એક છે, એટલે તું મારો ભાઇ છે.

૨ તુ મારા ભર્તારનો પુત્ર છે એટલે મારો પુત્ર છે
૩ મારા ભર્તારનો લઘુ બધુ છે, એટલે તુ મારો દિયર થાય છે
૪ તુ મારા ભાઈનો પુત્ર છે, એટલે મારો ભત્રીજો થાય છે
૫ તુ મારી માતાના પતિનો ભાઈ છે, એટલે મારો કાકો છે
૬ મારી શોકનો પુત્રનો પુત્ર હોવાથી તુ મારો પૌત્ર છે વળી તેણે આગળ જણાવતા કહ્યુ કે તારા પિતા સાથે પણ મારે ૭ પ્રકારના સબધ છે તે સાભળ
૭ તારો પિતા અને હુ એક જ માતાના ઉદરે જન્મેલા છીએ, એટલે તે મારો ભાઇ છે
૮ અને તે મારી માતાના ભર્તાર થવાથી મારો પિતા થાય છે
૯ અને તે મારા કાકાનો પિતા છે તેથી મારો વડદાદો થાય છે
૧૦ અને તે પ્રથમ મને પરણ્યો છે, તેથી મારો ભર્તાર પણ થાય છે
૧૧ અને મારી શોક્યનો પુત્ર છે, તેથી મારો પણ પુત્ર છે
૧૨ વળી મારા દિયરનો પિતા થાય છે તેથી મારો સસરો છે

હવે તારી માતા સાથે પણ ૭ પ્રકારનો મારો સંબંધ છે, તે સાભળ.

૧૩ જે તારી માતા છે તે મને પણ જન્મ આપનારી છે; માટે મારી પણ જનેતા–માતા છે.

૧૪ અને વળી મારા કાકાની માતા છે. તેથી મારી દાદી થાય છે.

૧૫ વળી મારા–ભાઇની સ્રી છે, તેથી મારી ભોજાઇ થાય છે.

૧૬ અને તે મારા શોકયના પુત્રની સ્રી હોવાથી મારી પુત્રવધુ થાય છે.

૧૭ અને તે મારા ભર્તારની માતા છે. તેથી મારી સાસુ પણ થાય છે.

૧૮ તેમ જ મારા ભાઇની બીજી સ્રી થઇ માટે મારી શોકય છે.

આ રીતે તારે ને મારે ૧૮–૧૮ પ્રકારના સંબંધ છે. તું શા માટે રડે છે! કેમ રડે છે! આ વાત બીજા ખંડમાં રહેલી કુબેરસેનાએ સાંભળી અને તેને થયું કે સાધ્વીજી આમ અજુગતું કેમ બોલી રહ્યા છે? સાધ્વીજી થઇને અસત્ય કેમ બોલે છે? તરત જ તે ત્યાં આવી અને સાધ્વીજીને પૂછવા લાગી: 'સાધ્વીજી મહારાજ! આમ અજુગતું કેમ બોલો છો! કુબેરસેનાની વાત સાંભળી સાધ્વીજી મહારાજે કહ્યું: 'બહેન! આ સંસારમા શું નથી બનતું? એમાં કંઈજ અજુગતુ નથી.' પછી અથથી ઇતિ સુધી તમામ કથની અને બનેલી તમામ હકીકત સાધ્વીજીએ કહી સંભળાવી.

આ કથની સાંભળતા કુબેરસેનાના હૈયાના તાર તૂટી ગયા અને એને ભારે વ્યથા થઈ 'અ ! મે કેવુ ભયંકર પાપ કર્યુ ! કેવુ અધમ કૃત્ય આચર્યુ ! હવે મારી શી ગતી થશે ? તે પારાવાર પશ્ચાતાપ કરવા લાગી કુબેરદત્તને પણ જાણ થઈ અને તેને પણ અત્યંત દુઃખ થયુ, અત્યંત પશ્ચાતાપ થયો અને દીલમા વૈરાગ્ય ઉત્પન્ન થયો જેથી તેણે ચારિત્ર અંગીકાર કર્યું ચારિત્ર એ એક ઉત્તમમા ઉત્તમ વસ્તુ છે અધમ અને મહાપાપીઓ પણ તેના પ્રતાપ ભવ સાગરથી પાર પામ્યા છે હિંસક ક્રૂર અને દુરાચારી આત્માઓનો પણ ચારિત્રથી ઉદ્ધાર થયો છે

કુબેરસેના પણ શ્રાવિકા બની અને ચારિત્રની ભાવના રાખી જીવનને ઉજ્જવલ બનાવવા લાગી

આ ત્રણે આત્માઓમા અંતે જે ઉત્તમ ભાવનાઓ પ્રગટી, તે આપણામા પણ પ્રગટે અને જીવન સદાચારથી પવિત્ર અને નિર્મળ બને, તેમ આત્મા જલ્દી પરમાત્મ પદને પામે એ જ એક અભિલાષા



: ૯ :

# મહિયારણની સજઝાય

## ઢાળ પહેલી

### દુહા

વિચિત્ર એવા વિશ્વમાં, નાના નાટક થાય;
અસાર આ સંસારમાં, માનવીઓ મલકાય. ૧
વિવિધતાથી શોભતી, એવી નગરીમાંય;
ભારે મટકે ચાલતી, બે અબળા અથડાય. ૨
જળ ભરી મટકી ફૂટી, એક રોતી ક્ષણ ત્યાંય;
ગોરસઘડી ફૂટી છતાં, બીજી હસતી જાય. ૩
દૃશ્ય એ અચરજ ભર્યું, ભટજી નિરખે ત્યાંય;
મહિયારણને પૂછતાં, ભારે કૌતુક થાય. ૪

(ચાલ–સુનો સુનો એ દુનિયાવાલે.)

સુણતાં સહુને અચરજ નિપજે, શું કહું કથની મારી ?
માધવ દ્વિજની નારી પણ હું કર્મે બની મહિયારી.
પાલણીયે પોઢાડી સુતને, હું, ગઇ ભરવા પાણી,
નગરી આ શત્રુ ઘેરાણી, હું પણીહારી લુંટણી. ૧
સુભટોએ નૃપતિને સોંપી, નૃપે કીધી પટરાણી
દૈવી સુખ વિલસતી હું તો, જાણે ઇંદ્ર ઇંદ્રાણી. ૨

પ્રાણ થકી પ્યારા નિજ પિયુને કદીયે નહિ વિસરતી,
નિજ પિયુને મળવા માટે, અંતરથી હું રડતી ૩
નૃપતિને વિનતિ કરીને, દેતી દાન હમેશ,
મુજ પિયુ પણ આવી ચઢિયો, ફાટે તૂટે વેશ ૪
પ્રેમભર્યા નયણે નિહાળી, બોલી હું તુજ નાર,
પ્રીતે પ્રીતિભોજન અર્પ્યા, ખૂબ કર્યો સત્કાર ૫
મહાકાલી મંદિરમાં મળીશું, કાળી ચૌદશ રાતે,
ધન આપી દુ:ખ કાપીને વળી, વચન મે આપ્યું જાતે ૬

## ઢાળ બીજી

### દુહા

સ્ત્રી-ચરિત્ર મેં દાખવ્યું, પાડી જોરથી ચીસ,
નૃપતિને મેં કહી દીધું, ચઢી કાળીને રીસ ૧
તુમ દુ:ખે મેં વ્રત લીધું, જાવા કાળી માત,
બાધા વિસરી હું ગઈ, નહી કરશે ઘાત ૨

(ચાલ—મે રાજ ભટકનેવાલા હું કોઈ ક્યા જાને મતવાલા હું)

હું કહું છું આગળ વાત હવે, તમે ધ્યાન દઈને સાંભળજો,
કહે નૃપતિ હવે બાધા પાળી, બેઉ જઈશું આપણ મહાકાળી,
તવ ચૂક મટી ગઈ ત્યાં મારી, મંદિર જવા કરી તૈયારી ૧
બેઉ રાજા રાણી પગપાળા, મહાકાળીએ ચુપચુપ ચાલ્યા,
નૃપતિ આગળ ને હું પાછળ, તમે ધ્યાન દઈને સાંભળજો ૨
નિજ ખડગ લીધું ગણી કરમાં, વિશ્વાસ ઘણી નિજ અંતરમાં,
મે અવસર જોઈ તક સાધી, તમે ધ્યાન દઈને સાંભળજો ૩

નૃપમંદિરમાં પેસે જ્યારે. તસ મસ્તક ઝટ છેદ્યું ત્યારે.
ગયા રાજાના ત્યાં પ્રાણ ઊડી, તમે ધ્યાન દઈને સાંભળજો. ૪
મુજ પતિ આવી અંધારામાં. સુતો' તો ચુપચુપ ખૂણામાં:
મુજ મનડાની આશા ફળશે. મલકાતી'તી મનમંદિરમાં. ૫
મુજ પિયુ ત્યાં નાગે ડસીયો. યમરાજાના ફંદે ફસીયો;
નિરાશ બની હતાશ બની. ઉભયથી હું તવ ભ્રષ્ટ બની. ૬
ત્યાંથી હું તો વનમાં ચાલી. વણઝારે ત્યાં મુજને ઝાલી;
તિણ વેચ લીની ગણિકા ઘર હું. તમે ધ્યાન દઈન સાભળજો. ૭
ગણિકા ઘરમાં હું રહેતી'તી. ત્યાં ખોટાં કામો કરતી'તી,
પરપુરુષો સાથે રમતી'તી. તમે ધ્યાન દઈને સાંભળજો ૮
એક રૂપે રુપાળો નર આવ્યો, મુજ દિલડામા એ ખૂબ ભાવ્યો;
જસ યૌવન ને રૂપ ઉભરાતું, તમે ધ્યાન દઈન સાંભળજો. ૯
નિજ પિતાને એ શોધી રહ્યો. સુત કેશવ એ મુજ પેટે જણ્યો.
ભમતો ભમતો ગણિકા ઘરમા. તેણે સ્થાન લીધું મનમંદિરમાં. ૧૦

## ઢાળ ત્રીજી

(મેં આયા તુઝ દરબાર પ્રભુ)

શી કહું કથની મારી તુજને, કહેતા આવે લાજ;
અતિ અદ્‌ભૂત છે કથની મારી. કહેતાં આવે લાજ.
ગણિકાએ મુજને સુત સોંપ્યો. હું મોહાણી અપાર.
નિજ સુત સંગાતે ભોગવતી. ભોગવિલાસ સુસાર.
કર્મમદારી નાચ નચાવે, નાચે છે આ જીવ. ૧

નિજ સુત સાથે રમતા રમતા વીત્યા બહુ દિનરાત,
રાજ પુરોહિત જાવા લાગ્યા, તવ પૂછી મે વાત,
કયાના વાસી કેવા કુળના, કયા છે મા ને બાપ ૨

વીતી કહી સભળાવી એણે, અથથી ઇતિ જાણ,
દઢ મન રાખી સાભળની ત્યા, ભૂલી ગઇ હુ ભાન,
સાભળીને કપાગી ધ્રૂજી, કેવા કીધા પાપ ! ૩

સાભળી વર્ણન મૌન રહી હુ, લાજી અપરપાર,
નિજ સુત સાથે કીધી ક્રીડા, ધિક્ ધિક્ મુજ અવતાર,
પુત્રને કહ્યુ મે માપ ભીવાવો, જ્યાથી આવ્યા ત્યાય ૪

પાપની શુદ્ધિ કરવા કાજે, અગ્નિશરણ લેવાય,
નદી કાઠે ચિતા રચીને મે, પડતુ મૂક્યુ ત્યાય,
ઘટના અજબ બની ત્યા ભાગે, કડકડ વિજલી થાય ૫

અગ્નિએ પણ ભોગ ન લીધો, વરસ્યો મેઘ અપાર,
અગ્નિ બુઝાયી જલમા તણાણી, આહિરે કાઢી બહાર,
નદીએ પણ નહિ મધરી મુજને, થોડી દાઝી ત્યાય ૬

આહિર ઘરમા બની આહિરણ, કોરે મૂકી લાજ,
દહીં દૂધની મટકી ભરી ફરતી, વિક્રય કરવા કાજ,
વિધ-વિધ રગે હુ રગાણી, બની મહિયારણ આજ ૭

## ઢાળ ચોથી

( આત્મ-મજી લે ભજી લે )

મહી લો, મહી લો મહી લો,
કરતી કરતી, ફરતી ફરતી, રટતી રટતી મહી

દહીં દૂધના ભરી મટકા. ફરી લટકા ફરું નગરે,
છૂટયો હાથી બધા ત્યાંથી. છૂટયા ભાગી મચ્યો બહુ શોર. ૧
પણીહારી ને મહીયારી, અમે બેઉ ત્યાં અથડાણા,
ફૂટયાં પાણી તણા બેડાં. રુદન કરતી'તી પણીહારી. ૨
દહીં દૂધનાં ફૂટયાં મટકાં. છતાં હસતી રહી હું તો,
કહું કોને? રહું કોને? તૂટયો જ્યાં પહાડ મુજ દુઃખનો. ૩
હૃદય ખોલી કહી કથની, તમે શાણા હતા તેથી.
રહું કોને? કહું કોને? કહું કોને જરી જોને. ૪
ખીના મહીયારીની સુણતાં. થયો બેભાન ત્યાં દ્વિજવર.
મુખેથી ધિક્ ધિક્ વદતો, જમીન પર એ ઢળી પડતો. ૫
બેઉ પસ્તાવો ખૂબ કરતાં. મૂકીને પોક ખૂબ રડતાં;
બતાવું મુખ ક્યાં મારે? બેઉ જનનીને સુત રડતા. ૬
ગુરુ પાસે ગ્રહી દીક્ષા, લઇ શિક્ષા કરમ તોડે;
અતિ નિર્મળ ચરણ પાળી, દીધાં બાળી બધાં કર્મો. ૭
બની શૂરા કર્યા ચૂરા, કરમ કેરા ટળ્યા ફેરા;
મળ્યા જ્ઞાની ગુરુ જેથી, બેઉ પામ્યા ત્યા કેવળજ્ઞાન. ૮
પડયા પાસા ઉલટસુલટ, જગતના એ તમાસા છે;
કરમની છે અજબ લીલા. બધાયે જ્યાં બન્યા ઢીલા. ૯
વિજય આનંદસૂરીશ્વરજી, વિજય કમલસૂરીશ્વરજી,
વિજયલબ્ધિસૂરીશ્વરજી, વિજયલક્ષ્મણસૂરીશ્વરજી. ૧૦
ચરણરેણુ શિશુ કીર્તિસૂરિ. ગાવે સદા ભાવે,
મળ્યો છે જન્મ માનવનો, કરોને ધર્મ આરાધન. ૧૧

❈ ❈ ❈

। ૧૬ ।

# મહિયારણ

નમતા પહોરનો સમય હતો વિશાળ નગરીમાં એક મહિયારણ દૂધ દહીના મટકા માથે મૂકી વિક્રય કરવા માટે રાજમાર્ગમાથી પસાર થઇ રહી હતી 'દુધ લો, દહી લો' નો મધુર સ્વર નગરજનોના કર્ણપટ પર અથડાઇ રહ્યો હતો એના સ્વરમા રૂપાની ઘટડી જેવો મધુર રણકાર હતો ભલભલા માનવીઓ તેનુ રૂપ અને સૌદર્ય નિહાળી આશ્ચર્યમુગ્ધ બની જતા હતા અને બોલી ઉઠતા હતા કે 'કાદવમા કમળ જન્મ્યુ છે, નહિ તો ભરવાડને ત્યા આવુ સ્રીરત્ન હોય ક્યાથી?' તે વેળા અહીના સુરતેજ રાજાનો પુરોહિત વેદવિચક્ષણ પણ ત્યાથી પસાર થતો હતો જો કે એ હતો પરદેશી, પણ 'વિદ્વાન્ સર્વત્ર પૂજ્યતે' એ ઉક્તિ અનુસાર તેણે મહારાજાના હૃદયમા પોતાનુ સ્થાન જમાવ્યુ હતુ એટલે એ મહારાજાનો પ્રેમપાત્ર હતો એ તો આ મહિયારણનુ રૂપ અને સૌદર્ય નિહાળવામા નિર્નિમેષ બની ગયો, પણ વિધાતાને આ વાત પસદ ન પડી તેણે રગમા ભગ કર્યો બનાવ એ બન્યો કે ગજશાળામાથી એક ગાડો હાથી બધનોને તોડીને ભાગી છૂટ્યો એટલે ભૂમરાણ મચે એ સ્વાભાવિક છે એક પનીહારી પણ ત્યાથી પસાર થતી

હતી, ભયની મારી તે આ મહિયારી સાથે અથડાઇ જેથી તેનું મટકુ ફુટી ગયું. મટકું ફુટી જવાથી એ તો બિચારી ધ્રુસ્કે ધ્રુસ્કે રડવા લાગી. પણ આશ્ચર્યની વાત તો એ બની કે દહીં-દૂધનાં મટકાં ફુટવા છતાં મહિયારણ હસી રહી હતી. વેદવિચક્ષણને આ દૃશ્ય નિહાળતાં ભારે કૌતુક થયું અને તેણે કુતહલથી પાસે આવી પેલી પનીહારીને કહ્યું: 'અરે! પાણીનાં બેડા ફુટયાં એમાં તું રડવા શું બેઠી છે?' ત્યારે તેણે જવાબ આપ્યો: 'અરે ભાઇ! શું કહું? મારી સાસુ તો ડાકણ જેવી છે, મને કાચીને કાચી ખાઇ જશે. અરે! ઉભીને ઉભી બાળી નાંખશે અને કહેશે કે રાંડ તને પાણી ભરતાં ય આવડતું નથી. તે ઘડા ફોડીને આવે છે. માટે એના ડરથી હું રડી રહી છું.' પુરોહિતને દયા આવી અને તેણે નવા બેડાં મંગાવી આપ્યા અને તે તેમાં પાણી ભરીને રંગેચંગે ઘર ભેગી થઇ. પણ પુરોહિતને પેલું કૌતુક જાણવું હતું. એટલે તે મહિયારણને પૂછવા લાગ્યો: 'અરે મહિયારણ! ત્હારાં દહીં-દૂધના મટકા ફૂટવા છતાં તને ખેદ થવો તો દૂર રહ્યો પણ તું કેમ હસી રહી છે?'

આ વાત સાંભળતાં મહિયારણે પુરોહિતને કહ્યું: 'મહા રાજ! મારા જીવનમાં અવનવા અનેક બનાવો બની ગયા છે. હું કોને રડું અને કોને હસું? મારી કથની ઘણી લાંબી છે, એમ ઉભા-ઉભા બે ચાર મિનીટમાં મારી કથની કંઇ પૂરી થાય તેમ નથી. મારી કથની જાણવી હોય તો આવો એકાંતમાં, ત્યાં હું તમને મારી બધી હકીકત કહી સંભ-



જળ ભરી મટકી ફૂટી, એક રોતી ખૂબ ત્યાય,
ઘારસઘડી ફૂટી છતા, બીજી હસતી જાય

ળાવું.' પુરોહિતને તો જાણવાની તાલાવેલી લાગી હતી, એટલે તે બધાં કામ પડતાં મૂકી. મહિયારણનો ઇતિહાસ જાણવા માટે એકાંતમાં બેઠો. અને મહિયારણે વીતકકથાનો પ્રારંભ કર્યો.

'મહારાજ! લક્ષ્મીતિલક નામના નગરમાં વેદસાર નામના બ્રાહ્મણની કામ લક્ષ્મી નામે હું અત્યંત પ્રેમાળ પત્ની છું. કાળક્રમે મેં એક પુત્રને જન્મ આપ્યો. જેનું નામ વેદ-વિચક્ષણ રાખવામાં આવ્યુ. પુત્રને ઘોડિયા–પારણામાં ઝુલતો મૂકી હું નગર બહાર કૂવા ઉપર પાણી ભરવા માટે ગઇ હતી. ત્યાં ભવિતવ્યતાના યોગે શત્રુ રાજાએ નગરીને ઘેરો ઘાલ્યો, દરવાજા બંધ થઇ ગયા અને હું બહાર રહી ગઇ. ત્યાં સુભટોએ મને પકડી અને રાજાને સુપ્રત કરી. એ વખતે મારી યુવાવસ્થા હતી, સૌંદર્ય પૂર બહાર ખીલી રહ્યું હતું. આવું અનુપમ રૂપ નિહાળી રાજાએ મને પટરાણી પદે સ્થાપન કરી અને હું રાજાની માનીતી પ્રેમપાત્ર બની.

કયાં હું જન્મી, કયાં મોટી થઈ અને અત્યારે કયાં આવી પડી? મારા નાના બાળકનું શું થતું હશે! મારો ધણી મારા વિયોગમાં ઝુરી રહ્યો હશે! માંડ માંડ તો પૂરું કરે છે અને ઉપરથી પત્ની ચાલી જવાથી તેની સ્થિતિ ખરેખર કરુણાજનક બની ગઇ હશે! આ વાત યાદ આવતાં મારું હૃદય કંપી ઉઠયું! જેથી મેં વિચાર્યું કે 'ગમે તે ઉપાયે પતિને મળવું જોઈએ. મારા પતિને દુખી અવસ્થામાં મૂકતાં મને આ રાજમહેલ પણ શૂન્યાગાર જેવો લાગે છે. આ

સાહ્યબી નકામી છે મારુ હ્રદય પ્રિયતમને મળવા ઝંખી રહ્યુ હતુ, એટલે મે એક ઉપાય અજમાવ્યો, અને તેમા મને સફળતા મળી રાજાને વિનતિ કરીને મે એક દાન શાળા ખુલી મૂકાવી અને રોજ સદાનત આપવાનુ શરુ થયુ મારા મનમા હતુ કે મારો પતિ કદાચ દાન લેવા આવી ચઢશે તો જરુર મારુ કાર્ય સિદ્ધ થશે એ ઈરાદાથી જ મે દાનશાળા ખુલ્લી મૂકાવી હતી એક દિનમ મારો પતિ ફાટયા-તૂટયા કપડામા ભિક્ષા માગવા અત્રે આવી ચડયો હુ તેને ઓળખી ગઇ પણ વેદસાર-માધવ દ્વિજને એ સ્વપ્ને ય ખ્યાલ નહોતો કે મારી પત્ની રાજમહેલમા પટરાણી બની હશે! એ તો સમજતો હતો કે જરૂર કોઇ અકસ્માતમા મારુ મૃત્યુ થઇ ગયુ હશે!

મે તેના કાનમા ગુપ્ત રીતે કહી દીવુ કે હુ તમારી પત્ની છુ અને તમને મળવા માગુ છુ તમે કાળી ચૌદશની રાતે મહાકાળી મદિરમા આવી જજો આ વાતથી જેમ ભૂખ્યાને ઘેબર મળે અને જે આનદ થાય, તેથી પણ અધિક આનદ તેણે અનુભવ્યો કાળી ચૌદશની રાતની વાટ જોતો તે દિવસ વિતાવવા લાગ્યો મે વિચાર્યુ કે મહાકાળીના મદિરમા જવુ શી રીતે! હુ તો પરતત્ર છુ, એટલે મે સ્રીચરિત્ર શરુ કર્યુ અને એકદમ ચીસ પાડી રાજાએ એ સાભળી અને તેને અત્યત દુ ખ થયુ મારી પ્રાણપ્યારીને શુ થયુ?" વૈદ્ય-હકીમોએ જણાવ્યુ કે ખાસ કઇ છે નહિ! અને દવાની પડીકી આપી વિદાય થયા થોડીવારે ફરી મે ક્રૂર ચીસ પાડી અને રાજા ગભરાયો પછી બોલી કે 'હુ

તો મરી ગઇ. જરૂર મહાકાળી માતાનો કોપ છે' અને મેં રાજાને કહ્યું, મહારાજા! 'મને એક વાત યાદ આવી કે તમે જ્યારે બિમાર હતા ત્યારે મેં માન્યતા માની હતી કે સારા થઇ જશો તો મહાકાળીનાં દર્શન કરી કંઇક ભેટ ધરીશ. તમે સારા થઇ ગયા બાદ મહાકાળીના દર્શન કરવા ભૂલી ગઈ, જેથી જરૂર તેને કોપ ચડયો હશે! અને પાછી મેં ચીસ પાડી અને મરી ગઇ હોઉં એવો ઢોંગ કર્યો. રાજાએ કહ્યું: 'ચિંતા ન કર, જરૂર આપણે મહાકાળીનાં દર્શન કરીશું.' અને તરત જ પીડા મટી ગઈ. મહાકાળી જવાની તૈયારી કરી. વાસ્તવમાં પેટમાં પીડ જેવું કંઇ નહોતુ. આમ કરીને રાજા પાસેથી મારે કામ લેવું હતું. મેં કહી દીધું: 'મહારાજ! એવી બાધા રાખી છે કે કાળી ચૌદશની રાતે મારે અને તમારે પગપાળા એકલા ત્યા જવું અને માતાનાં દર્શન કરવાં. રાજાએ એ વાતનો સ્વીકાર કર્યો. પ્રેમમાં માણસ બધુંય કરવા તૈયાર થાય છે. અમે પગપાળા રાતના કોઇ નોકરચાકર વગર મહાકાળી મંદિરે ગયા. ત્યા મંદિરમાં પેસતાં પહેલા રાજાએ પોતાના હાથમાં રહેલી તલવાર મને અર્પણ કરી. રાજાએ મંદિરનું દ્વાર નીચું હોવાથી માથું નીચું નમાવ્યું અને મેં તક સાધી તે જ ક્ષણે રાજાની ગરદન કાપી નાંખી. પછી મેં પતિ દેવને મળવાની ઉત્કંઠાથી મંદિરમાં પ્રવેશ કર્યો પતિ પણ પોતાની પત્નીને મળવા સમયસર ત્યાં આવી ગયો હતો અને મંદિરના એક ખૂણે સૂઇ રહ્યો હતો. દીવડાનાં ઝાંખા પ્રકાશમાં હું કળી ગઈ અને પતિને ઢંઢોળવા લાગી. જગાડવા ઘણીય મહેનત કરી પણ હું નિષ્ફળ ગઇ. મને

થયુ કે આવો અઘોરી છે! તેટલામા બીજી બાજુ નજર નાખતા મે ફેણુ માડીને બેઠેલા ભોગી જને જોયો અને મારા પેટમા ફાળ પડી કે જરૂર મારા પતિને આ ભોરીંગે ડખ દીધો લાગે છે અને ધારીને જોયુ તો ખરે જ પતિના હોશ કોશ ઉડી ગયા હતા આ અવસ્થા નિહાળી મને છાતીમા ખજર ભોકાય તેવુ ભયકર દુ ખ થયુ, અરેરે! હુ તો બન્નેથી ગઇ! એક તો રાજાના પ્રાણુ મે હાથે લીધા હતા એટલે મારી કાયા કપી રહી હતી, જેથી ભયથી હુ ત્યાથી ભાગી છૂટી અને ઘોર અટવીના માર્ગે આવી પડી ત્યા ચોરોએ મને જોઇ અને પકડી લીધી ચોરોને તો ધનથી કામ હતુ એટલે એમણે એક નગરમા જઈ મને ભરબજારે વેચવા માટે ઉભી રાખી એક વેશ્યાએ મારુ રૂપ અને સૌદર્ય જોઇ મને ખરીદી લીધી, ત્યારથી હુ વારાગના બની

કયા બ્રાહ્મણી? કયા રાજાની રાણી? અને કયા વારાગના? મહારાજ! હુ શુ કહુ? કર્મની લીલા અપરપાર છે આગળ કહેતા મારૂ હૈયુ ધડકે છે, પણ જ્યારે કહેવા જ બેઠી છુ તો તે પણ કહી નાખવુ જોઈએ

સાભળો! વેશ્યાને ત્યા મે નીચ ધધો કર્યો, અનેક પુરુષોને રીઝવ્યા, આમ વર્ષોના વહાણા વાયા, એક વખત એક નરયુવાન અમારે ત્યા આવી ચઢયો તેનુ અદ્ભૂત રૂપ અને મદમસ્ત યુવાની જોતા હુ પાગલ બની અને તે પણ મારા રૂપમા પતગિયો બન્યો, એ દૂર દેશથી આવેલો હતો એટલે થોડા દિવસનો મહેમાન હોઇ તેણે પોતાના દેશમા જવા રજા માગી, બન્નેને અથાગ રાગ હતો એટલે ત્યાગ

કરતાં હૃદયમાં આગ ઉઠતી હતી, પણ લાચાર! વધુ રહેવાની શકયતા નહોતી એટલે તેને રજા આપવી પડી. પણ જતાં મેં તેમને પૂછ્યું, કે તમે કયાંના રહેવાસી છો? તમારા પિતાનું નામ શું? વગેરે વગેરે પૂછતાં તેણે જણાવ્યું કે હું અમુક નગરીનો છું; જાતીનો બ્રાહ્મણ છું, પિતાનું નામ માધવ છે. અને તેઓ વેદસાર તરીકે પ્રસિદ્ધ છે. મારું નામ કેશવ છે.

મારી માતાનો પત્તો નથી. મારી માતાની શોધમાં મારા પિતા ચાલ્યા ગયા છે, પણ આજ સુધી તેમનો પણ પત્તો નથી. હુ પણ પિતાની શોધમાં નીકળ્યો છું. આ વાત સાંભળતાં મારા હૃદયમાં શૂળ ભોંકાય અને છાતી પર પથ્થર પડે અને જેવું દુ.ખ થાય તેવું ભયકર દુઃખ થયું. હું સમજી ગઈ કે આ મારો પુત્ર છે! અરેરે! હું કેવી અધમ! કેવી પાપી કે મેં મારા પુત્ર સાથે જ ભોગ ભોગવ્યા.

કેટકેટલા નીચ કૃત્યો મારા હાથે થયા! રાજાના પ્રાણ લીધા, દુરાચારી બની, પુત્ર સાથે કુકર્મ કર્યું, હવે મારી શી ગતિ થશે? મને ભારે પશ્ચાતાપ થયો. ભારે હૈયે મુખાકૃતિ છૂપાવી પુરોહિત કેશવને મેં રજા આપી.

મે વિચાર કર્યો કે આ ભયંકર પાપથી છૂટવું હોય તો અગ્નિશરણ વગર બીજો રસ્તો નથી, એટલે નદીના કાઠે ચિતા તૈયાર કરાવી. નગરજનોને આ વાતની ખબર પડી. તમાસાને તેડું નથી હોતું એટલે માનવ–મહેરામણ ઉમટયો અને મેં ચિતામાં પડતું મુકયું. ત્યાં તો અચાનક મેઘની ગર્જના શરૂ થઇ. કડકડ વીજળીઓ થવા લાગી

અને મુશળધાર વરસાદ શરૂ થયો નગરજનો તો મૂઠીઓ વાળી ત્યાંથી રવાના થયા ચિતા બુઝાઈ ગઇ અને હુ લાકડા સાથે જ નદીના પ્રવાહમા તણાવા લાગી અગ્નિ એ પારમીના દેવ તરીકે મનાય છે, પવિત્ર મનાય છે, એટલે મારા જેવી અધમને અગ્નિએ પણ ન સઘરી અને નદીએ પણ ન સઘરી, કારણ કે નદીના પ્રવાહમા તણાતી હુ આગળ વધી રહી હતી ત્યા એક નગરના કિનારે આવી પહોચી નદીના કિનારે ઉભેલા ભરવાડે મને જોઇ અને એના હૃદયમા કરુણા જન્મી, દયાના સસ્કાર આ ભારતવર્ષમા માનવીને ગળથુથીમાથી જ મળેલા હોય છ

કરુણાદ્ર બનેલા ભરવાડે વિના વિલબે કચ્છોટો વાળી નદીમા પડતુ મૂકી મને બહાર કાઢી કઇક હુ દાઝી હતી અને નદીમા તણાવાથી સખત શરદી લાગી હતી, એટલે હુ કઇક બેભાન અવસ્થામા હતી તેણ મારી સારવાર કરી જેથી હુ થોડા દિવસમા સાજી થઇ ગઇ તેમનો દૂધ દહિં વેચવાનો ધધો રહ્યો એટલે મે પણ મારા ઉપકારીની સેવા ખાતર દહીં દૂધ વેચવુ શરૂ કર્યુ દહીં દૂધ વેચવા માટે હુ નીકળતી હતી અને અચાનક નગરમા હાથીના–કુટવાથી નગરજનો ત્રાહી તોબા પોકારવા લાગ્યા હુ અને પનીહારી પરસ્પર અથડાણા, બન્નેના બેડા ફુટી ગયા વગેરે આ રીતે તેણે અથથી ઇતિ સુધી પોતાની તમામ વીતકકથા કહી સભળાવી અને પુરોહિતને કહેવા લાગી આ રીતે જીવનમા મે અનેરા સુખદુખ દેખ્યા છે ત્યા હુ કોને રડુ ? અને કોને હસુ એટલે જ હુ હસી રહી છુ ’

આ સાંભળી વેદવિચક્ષણ તરત જ વિચારમાં પડયો. મહિયારણ જેને વીતકકથા સંભળાવી રહી હતી તે જ પોતાનો પુત્ર આજે મહાન પુરોહિત બન્યો છે. એ પણ સમજી ગયો. મહિયારણ પણ સમજી ગઈ. બન્નેના હૃદય ભાંગીને ભુક્કો થયાં. બન્ને વિલાપ કરવા લાગ્યા. ધ્રુસકે ધ્રુસકે રડવા લાગ્યા અને જીવનમાં કેવાં ઘોર પાપો આચર્યા ? આપણી શી ગતિ થશે ! એમ બન્ને જણા પાપનો પશ્ચાતાપ કરવા લાગ્યા. ભાગ્યયોગે સદગુરુનો સમાગમ થયો. પાપનું પ્રાયશ્ચિત કર્યું અને ચારિત્ર અંગીકાર કર્યું. તપ, ત્યાગમાં, સેવા શુશ્રૂષામાં. વિનય વિવેકમાં અને સ્વાધ્યાય ધ્યાનમાં તત્પર બન્યા. "કમ્મેશૂરા તે ધમ્મેશૂરા" એ ઉક્તિ ચરિતાર્થ થઇ.

ચારિત્રથી તો કંઇક અધમ આત્માઓનો ઉદ્ધાર થયો છે, મહાપાપી અરે હત્યારા પણ પરમપદને પામ્યા છે. તપ ત્યાગના બળે તેમના ઘાતિ કર્મો પ્રજવળવા લાગ્યા. તેઓ ધ્યાનની ધારાએ ચઢતા ગુણ શ્રેણિએ આરૂઢ થયા અને ક્ષપક-શ્રેણિ માંડી કેવળજ્ઞાન અને કેવળદર્શનને વર્યા. અંતે અનેક આત્માઓને સન્માર્ગે વાળી મુક્તિપુરીમાં સીધાવ્યા.

ચારિત્ર એ એક ઉત્તમ વસ્તુ છે. અધમ અને મહાપાપીઓને પણ ઊદ્ધારનાર છે. એવું નિર્મળ ચારિત્ર પાળી આપણે પણ સદગતિના ભાગી બનીએ, એવું કોણ નહિ ઇચ્છે ?



# ખંડ ત્રીજો

# આધ્યાત્મિક પદો–સજ્ઝાય

## ચતુર નર તુ ચેત લે

૧–(રાગ–મોહ સે તેરા કમાયા ધન યહા રહ જાયગા)

ચતુર નર તુ ચેત લે, બાજી છે હજી હાથમા,
પુણ્યકેરા પુંજરૂપ ભાતુ ગ્રહી લે સાથમા,
અસાર આ સંસારમા, રમતા બધાયે સ્વાર્થમા,
આ દિવ્ય જીવન મેળવી તુ, ગાળજે પરમાર્થમા ૧

અંતર વિષે રત્નો ભર્યા, તેને નહિ તુ ઢુંઢતો,
સુખ કાજ બાહિર તુ ભમે, પામર બની મૂઢ તો,
શું મારું શું પારકું, વિવેક એ ભૂલી ગયો,
પુદ્ગલાનંદી બનીને, આડોઅવળો આથડયો, ૨

જે જે દિસે છે નયન સામે, ક્ષણમા બધુયે ક્ષય થશે,
આંખો મીંચાતા રાખ એ, માટી માટી મળી જશે,
જાવુ જરૂર છે એકલા, પરલોકની વાટે તુઝે,
તોયે પામર પ્રાણીને, ધર્મ કરણી નહિ સુઝે ૩

નવ માસ ગર્ભાવાસના, દુખો અસહ્ય તે સહ્યા,
વળી નરક ને નિગોદમા, દુખો અનંતા તે લહ્યા,

વ્હાણાં અનંતા કાળનાં, વાયા છતાં જાગ્યો નહીં,
બની મોહમાં મસ્તાન ચેતન! ધર્મમાં લાગ્યો નહીં. ૪

કદી સ્ત્રી કદી પુરૂષ બન્યો, કદી દેવ ને નારક થયો;
કદી રાય કે કદી રંક ને, કુંજર કદી કીડી ભયો,
નિર્બળ કદી, કદી સબળ થઇ, તેં હચમચાવ્યા પર્વતો;
સંસારની રંગભૂમિ પર, નાટક અનેરાં ભજવતો. ૫

પર ભાવમાં તું રત રહ્યો, સ્વભાવને ભૂલી ગયો,
મોંઘેરો માનવ દેહ પામી, પાપમાં ઝુલી રહ્યો,
મમતા તજી સમતા મહીં, રમતા રહે જે આતમા;
આ ક્ષણ વિનશ્વર દેહ છોડી, તે બને પરમાતમા. ૬

પ્રભુ વીરનો એ જ્ઞાન દીપ, અંતર વિષે જો ઝળહળે;
એ દિવ્ય નયનો ઉઘડતાં, અજ્ઞાનતા દૂર ટળે,
**લબ્ધિ** અનંતી **આત્મ**માં, ફોરવ હવે પુરુષાર્થને;
**લક્ષ્મણ** શિશુ **કીર્તિ** વદે, તું સાધજે પરમાર્થને. ૭

૨-(રાગ-આંસુના ઘેરા અક્ષરે, સૌની લખાણી જીંદગી.)

માનવ દેહ પામી તું, વૃથા નહિ ગુમાવજે,
અંતકેરા મંદિરે, પ્રભુને તું વસાવજે. માનવ

નર્ક નિગોદે તું ભમ્યો, પાપની પોઠ શિર ધરી,
અનંત દુઃખ તે સહ્યાં, ચઉ ગતિ ચોકમાં ભમી. માનવ

બાજી હજી છે હાથમાં. પુણ્ય ને પાપ સાથમાં;
કર લે પ્રભુની બંદગી, સુધર જાય જિંદગી. માનવ

ભૂલીશ નહિ ભલાઈને, મમતા દીલ વમાવી લે,
જીવન એવુ જીવી લે, આતમ બાગ જ્યુ ખીલે  માનવ
મધ્ય દરિયે ડુબતી નૈયા, તીરા તુ ભવ તીરે,
વીટાયો કર્મ-જ જીરે, ગ્હાડ ગાડ નુ કરે  માનવ
આતમ લબ્ધિ લે જગા, કરમ રિપુને ભગા,
સૂરિ લક્ષ્મણુની કીરતિ, ધરણીતલ પ્રમની  માનવ

## વૃથા કરે તુ ગુમાન

### ૨–(રાગ–આશાવરી કા ધનાશ્રી)

વૃથા કરે તુ ગુમાન  મનવા વૃથા કરે તુ ગુમાન,
ઈંદ્ર ચક્ર ચક્રી મહારાજા  મળ્યા માટીમા જાણ,
આગમા ખાક થશે તુજ કાયા, જશે એકલડી જાન  મ૦
કુડકપટ કરી જિંદગી ગાળી, મિથ્યા કરે અભિમાન,
કાળ રાજાની ફાળ જ્યા પડશે, બનીશ તુ બેભાન  મ૦
ચચલ લક્ષ્મી ચચલ આયુ જાય પલકમા પ્રાણ
લટપટ ખટપટ સઘળી ત્યાગી, ભજી લેને ભગવાન  મ૦
વિષયવિલાસના પાસમા પડીયો ભૂલી ગયો તુ ભાન,
નર્ક નિગોદે રઝી રઝળી પામ્યો દુ ખ અમાન  મ૦
લખ ચોરાશી યોનિ ભટક્યો, ભટક્યો તુ ભવરાન
મહા પુણ્યે માનવભવ લાધ્યો, સમજ સમજ હેવાન  મ૦
ત્રિભુવન પુનો ત્રિભુવન નાની આરાધના તું જાણ
એકલો આવ્યો એકલો જાશે, ત્યારે તુ કોઈ ન માન  મ૦

હાટ હવેલી માણેક મોતી. ક્ષણમાં વિનાશી જાણ.
લાડી વાડી ને ગાડીની મોજો, મૂકી જવું છે શ્મશાન. મ૦

દાન શિયળ તપ ભાવના ભાવો. ગાવો જિન ગુણગાન,
અમી સમી જિનવાણી જાણી, કરો ઘુંટઘુંટ પાન. મ૦

ફક્કડ થઇ અક્કડ ફરતો. કરતો ન કોડી દાન.
ચોરી જારી ને પરનિંદામાં, રહ્યો સદા મસ્તાન. મ૦

આશા મોટી મોટી બાંધે. ચાહે દેવ વિમાન;
કર્મ રાજા જો કોપે ચઢશે. કરી દેશે હેરાન. મ૦

વીતરાગનું શાસન પામ્યો. જ્ઞાનમાં બન ગુલતાન.
આતમ ધ્યાનમાં મસ્ત બનેથી. શિવપુરીમાં પ્રયાણ. મ૦

અનંતચતુષ્ટયી કેરો ખજાનો, ત્હેને તું લેને પીછાણ,
અધ્યાત્મ-નયનોને ખોલી દે. પ્રગટે આત્મનિધાન. મ૦

મૈત્રી પ્રમોદ માધ્યસ્થ કરુણા, દીલમાં દેજો ઠાણ,
વિકસે આતમલબ્ધિ લક્ષ્મણ, પ્રસરે કીર્તિ જહાન. મ૦

૪–( પારેવડા જાજે વીરાના દેશમાં )

ચેતનજી ચેતો ચેતાવું સાનમાં,
સમજીને આવો ભાનમાં... ચેતનજી૦

આત્મ દશાને ભૂલી ગયા તો,
આથડશો ભવરાનમાં... ચેતનજી૦

સ્વજન સંબંધી સ્નેહીજનોને,
મૂકી જવુ છે સ્મશાનમાં....ચેતનજી૦

કાળા ધોળા કરી અક્કડ ફરો છો,
મરશો નરકના સ્થાનમા ચેતનજી૦
પુણ્યે મળ્યો દેહ દુલભ માનવનો
ગાળો જીવન ધમ ધ્યાનમા ચેતનજી૦
દેવગુરુ ને ધર્મ પિછાણો,
શ્યાને ફરો અભિમાનમા ? ચેતનજી૦
મોહની નિંદ્રામા ગાને સૂતા છો ?
રહો નહિ બેભાનમા ચેતનજી૦
એશઆરામમા મસ્ત બન્યા તો,
પડશો ચોરાશીની ખાણમા ચેતનજી૦
લક્ષ્મી મળ્યાની સાચી સફળતા,
આપો સુપાત્ર દાનમા ચેનનજી૦
લાડી વાડી ને ગાડીની મોજમા,
જિંદગી ગુમાવી ગુમાનમા ચેતનજી૦
આતમ લબ્ધિ-લક્ષ્મણ સૂરિની,
કીર્તિ ફેલી છે જહાનમા ચેતનજી૦

## ચેતનને ચીમકી

૫-(રાગ-વીર વીર તુ ભજલે રે તેરી પીર હરેગા સોય)

માન માન તુ મત મણ મેરા, તેરા નહીં હૈ કોય
તન ધન જોબન ક્ષણમે વિનાશી
મત બન અબ તુ વિષય વિલાસી,
સમજ સમજ તુ સોતા ક્યો હૈ, આતમ ધન દીયા ખોય ૧

સ્વારથકી હૈ દુનિયાદારી;
જિંદગી ફોગટ ખોતા સારી,
જ્ઞાન ગંગામે ઝીલકર, કરમન મેલકું દે તું ધોય....૨
નર્ક નિગોદે તું ખૂબ ભટકા;
કર્મોને તુઝકો દે પટકા.
લટકા નો નો મહીના ગર્ભે ખૂબ ચીલ્લા કે રોય....૩
અનંત શક્તિ હૈ આતમ કેરી;
જન્મ મરણકી મિટાદે ફેરી,
જિનશાસન મહાપુણ્યે પાયા ગફલતમેં મત સોય....૪
આત્મ કમલસૂરિ લબ્ધિ લક્ષ્મણ;
પ્રભુ ભક્તિમેં દે તું તન મન,
ફેલાદે તું કીર્તિ જગમેં શિવશય્યામેં સોય....૫

### ૬-(રાગ-ગઝલ.) કર્મના ખેલ (સજ્ઝાય)

કરમ ત્હારી ગતિ ન્યારી, બધાને તું નચાવે છે;
ઘડીમાં તું હસાવે છે, ઘડીમાં તું રડાવે છે. ૧
ન છૂટયા કર્મ પંજાથી, ભલા રાજા મહારાજા;
મળ્યા માટી વિષે જગમાં, કેઈ સાજા અને તાજા. ૨
નચાવે નાચ દુનિયાના, ચોરાશી લાખના ચૌટે;
નરક નિગોદનાં દુઃખો, પલકમાં તે અપાવે છે. ૩
કરમની છે અજબ લીલા. બધાયે જ્યાં બન્યા ઢીલા;
ખરેખર હીંચકો એ છે, નીચે ઊંચે ચઢાવે છે. ૪
બનાવે સ્ત્રી કદી પુરુષ. કદી ન્હાનો કદી મ્હોટો,
બહુ રૂપી સ્વરૂપી એ, ગરવ સૌનો ગળાવે છે. ૫

આશાના વાદળા ઘેરે, નિરાશાએ ઘડી ફેરે,
ક્રીડા આનંદ કરતા ને, ઘડીમા આસુડા વેરે ૬
શ્રીમંતો ને ધીમંતોના, મૃહાવે માન ને પાન,
ભુલાવી સાન ને ભાન, બનાવે મૂઢ અજ્ઞાન ૭
કર્યા કેઈ રાય ને રંકો બજાવી કર્મનો ડંકો,
કરી બેહાન ને મેદાન, અગ્ને સૌને સુઆવે છે ૮
કરમનો રંગ અલબેલો, પળે પળના જુદા ખેલો;
સ્વજન પખી તણો મેળો, બને શાને મૂરખ ઘેનો, ૯
ઘડી ગજ પર ચઢાવે છે, ઘડી ચામર વીઝાવે છે,
કરી બેહાલ ને કંગાલ, ઘડી ઇજ્જત લુંટાવે છે ૧૦
કરમ મોજા ફરી વળતા, બધુ યે માટીમા મળશે,
સ્વજન સ્નેહી અને પ્રિયતમ, બધાયે અગ્નિમા બળશે ૧૧
ધરમની જ્યોત જ્યા જાગે, કરમ અંધેર ત્યા ભાગે,
કરમ સત્તાની બેડીને, ધરમ સત્તા હઠાવે છે ૧૨
કરમના મૂળને કાપી, આતમ લબ્ધિને પ્રગટાવો,
કહે લક્ષ્મણ શિશુ કીર્તિ, અનંતા સુખને પાવો ૧૩

## છોડ દે સબ જંજાલ

૭૮ (રાગ ભીમપલાસ) (મલ્હાર)

છોડ દે સબ જંજાળ જીવડા,
છોડ દે સબ જંજાલ જીવડા૦
યે દુનિયાકી ઉલટી રીતિ,
જૂઠી આળ પંપાળ જીવડા૦ ૧

અંતર ધનકા ખોજ ખજાના,
હોગા માલામાલ....જીવડા૦ ૨

કયો સોતા સુખ ચેન મુસાફીર,
આન ગ્રહેગો કાળ....જીવડા૦ ૩

જાના જરૂર એક દિન હૈ તુજકો
નાહક કરતા ધમાલ....જીવડા૦ ૪

રત્નોંકી ખાન ભરી ફીરભી તું,
ભટકત કયું કંગાલ....જીવડા૦ ૫

સ્વારથકી હૈ દુનિયા સારી,
સ્વપર-ભાવ નિહાળ ...જીવડા૦ ૬

મૈત્રીભાવ, સર્વત્ર જગાદે.
ભાવના ભાવ વિશાળ....જીવડા૦ ૭

લબ્ધિ લક્ષ્મણ કીર્તિ કહત હૈ.
ટાળ અનાદિકી ચાલ ...જીવડા૦ ૮

## 'જવું મારે હવે ત્યાં છે'

૮-(ચાલ-ગઝલ યા મેરા દીલ તોડનેવાલે)

ખરેખર આ જગતમાંહી, સગા છે સ્વાર્થના સહુએ;
ખરો પરમાર્થ જ્યાં દીસે, જવું મારે હવે ત્યાં છે. ૧

નથી સંયોગ ને વિયોગ, નથી જ્યાં રોગ ને વળી શોક;
નથી જ્યાં રંગ માયાના, જવું મારે હવે ત્યાં છે. ૨

નથી જ્યાં લેશ ઉપાધિ, નથી આધિ અને વ્યાધિ;
પૂરણ શાંતિ અને સુખ જ્યાં, જવું મારે હવે ત્યાં છે. ૩

નથી તડકો અને છાયો, નથી ઉદય અને અન્ત,
સદા યે એક રૂપ જ્યા છે, જવુ મારે હવે ત્યા છે ૪

નથી રડવુ નથી હસવુ, નથી રડવુ અને મરવુ,
નિવસવુ નિત્ય અજરામર, જવુ મારે હવે ત્યા છે. ૫

પલટતા ભાવ જ્યા ક્ષણમા, નથી રહેતુ એ દુનિયામા,
નથી જ્યા સુખની સીમા, જવુ મારે હવે ત્યા છે ૬

નથી જ્યા જન્મ ને મૃત્યુ નથી જ્યા રોગ કે વ્યાધિ,
નથી જ્યા કોઈપણ બધન, જવુ મારે હવે ત્યા છે ૭

નથી જ્યા ભૂખ કેરુ દુ ખ, નથી જ્યા પ્યાસની પીડા,
અનુપમ સુખના ધામે, જવુ મારે હવે ત્યા છે ૮

ન કો ઊચા ન કો નીચા, ન કો નાના ન કો મોટા,
નથી જ્યા ભેદ ને વળી વેદ, જવુ મારે હવે ત્યા છે ૯

બધી જોઇ લીધી દુનિયા, નથી કઈ સાર સસારે,
વિનશ્વર જ્યા નથી ભાવો, જવુ મારે હવે ત્યા છે ૧૦

નથી ગમતી મને દુનિયા નથી ગમતી મને માયા,
સકલ સિદ્ધિ સુખો જ્યા છે, જવુ મારે હવે ત્યા છે ૧૧

જપી જાપો ખપી પાપો, બળાપો ટાળીને નિતનો,
ઝીલાયે સુખસાગરમા, જવુ મારે હવે ત્યા છે ૧૨

બધી વાતે અપૂર્ણતા, બધી વાતે અતી ન્યૂનતા,
નથી જ્યા લેશ પણ ખામી જવુ મારે હવે ત્યા છે ૧૩

બધી વાતે અહિ ખટપટ, ઘણી વાતે અહિ ખરપટ,
નથી લમ્પટ ખરે ઝટપટ, જવુ મારે હવે ત્યા છે ૧૪

રમે છે અહીં સહુ રમ્મત, કરે છે ખોટી સહુ ગમ્મત;
નથી મતભેદ ને ઝીંઝટ, જવું મારે હવે ત્યાં છે. ૧૫
આતમ લબ્ધિને પ્રગટાવી. અખંડ જ્યોતિને વિકસાવી;
કહે લક્ષ્મણ શિશુ કીર્તિ, જવું મારે હવે ત્યાં છે. ૧૬

## પ્રાસંગિક ગીત

### ૯—(જનશાસનની જય જય બોલ)

જય જય બોલ જય જય બોલ, જિનશાસનની જય જય બોલ;
જહાન ભરમાં જોડ ન જેની, કોઇ ન આવે તોલ. ૧
અહિંસા સંયમ તપરૂપ ધર્મ, પાળી પામે ભવિ શિવ શર્મ;
ત્રણ લોકમાં આ શાસનના, વાગે જશના ઢોલ. ૨
સવિ જીવ કરૂં હું શાસન રસીયા, જગ જયવંતુ જિનશાસન આ,
અનુપમ જાસ પ્રભાવ છે જગમાં, ભવજળ તરવા નાવ. ૩
ત્રિકાલદર્શી શ્રી જિનરાજે, ધર્મ પ્રરૂપ્યો જગહિત કાજે;
આ ચોવીશીના ચોવીસમાં, વીર પ્રભુ ભગવાન. ૪
મૈત્રી ભાવનો પાઠ શીખાવે, અહિંસાનો સંદેશ સુણાવે;
સંઘ ચતુર્વિધ ધર્મ ચતુર્વિધ, દાન શિયળ તપ ભાવ. ૫
રત્નત્રયી ને તત્વત્રયી જ્યાં, ઉમદા તત્વો છે બીજે ક્યાં?
સર્વ જીવનું રક્ષણ કરવું, ઉરમાં કરુણા ભાવ. ૬
સ્યાદવાદ મુદ્રાથી મુદ્રિત, ગુણીજન નિરખી થાવ પ્રમુદિત;
વેરઝેરને ભુલી જઇને, રાખો સમતા ભાવ. ૭
આત્મકમલમાં લબ્ધિ આપે, લક્ષ્મણ કીર્તિ જગમાં વ્યાપે;
ભાગ્યવંત ભવિજન શાસન આ, પામી કરે કલ્યાણ. ૮

# ક્ષમામૂર્તિ ભગવાન મહાવીર (સ્તવન)

૧૦-(ચાલ-જોને ગુર્જર કાજે )

હે કરૂણાના ઘર! હે સમતાસાગર!
વીર મ્હારા, કોટિ કોટિ હો વંદન હમારા

ઉપસર્ગ કર્યા ગોવાળે
તોયે કૃપા નજરે નિહાળે
કર્યો રોષ ન લેશ, લવલેશ ન કંપ વીર૦

ચંડકોસિએ પગ ડંખ દીધો,
તોયે રોષ ન લગીરે કીધો
બુઝ્ઝ બુઝ્ઝ કહી, તાર્યો તેણે સહી વીર૦

કર્યા સંગમે ઉપસર્ગ વીસ,
પણ મનમા ન જરીયે રીસ,
કેવા સમતાધારી, તાર્યા નર ને નારી વીર૦

અર્જુન માળીને દૃઢ પ્રહારી
ક્રૂર હિંસક દીધા તારી
દયા દિલમા ધારી, કૈંક દીધા તારી વીર૦

લઈ બાકુળા મોક્ષ જ આપ્યુ
દુખ ચંદનબાળાનુ કાપ્યુ
કર્યો જગનો ઉદ્ધાર, ક્ષમા રસના ભંડાર વીર૦

સાડા બાર વરસ તપ કીધુ
સહી ઉપસર્ગ કેવળ લીધુ
મારા હૈયાના હાર, સાચા તારણહાર વીર૦

લબ્ધિ-લક્ષ્મણ કીર્તિ ગાવે
વીર ચરણોમાં શિર ઝુકાવે
ઉર અર્જ ધરે, ભવ પાર કરો. વીર૦

---

## ખંડ ૪ થો

# પાઠશાળાના ઉત્સવ પ્રસંગના ગીતો

### ૧ : મંગલાચરણ

વન્દે વીર શ્રી મહાવીર, વંદે વીરં શ્રી મહાવીરં.
અનુપમ જ્ઞાન અનુપમ દર્શન;
અનુપમ સમતા રસમંદિરં. ૧
ત્રિશલાનંદન ભયભય ભંજન,
રત્નાકર સમ જે ગંભીરં. ૨
પ્રાતઃ સમે ઉઠી ધ્યાન ધરી જે,
ભવ દાવાનલ શામકનીરં. ૩
મૈત્રી ભાવનો પાઠ શીખાવ્યો,
જ્ઞાનદીપક પ્રગટાવી સુચિરં. ૪
કરુણાનિધિનિષ્કારણબંધુ,
નમીએ નમાવી નિશદિન શિરં. ૫
અવિચળ અક્ષય અજ અવિનાશી,
પદ અર્પો પ્રભુ સુરગિરિધીરં. ૬
અગણિત લક્ષણ અંગે છાજે,
દુરિત તિમિરહરવર મિહિરં. ૭

આત્મ કમલમા લબ્ધિ સ્થાપો,
કાપો કીર્તિકર્મ જરૂર ૮

## ૨ સ્વાગત ગીત

(ચાલ-જ્ઞાનના એ દીવડાને )

આવો બ્હાલા બધુઓ, છે અનુપમ અવસર આજે રે,
રગે ચગે પાઠશાળાનો ઉત્સવ કરવા કાજે આ
અરિહત સિદ્ધસૂરિ ઉવજ્ઝાયા, મુનિપદ સેવો ભાવ
દર્શનનાણ ચરણ તવ નવ પદ, ચિત્તમા નિત્ય વસાવ રે ૧
કૃપાનિધિ નિષ્કારણ બધુ, જગજીવન આધાર
શરણે આવ્યો આજ તુમારા, ઉતારો ભવપાર રે ૨
અજ્ઞાનતાથી અતિ આથડીયા, ભવ અટવી મોઝાર,
સમ્યગ્જ્ઞાનનો ભાણુ ઉગ્યો ઉર, મિથ્યા તમ હરનાર રે ૩
પાઠશાળાનો ઉત્સવ આજે, ઉજવવાને કાજ,
અતિ ઉછરગે ઉમગે રગે,-ઉમટયો જૈન સમાજ રે ૪
અમ અતરના ભાવ જગાવો, જ્ઞાન દીપક પ્રગટાય,
લબ્ધિ લક્ષ્મણ કીર્તિ કહે છે, જન્મ સફળ મુજ થાય રે ૫

## ૩ સમુહ ગીત (ગરબો)

(રાગ-છોડ છોડ તુ દુ ખમય દુનિયા)

પાઠશાળાનો વાર્ષિક ઉત્સવ આજે ઉજવીએ,
જિનગુણ ગાઈ જિનશાળાને આજે ગજવીએ

સુંદર સાજ સજી સહુ આવો,
પ્રભુ ભક્તિની ધૂન મચાવો.
જિન આણાને શિર વહીને આજે ઉજવીએ. ૧

જૈન શાસનનો ધ્વજ ફરકાવો,
પ્રભુ વીરની જય જય બોલાવો.
અવસર આવો ફરી નહીં મળશે, હર્ષે ઉજવીએ. ૨

રંગ બેરંગી ધજા લહેરાવો,
માંગલિક તોરણીયા બંધાવો,
અનુપમ શોભાથી શોભાવી, આજે ઉજવીએ. ૩

સદાચાર ને વિનયી વિવેકી,
પ્રભુ સિદ્ધાંતના બનીએ ટેકી,
આશિષ એવી માગી પ્રભુથી, આજે ઉજવીએ. ૪

માનવ ભવને સફળ કરીશું;
ધાર્મિક શિક્ષણ પ્રેમે ગ્રહીશું,
જિનવાણીને દિલમાં ઠાણી, આજે ઉજવીએ. ૫

અતિ ઉછરંગે ઉમંગે રંગે,
મેળાવડાના શુભ પ્રસંગે,
મીઠા મધુરા પ્રભુગીત ગાઇ, આજે ઉજવીએ. ૬

સાચું શિક્ષણ વિરલા પાવે,
આદર્શ જીવન તસ્ સોહાવે,
લક્ષ્મણ કીર્તિ જગમા પ્રસરે, આજે ઉજવીએ. ૭

## ૪ બાળાઓનુ ગીત (ગરબો)

(રાગ-આજ ભાભી મોરી પાણીડે જાય)

પાઠશાળાની બાળા આજ, ઉજવે હો રાજ,
આજે ઉમટયો જૈન સમાજ, ઉત્સવ કાજ,
હળીમળીને આજે આવો આવો,
રૂડી ભાવનાઓ સહુ ભાવો ભાવો,
નમે પ્રણમો શ્રી જિનરાજ ઉ
આજ આવ્યા છીએ ગુરુજીના ચરણે અમે,
પાઠશાળાની બાળાઓ ભાવે પ્રણમે,
તરણ તારણ આપ જહાજ
સૂરીશ્વર રાજ
સતી ચદન બાળા ને રાજીમતી,
ક્યારે થઈશુ અમે, પણ એવી સતી,
એની આશિષ માગુ હુ આજ
સૂરીશ્વર રાજ
અમે શિયળ શણગારને સજી સજી,
પ્રભુ દેવાધિ દેવને ભજી ભજી,
દયા પ્રેમના સજશુ સાજ
શિવપુર કાજ
અમે પાઠશાળામા ભણી ભણી,
તત્ત્વજ્ઞાન જીવનમા વણી વણી,
દિલમા રાખી શાસનની દાઝ,
ઉજવો હો રાજ

અમે સ્હેલ સપાટા છોડી દઈ,
ખોટા ભપકાને દઈશું તિલાંજલી
અમે લઈશું શિવપુર રાજ.
સૂરીશ્વર રાજ...

દેવગુરુ ને ધર્મ જીવન મહીં
દર્શન જ્ઞાન ચરણને વહી વહી.
અમે લઈશું શિવપુર રાજ,
ઉજવો હો રાજ....

આત્મ કમલમાં લબ્ધિ આપો આપો.
સૂરી લક્ષ્મણની કીર્તિ વ્યાપો વ્યાપો,
કાપો કર્મતણા સામ્રાજ,
સૂરીશ્વર રાજ....

## વરઘોડામાં ગાવા યોગ્ય ગીત

### ૫ : જિન શાસનકા હો જયકારા

(ચાલ-ઝંડા ઉંચા રહે હમારા)

જિન શાસનકા હો જયકારા,
જગમેં જીસ્કા બજે નગારા.
રાગ દ્વેષકો દૂર નિવારા,
અષ્ટાદશ દૂષણ પરિહારા,
ઐસા જગમેં દેવ હમારા, જગમેં. ૧
સયમ ધારી ગુરુ હમારે,

ભવ્ય જીવોકે તારણહારે,
પંચ મહાવ્રત પાલણહારા જગમે ૨

દયા ધર્મ પ્રધાન હે જિસમે,
રક્ષાકુ કરના મખકા ઈસમે,
જિનવર ભાષિત ધર્મ હમારા જગમે ૩

ઇસ અવસર્પિણી કાળમે જાણો,
ઋષભદેવ પ્રભુ પ્રથમ પીછાણો,
અંતિમ વીર પ્રભુજી પ્યારા જગમે ૪

શાસન નાયક વીર પ્રભુ પ્યારા,
જિસને સચ્ચા ધર્મ પ્રચારા,
જિન શાસનકા સજળ સિતારા, જગમે ૫

ગૌતમ સ્વામી સ્વામી સુધર્મા,
સ્વામી જંબુ કેવળી ચરમા,
શાસન ધોરી જગ હિતકારા, જગમે ૬

ઉદાયન અરૂ શ્રેણિક રાજા,
સંપત્તિ થા ખુબ ગુણમે તાજા,
જિન શાસનકા કીયા ઉજાલા, જગમે ૭

કુમારપાળ પ્રતિબોધક સુંદર,
હેમચન્દ્ર ગુરુ ધર્મ ધુરંધર,
જીવદયા પ્રતિપાલનહારા, જગમે ૮

શાહ અકબરકો પ્રતિબોધી,
જીવ હિંસા જીવને પ્રતિબોધી;
હીરસૂરીશ્વર નામ પ્રમાણ જગમે ૯

આત્મ કમલમેં લબ્ધિ દાતા,
સૂરીલક્ષ્મણ **કીર્તિ** ગુણ ગાતા;
ઈસ શાસનકા લીયા સહારા, જગમેં. ૧૦

## વીરના એ બાલુડા

૬ (ચાલ-જ્ઞાનના એ દીવડાને)

વીરનાં એ બાલુડા તમે, લેજો શિક્ષણ સારૂં રે;
અંત કેરો દીપક પ્રગટે, જીવન સુધરે તારૂં રે. વી. ૧

નીતિ રીતિ કદીય ન તજવી, વ્યસનોથી દૂર રહેવું;
મીઠી વાણી સદાયે વદવી, કડવું વચણ ન વદવું રે. વી. ૨

ધર્મ તણુ મૂળ વિનય ભાખ્યુ, વિનયથી વિકસે જ્ઞાન;
સમ્યગ્જ્ઞાનને દીલ વસાવી, દૂર કરો અજ્ઞાન રે. વી. ૩

દાન શિયળ તપ ભાવના ભાવો, ગાવો જીનગુણ જ્ઞાન;
માનવ કેરો જન્મ મળ્યો છે, કરજે આત્મકલ્યાણ રે. વી. ૪

આદર્શ જીવન જીવી લેજે, કરજે પ્રભુ પૂજન;
ગુરુ વંદન નિત કરજે ભાવે, જિનવાણી શ્રવણ રે. વી. ૫

જિન આણાને શિર પર ધારી, કરજે ધર્મનાં કામ;
લબ્ધિલક્ષ્મણ કીર્તિ કહે છે, વરવા મુક્તિ ધામ રે. વી. ૬

**દાદર બા આત્મકમલ લબ્ધિસૂરીશ્વર જૈન** જ્ઞાનમંદિરમાં તા. ૧૭-૧૧-૬૮ રવિવારે બપોરે ત્રણ વાગે પૂ૦ પાદ આચાર્યદેવ શ્રીમદ્ વિજયલક્ષ્મણસૂરીશ્વરજી મહારાજની અધ્યક્ષતામાં શતાવધાની પૂ૦ આચાર્ય શ્રી વિજય કીર્તિચંદ્રસૂરિજી મ૦ ને બેરીસ્ટર, પ્રીન્સીપાલ, શ્રી

સ્તીશચન્દ્ર દેસાઈએ ભવ્ય જનમેદની સમક્ષ-'યાદ શક્તિ વધારો,' એ ગ્રન્થ ગુરુદેવ અર્પણ કર્યો ત્યારે શ્રીયુત શાંતિલાલ શાહે તે પ્રસંગનું સ્વરચિત-ગીત ગાઈ સંભળાવ્યું હતું

## ૭ ગ્રન્થ સમર્પણ સમારોહનું

## પ્રાસંગિક ગીત

આજનો અવસર અતિ મહાન

જ્ઞાન અને જ્ઞાનીજનનું જ્યાં, થઈ રહ્યું કેવું બહુમાન,
દક્ષિણ દેશોદ્ધારક સૂરિના, શિષ્ય છે કીર્તિસૂરીશ્વર,
શત શત અવધાનો અવધારે જેની વાણી મનોહર,
સચોટ વક્તા કવિજન સાચા, કરે મધુર આખ્યાન ૧
ગુરુ શિષ્યની અનુપમ જોડી ધ્યેય છે ધર્મપ્રચાર,
ધાર્મિક આધ્યાત્મિક સાહિત્યના, એ છે સર્જનહાર,
વિધ વિધ દેશ પ્રદેશે વિચરી, દેતા આતમજ્ઞાન ૨
દેશ કાળ બદલાઈ રહ્યા છે, ધર્મ વિમુખ છે માનવ,
અણુ શસ્ત્રોની ઓથે ભીષણ, પ્રગટી રહ્યો છે દાનવ,
હિંસક તાંડવ નૃત્યની સાથે, ખેલી રહ્યું વિજ્ઞાન ૩
સ્મરણ શક્તિ કુંઠીત થઈ છે, લોક ભણીને ભૂલતા,
સતેજ કરવા યાદ દાસ્તને, આજ ઘણાયે મથતા,
એવા ગ્રન્થો પ્રગટ કરે છે, સતીષચન્દ્ર છે વિદ્વાન ૪
સ્મરણ શક્તિ છે અદ્ભૂત જેની, એને ગ્રન્થ સમર્પણ,
નિર્મળ સ્વચ્છ સુશોભિત એવું, એનું જીવન દર્પણ,
ગ્રન્થ અને એના સર્જકનું, થઈ રહ્યું સન્માન ૫

પરમ પૂજ્ય ગુરુદેવ હૃદયથી, આશીર્વાદ વહાવે,
મંગલમય જીવન દર્શનની જ્યોત સદા પ્રગટાવે;
એથી તો આ ધન્ય દિવસ છે, ને અવસર છે મહાન. ૬

રચયિતા :
શ્રી શાંતિલાલ શાહ પ્રસિદ્ધ સંગીતરત્ન

## સિરોહી નગરે (રાજસ્થાન)

## દક્ષિણદેશોદ્ધારક પૂજ્યપાદ આચાર્યદેવ શ્રીમદ્વિજય લક્ષ્મણસૂરીશ્વરજી મહારાજના વરદ હસ્તે

વિ. સં. ૨૦૨૩ પોષ સુદ ૧૪ તા. ૨૫-૧-૬૭ બુધવારે

## શતાવધાની પૂજ્ય પંન્યાસજી શ્રી કીર્તિવિજયજી ગણિવરને આચાર્યપદ પ્રદાન કરવામાં આવ્યું

## ૮ — તે પ્રસંગનું ગીત —

(ચાલ-ધનાશ્રી)

કીર્તિવિજય મહારાજ....આજે....આપ બન્યા સૂરિરાજ;
ધન્ય ઘડી ધન્ય દિવસ દીપે, આનંદ મંગળ આજ. આજે૦
સૂરિપદ અર્પણ કાજે આજે, ઉમટયો જૈન સમાજ આજે૦
આજ અનુપમ સૂરિપદકેરો પહેર્યો શિરપર તાજ. આજે૦
કવિકુલતિલક શાસન દીપક, શતાવધાની મુનિરાજ. આજે૦

ધર્મ પ્રચારની ધગશ અનેરી, હૈયે શાસન દાઝ આજે૦
શાસન કેરા ધ્વજ લ્હેરાવો જગમા હે ગુરુરાજ આજે૦
જ્ઞાન ધ્યાન ગુરુ સેવા જેવા, મન્યા છે સુંદર સાજ આજે૦
બળ અર્પો શ્રી શાસન દેવો, શાસન સેવા કાજ આજે૦
અમર તપો શાસનના સિતારા, સ્વપર હિતને કાજ આજે૦
શહેર સિરોહી શ્રીસંઘ કેરા ભાગ્યે મળ્યા સૂરિરાજ આજે૦
આત્મ કમલ સૂરિ લબ્ધિ લક્ષ્મણ વંદન હો ગુરુરાજ આજે૦

**બહુશ્રુત વ્યાખ્યાનવાચસ્પતિ પ્રાત સ્મરણીય સ્વ પૂ૦ પાદ આચાર્યદેવ શ્રીમદ્ વિજયલબ્ધિસૂરીશ્વરજી મહારાજની**

## ૯ સ્વર્ગારોહણ તિથિ પ્રસંગનું ગીત

**( ચાલ-છે સાવ જગતમા અંધારુ અંધારુ )**

હે શાસન કેરા સિતારા સિતારા, શ્રી લબ્ધિસૂરીશ્વરરાયા,
મને તારી યાદ સતાવે

ગુર્જર દેશે બાલ શાસનમા જન્મ્યા શ્રાવક કુળે,
માતા મોતી પિતા પિતાંબર, આગળે લાલચંદ ગુવે,
બાળવયે વૈરાગી થઈને, સંયમ પંથે સીધાવે ૧

વકતૃત્વ શક્તિ હતી અનુપમ, રસની રેલ વહાવે,
સ્તવ રચ્યા વિધવિધ ભાષામાં, કવિકુલ કીરિટ કહાવે,
મહાપ્રભાવક જૈન શાસનના, સૂરિગણ મુગટ સોહાવે ૨

ક્રોધ વિજેતા પ્રીતિના દાતા, નેતા મુનિગણુ કેરા,
હૈયા કેરા હાર હતા ને. હતા મહા મોંઘેરા,
ગણ્યા ગણાય ન ગુણીયલ ગુરુનાં. ગુણો સદા સહુ ગાવે. ૩

શાંત સરળ ગંભીર હતા ને, હતા દયાના દરીયા,
મહાન હતા વિદ્વાન હતા ને. શમ દમ ગુણથી ભરીયા;
બાળક જિમ નિર્દોષ સ્વભાવે. રમતા સમતા ભાવે ૪

કવિત્વ શક્તિ હતી અનોખી. થયા અતિ પ્રખ્યાત.
વ્યાખ્યાન વાચસ્પતિ સૂરીશ્વર. થયા જગત વિખ્યાત;
અગણિત છે ઉપકાર તમારા, ભૂલ્યા ના ભૂલાયે. ૫

યાદ તમારી અહર્નિશ આવે. વિસર્યા ના વિસરાયે.
કવિતા. શિષ્યો ને વળી કીર્તિ, ગ્રન્થ, ગયા મૂકતા યે;
યશો દેહથી અમર સૂરીશ્વર, કવિજન ભવિજન ગાવે. ૬

હતા અનુપમ અંતિમ દશ્યો. ભૂલ્યા કદી ન ભૂલાયે,
અરિહંત અરિહંત કેરી ધૂનમાં, રહ્યા એ મસ્ત સદાયે:
સૂરિ **લક્ષ્મણ** **કીર્તિ** ગાવે, ભાવે શિર નમાવે. ૭

